ગા—ભાગ દશમો

# જૂની વાર્તાઓ

ખણ્ડ છઠ્ઠો

અનુવાદક
ઠક્કુર નારાયણ વિસનજી

"ગુજરાતી" પ્રિન્ટિંગ
…લાલ ઇચ્છારામ દેસા
[illegible]

ામ કરાવવાની ઇચ્છા રાખો છો કે જેથી આપણી ગરીબાઇનો નાશ ઈ જાય અને આ માછલાં પકડવાનું કામ આપ છોડી દ્યો!"

કેટલીકવાર સુધી ધીવરે કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. તે કોઈ ગભીર વિચારમાં નિમગ્ન થઈ ગયો હોય એમ જણાયું. થોડીવાર સુધી વિચાર કરીને ગંભીર ભાવથી તે છોકરાને તેણે કહ્યું: "દીકરા! હવે તું ઉમરલાયક થયો છે. જે કામ હું તારી પાસે કરાવવા માગું છું તે કામ કરવાની યોગ્યતા હવે તારામાં આવી છે, માટે સત્ય વાર્ત્તાને તારાથી છુપાવવાનું મને ઉચિત લાગતું નથી. સાંભળ, દીકરા! હું તારો જન્મદાતા પિતા નથી એ વિશે તારા મનમાં જે સંદેહ ઉત્પન્ન થયો છે તે યથાર્થ છે. હું તારો પાલક પિતા જ છું. જે વખતે મેં અહીં ધીવ-કામ શરુ કર્યું તે વખતે એક દિવસે વર્ષાદ અને પવનનું મોટું તોફાન થયું હતું અને તેથી પ્રભાતમાં જે વખતે હું નદીકિનારે ગયો ત્યારે અસંખ્ય મડદાં કિનારે પડેલાં મેં જેયાં. મેં તને તારી મરણ પામેલી માતાની છાતીપર જેયો, તે વખતે તું મૃતપ્રાય થઈ ગયો હતો; પણ ભાગ્યવશાત્ તારી નાડીઓ ટાઢી પડી ગઈ નહોતી. તારી માતાની આકૃતિ અને તેનો પોશાક જેઇને મારા મનની ખાતરી થઈ ગઈ કે તે અવશ્ય કોઈ ઉંચા ઘરનું માણસ હોવું જેઇએ. તારી નાડી ધીમે ધીમે ધડકતી હતી તે જેઇને હું તને મારે ઘેર લાવ્યો અને તારી ઘણી ઉપચાર કરીને તને સાજો કર્યો. પછી હું નદીતીરે ગયો. તે વખતે તારી માતાનું મડદું જે સ્થળે પડેલું હતું ત્યાં જ પડેલું હતું; પણ બે ત્રણ માણુસો બીજાં મડદાં જેવાને માટે ત્યાં આવ્યા હતા. હું પુનઃ તારી માતાના શબ પાસે ગયો ત્યારે એક ભાંગેલી તલ્વાર તેની પાસે પડેલી મેં જેઈ. તેને જેતાં જ તે મેં મારા હાથમાં પકડી લીધી."

ધીવરનું આ કથન સાંભળીને તેના પોષ્ય પુત્રે કહ્યું: "જે ભાંગેલી તલ્વારને તમે નદીકિનારે પત્થરપર ઘસીને ધાર ચડાવો છો તે જ તલ્વારનો કકડો શું મારી સંપત્તિ છે કે?"

મૃદુ હાસ્ય કરીને તે ધીવરે કહ્યું: "હા ભાઈ! એ તલ્વારનો કકડો તારી જ મિલ્કત છે. મેં તે તલ્વારનો કકડો લઈ લીધા પછી કેટલેક વખતે ત્યાં શોધ કરતા કેટલાક માણુસો આવી ચઢ્યા. તારી માતાનું મુખ જેઇને તથા તેને ઓળખીને તેમને ઘણું દુઃખ થયું. તેમણે કહ્યું કે: "આ એક વિખ્યાત જાદૂગરની પત્ની છે. તેનો પતિ મરણ પામવાથી તે પોતાના પુત્રને લઇને પોતાને પિયર જતી હતી પણ દૈવના કોપે તે જે વહાણમાં જતી હતી તે તોફાનમાં ભાંગી ગયું અને તે બિચારીની આ દશા થઈ છે. ક્યાં જાદૂગરનો દોરદમામ અને સુખસાહ્યબી અને

ક્યાં અને કેવી રીતે તેની પત્નીનું મરણ થયું! પ્રભુ, પ્રભુ! ‹
ગતિનો કોણ પાર પામી શક્યું છે! મૂર્ખ માણસો અર્થપ્રાપ્તિ થવ
અભિમાનમાં છકી જઇને આસમાનની સાથે બાથ ભીડવા તૈયાર થા
છે પરંતુ પરમેશ્વર તેના બારે ને ચારે દહાડા સરખા જવા દેશે કે
નહિ એનો તેઓ વિચાર કરતા નથી. આ બિચારી જાદુગરની સ્ત્રી કેવી
ભલી બાઈ હતી; તો પણ પરમેશ્વરે તેનાપર કેવું કષ્ટ નાખી કેવી રીતે
મારી છે તે જો અર્થના મદથી છકી ગયેલા માનવો જુએ તો અવસ્ય
તેમનો મદ કેટલેક અંશે ગળ્યા વિના ન જ રહે!"

ધીવરનું આ કથન સાંભળીને તે યુવકે કહ્યું: "તમારી પાસેના તલ્વારના કકડાને બરાબર ધાર છે કે નહિ? જો અત્યારે તેને બરાબર ધાર ન હોય તો તે મને આપો એટલે તેને પત્થરપર ઘસીને હું ધાર ચડાવીશ."

તે યુવકના આ શબ્દો સાંભળીને હસીને ધીવરે કહ્યું: "ભાઈ, તલ્વારને બરાબર ધાર ચડાવેલી છે. તારે તે જોઇતી હશે તો તે હું હમણાં જ લાવીશ. પણ જે કામમાટે મેં તારું લાલનપાલન કરીને તને મોટો કર્યો છે તે કામ તું કરીશ કે નહિ?"

કૃતજ્ઞતાયુક્ત હૃદયથી તે યુવકે કહ્યું: "પિતાજી! અત્યાર સુધી હું તમને મારા પિતાજી માનતો હતો અને તમને પિતાજી કહીને બોલાવતો હતો તેવી જ રીતે હવે પછી પણ હું વર્તીશ. નાનપણથી પાળી પોષીને તમે મને મોટો કર્યો છે એ તમારા ઋણમાંથી હું કોઈ પણ રીતે મુક્ત થઈ શકું તેમ નથી જ. બોલો, પિતાજી! તમે મને શું કામ બતાવો છો?"

ધીવરે કહ્યું: "એક ભયાનક રાક્ષસ મારો શત્રુ છે. હું પહેલાં એક રાજા હતો પરંતુ તે દુષ્ટ રાક્ષસે મારા રાજ્યમાં આવીને મારી સમસ્ત પ્રજા અને તેમનાં ઢોર ઢાંખરને મારી ખાધાં; એટલું જ નહિ, પણ મારા પરિવારનાં તમામ માણસો અને દાસદાસીઓનું પણ તે ભક્ષણ કરી ગયો તેથી મારું રાજ્ય છોડી હું અહીં નાસી આવ્યો અને ધીવરનું કામ કરીને મારું ગુજરાન કરવા લાગ્યો. મેં મારા મનમાં પ્રતિજ્ઞા કરી છે કે ગમે તેમ થાય તોપણ તે ભયંકર રાક્ષસને મારે વશીભૂત કરવો અથવા તેમ કરવાના પ્રયત્નમાં જીવનોત્સર્ગ કરવો. સદ્ભાગ્યે તું મારા હાથમાં આવી ગયો અને તારા પિતાની ભાંગેલી તલ્વાર પણ મને મળી આવી એટલે મને આશા છે કે મારી પ્રતિજ્ઞાનું હું પાલન કરી શકીશ. તારા પિતાની જાદૂઈ તલ્વારની મદદથી તું ઘણી જ સહેલાઇથી તે દુષ્ટ રાક્ષસને પરાસ્ત કરીશ એ વિશે

મને સોળેસોળ આના ખાતરી છે. તારી પાસે આ કામ કરાવવા-માટે જ મેં આટલી બધી મેહનત લઇને તને ઉછેરીને મોટો કર્યો છે. દીકરા! હવે તું મને દગો દેતો નહિ અને મારી આશાને નિરાશામાં ફેરવી નાખતો નહિ."

તે યુવકે કહ્યું: "પિતાજી! આ બાબતમાં તમે લગાર પણ ફિકર રાખશો નહિ. તમારી પ્રતિજ્ઞા હું અવશ્ય પૂરી કરીશ. પણ તમારો શત્રુ રાક્ષસ ક્યાં રહે છે તે હું જાણતો નથી માટે તેનું નિવાસસ્થાન મને બતાવો એટલે આપને આટલું બધું દુઃખ દેવાનો બદલો હું તેની પાસેથી પૂરેપૂરો લઇશ."

પછી ધીવર ઘરમાં ગયો અને તલ્વારનો ટુકડો લાવી તે યુવા-નના હાથમાં આપીને કહ્યું: "પુત્ર! તે રાક્ષસનું નિવાસસ્થાન હું તને મોઢેથી કહીશ અથવા રસ્તો મોઢેથી બતાવીશ તો તું ત્યાં એકલો જઈ શકીશ નહિ. એક ભયાનક નિબિડ અરણ્યના મધ્યમાં એક ઉંચો પર્વત છે અને તેમાં કેટલીક ગુફાઓ છે તેમાંની એક ગુફામાં તે રહે છે માટે એમ ને એમ એકલો તું તેના નિવાસસ્થાન પાસે જઈ શકે તેમ નથી એટલે હું તારી સાથે આવીને તેનું રહેઠાણ હું તને બતાવીશ."

તે યુવાને કહ્યું: "પિતાજી! તેમ હોય તો તમે મારી સાથે આવીને તેનું નિવાસસ્થાન મને બતાવો. મારા પાલક પિતાને માથે દુઃખના ડુંગર તોડી પાડનાર તે નીચ દુરાત્મા રાક્ષસનો વધ કરવાને મારા હાથ ચળવળી રહ્યા છે; માટે શીઘ્ર તૈયાર થઈ તમે મારી સાથે ચાલો અને તેના રહેઠાણની ગુફા મને બતાવો."

પછી તે ધીવર અને તે યુવાન ત્યાંથી નીકળ્યા. તે રાક્ષસનો નિવાસ એક નિબિડ અરણ્યમાં હતો. તે વન એટલું બધું ગીચોગીચ હતું કે તેમાં સૂર્યનાં કિરણો પણ પ્રવેશ કરી શકતાં નહોતાં. તે યુવક ઘણો બહાદુર અને સાહસી હોવાથી તે ગીચ વનમાં ચાલતાં તેના મનમાં ભયનો કિંચિન્માત્ર પણ સંચાર થયો નહિ. તે ધીવરની સાથે તે વનમાં આવેલા પર્વત આગળ તે ગયો.

તે વખતે રાક્ષસ પોતાની ગુફામાં નિદ્રા લઈ રહ્યો હતો તેથી યુવકે નિર્વિઘ્ન તેની ગુહામાં પ્રવેશ કર્યો. પોતાના હાથમાં પોતાના પિતાની તલ્વાર લઇને તે તે રાક્ષસની પાસે ગયો.

તે યુવકના આગમનનો પગરવ સાંભળી ચમકી ઉઠીને રાક્ષસ જાગી ઉઠ્યો અને પોતાની આંખો ઉઘાડીને તેણે જોયું તો તે યુવકને હાથમાં ઉઘાડી તલ્વાર લઇને પોતાને મારી નાખવાને તત્પર ઉભેલો તેણે જોયો. તે ઉઘાડી તલ્વારને જોઇને તેના મનમાં એક પ્રકારના ભયનો

આવિર્ભાવ થયો, કિન્તુ તે બહાર વ્યક્ત નહિ કરતાં તે તે યુવક સાથે મિષ્ટ ભાષણ કરવા લાગ્યો. તેના મિષ્ટ બોલો સાંભળીને પોતાનો મનોભાવ વ્યક્ત ન કરતાં તે યુવાન તેની સાથે વાતો કરવા લાગ્યો.

કેટલોક વખત સુધી વાર્તાલાપ કર્યાં પછી રાક્ષસને ગાફિલ જોઇને તે યુવકે પોતાના હાથમાંની તલ્વારને તે રાક્ષસની છાતીમાં ઘોંચી દીધી. એક પણ શબ્દ ન ઉચ્ચારતાં રાક્ષસ બેભાન થઇને જમીન-પર પડી ગયો. તેને મરી ગયેલો ધારીને યુવક કેટલીકવાર સુધી તેની પાસે ઉભો રહ્યો.

થોડા સમય પછી તે રાક્ષસને ભાન આવ્યું. આંખો ઉઘાડી તેણે ઉઠવાની ચેષ્ટા કરવા માંડી. અનેક ચેષ્ટા કરવા છતાં પણ તેનાથી ઉઠી શકાયું નહિ, ત્યારે તે યુવાન તરફ જોઇને મોં મલકાવીને તેણે કહ્યું: "હે યુવક! હું ધારું છું કે તમે જાદૂગરના પુત્ર છો; કારણ કે, તેના વિના અન્ય કોઇમાં શસ્ત્રાઘાતથી મને વિદ્ધ કરવાની શક્તિ નથી. વળી જે તલ્વારથી મને ઘાયલ કરવામાં આવ્યો છે તે તે જાદૂગરની મંત્રપૂત તલ્વાર જ હોવી જોઇએ; કારણ કે, તેના વિના બીજું કોઈ શસ્ત્ર મને ઇજા કરે તેમ નથી. જો તમે જાદૂગરના પુત્ર હો અને આ તલ્વાર જાદૂગરની પોતાની હોય તો પછી હું મારા જીવનની આશા રાખી શકીશ નહિ. મેં પ્રતિજ્ઞા કરી છે કે જે વ્યક્તિ મને પરાજિત કરશે તેને હું રાક્ષસીનો હાર ઇનામમાં આપીશ. હું તમારા હાથે પરાસ્ત થઈ ગયો છું માટે તે હીરાનો હાર હું તમને આપું છું તે તમે લ્યો."

આમ કહીને જે સ્થળે તે રાક્ષસે રાક્ષસીનો હાર સંતાડીને રાખ્યો હતો તે સ્થાન તેને બતાવ્યું. તે યુવાન રાક્ષસનું કહેવું બરાબર સમજી શક્યો નહિ તો પણ તેણે જે સ્થાન બતાવ્યુ હતું ત્યાં તેણે તપાસ કર્યો તો તેના હાથમાં એક મૂલ્યવાન હીરાનો હાર આવ્યો. તે હીરાના હારને પોષાકની અંદર ગુપ્ત રીતે સંતાડીને રાખવામાં આવ્યો હતો.

તે યુવાન હીરાનો હાર લઇને આવ્યો એટલે તેના તરફ જોઇને રાક્ષસે કહ્યું: "યુવક! આ હાર બરાબર સંભાળપૂર્વક સાચવીને તમારી પાસે રાખજો. આ કાંઈ સામાન્ય હાર નથી. તેને તમે તમારી પાસે થોડાક દિવસ રાખશો એટલે તેમાં શો ગુણ છે અને તેથી તમારું શું ભલુ થવાનું છે તે તમને જણાઈ આવશે. આ હાર મારી રાણીનો છે. એક કદરૂપા વામને જાદૂ વિદ્યાના બળથી તેને મોહાન્વિત કરીને તેની પાસેથી આ હાર લઈ લીધો હતો. તમારા પિતા મારા પરમ મિત્ર હતા આ વાત તેમના જાણવામાં આવી એટલે તેની પાસેથી આ હાર

તેમણે પડાવી લીધો અને તે લાવીને મને આપ્યો. આ હાર જે માણસ પરિધાન કરશે તે રાક્ષસરાજના સિંહાસનપર આરૂઢ થશે. જ્યારથી તે હાર રાણી પાસેથી લઈ લેવામાં આવ્યો છે ત્યારથી તે મોહમુગ્ધ અવસ્થામાં છે; માટે તેના તરફથી તમને કાંઈ પણ ભય રાખવાનું કારણ નથી. હું ધારું છું કે તમારા જેવા બળવાન્ અને સાહસી યુવકની પાસે આ હાર સહીસલામત રહી શકશે."

આમ બોલીને રાક્ષસ મૃત્યુ પામ્યો. તેના રક્તનો એક બિન્દુ તે હારપર નાખી તે યુવાને તે હારને પોતાના કપડામાં સંતાડીને રાખ્યો અને પછી તેનો પાલક પિતા વામન જે સ્થળે તેની વાટ જોઇને બેઠો હતો તે સ્થળ તરફ તે જવા લાગ્યો.

તે યુવાનને દૂરથી તે રાક્ષસની ગુફા બતાવીને વામન કેટલેક દૂર અરણ્યમાં એક વિશાળ વૃક્ષ નીચે તેની અપેક્ષા કરતો બેઠો હતો; કારણ કે, તે બહુ સારી રીતે જાણતો હતો કે તેના આવવાની વાત રાક્ષસના જાણવામાં આવશે તો તે તેને મારી નાખ્યા વિના રહેશે નહિ. આ ભયને લીધે જ તે ગુહાથી કેટલેક દૂર જઇને તે યુવાનની વાટ જોતો બેઠો હતો. રાક્ષસીનો હીરાનો હાર લઇને યુવક હરખાતો હરખાતો તે વામન જે વૃક્ષ નીચે બેઠો હતો તેની તરફ જવા લાગ્યો.

સંધ્યાકાળ થવા આવ્યો હતો. સૂર્યદેવ અસ્તાચળ તરફ ગમન કરી રહ્યા હતા. તેમનાં કિરણોનું સોનેરી અજવાળું ફક્ત વૃક્ષની ટોચપર જ દેખાતું હતું. વિહંગો પોતાને મન ગમતું ગાન કરતાં કરતાં પોતપોતાના માળા તરફ ગમન કરી રહ્યાં હતાં. ખેડૂતો આખો દિવસ કામ કરીને હળ, બળદ ને ગાડાં લઇને પોતપોતાને ઘેર જતા હતા. આવા સમયે તે યુવાન પોતાના મનમાં કાંઈ વિચારતો વિચારતો તેનો પાલક પિતા જે વૃક્ષ નીચે બેઠો હતો તે તરફ જવા લાગ્યો.

એકાએક તેનાં જ્ઞાનચક્ષુ ઉન્મીલિત થયાં. પાસેના ભાગમાં કોઈ માણસ હોય તેમ જણાતું નહોતું તો પણ મનુષ્યનો કંઠસ્વર તેને કર્ણગોચર થયો. વિસ્મિત થઇને તે ચારે બાજૂએ વ્યગ્રતાથી દૃષ્ટિપાત કરવા લાગ્યો. કેટલીકવાર પછી તેને જણાયું કે પક્ષીઓ મનુષ્ય સમજી શકે તેવી રીતે બોલીને વાતો કરી રહ્યાં હતાં. તે પક્ષીઓ શી વાતો કરી રહ્યાં હતાં તે સાંભળવાની તે યુવકને જિજ્ઞાસા થઈ. એકાગ્ર ચિત્તથી તે તેમની અંદર ચાલી રહેલી વાતો સાંભળવા લાગ્યો.

કેટલીકવાર પછી તેણે એક પક્ષીને બોલતું સાંભળ્યું કે: "જાદૂગરના પુત્રને હીરાનો હાર મળ્યો છે માટે હવે તે રાક્ષસરાજ્યનો

રાજા થશે; એટલે ચાલો આપણે સર્વ ભેગાં મળીને તેના ગુણોનું ગાન કરીએ."

તેનું આ કહેવું સાંભળીને એક બીજા પક્ષીએ કહ્યું: "ભાઈ! તે જાદૂગરના પુત્રને હાર પ્રાપ્ત થયો છે એટલે તે રાક્ષસોના રાજ્યનો અધિપતિ થશે એમ ધારવામાં તમે ભયંકર ભૂલ કરો છો; કારણ કે, તેનો પાલક પિતા વામન ઘણો જ ધૂર્ત છે. જાદૂગરના પુત્રને મારી નાખીને તેની પાસેથી રાક્ષસીનો હીરક હાર લઈ લેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો છે."

તે પક્ષીનાં આ વચન સાંભળીને એક ત્રીજા પક્ષીએ કહ્યું: "અરે, ભાઈ! તમે આ શું બોલો છો? જે છોકરાને તેણે પાળી પોષીને મોટો કર્યો છે; એટલું જ નહિ, પણ જે છોકરા વિના તેનું બીજું કોઈ સગું નથી તે છોકરાને તે મારી નાખવા ધારે છે એ કહેવું શું સરાસર મૂર્ખતાભરેલું નથી કે? આ ઉપરાંત જાદૂગરનો પુત્ર કાંઈ નિર્બળ કે શક્તિવિહીન નથી. તે વામનના જેવા દશ માણસોને ઉપાડીને ઉંડી ગર્તામાં ફેંકી દે એટલી તેનામાં શક્તિ છે; એટલે વામન તે છોકરાને મારી શકશે એમ તમે કહો છો તે કેમ માની શકાય વારુ?"

તે ત્રીજા પક્ષીની શંકાનું નિરસન કરતાં બીજા પક્ષીએ કહ્યું: "ભાઈ, આ દુનિયામાં લોભ પાપનું મૂળ છે અને પાપથી માણસ અધઃપાત અને મૃત્યુને વશ થાય છે. લોભી માણસ લોભને લીધે બીજાને મારતાં જરા પણ આંચકો ખાય તેમ નથી. લોભી માણસ સ્ત્રી, પુત્ર, સગાં વ્હાલાં કે દોસ્ત બિરાદરનો વિચાર કરતો નથી. તે તો પોતાનો સ્વાર્થ સધાતો હોય તો સર્વને મારવાને તત્પર થઈ જાય છે. આવા દાખલા આ દુનિયામાં અનેક બન્યા છે. લોભી માણસ પોતાની ધનતૃષ્ણાને સંતોષવાને અન્યનાં ખૂન કરે છે અને પરિણામે ઘૃણાકારક રીતે મૃત્યુને વશ થઈને યમસદનમાં ચાલ્યો જાય છે એ વાર્ત્તા સર્વ કોઈ જાણે છે; તથાપિ લોભને વશ થઈને ખૂના મરકી ચલાવતાં તે પાછી પાની કરતો નથી. હાલમાં વામન લોભમાં સપડાઈ ગયો છે તેથી તે પોતાના પોષ્ય પુત્રને મારી નાખવાને તૈયાર થયો હોય, તો કાંઈ આશ્ચર્યની વાર્ત્તા નથી. જાદૂગરનો પુત્ર વામન કરતાં જબરો છે એટલે વામન તેને મારી શકશે નહિ એમ ધારવું યોગ્ય નથી; કારણ કે, વામન જાદૂગરના પુત્ર સાથે સામી છાતીએ લડીને તેને મારવાનો નથી પણ તેનું કાટલું કાઢી નાખવામાટે તેણે એક યુક્તિ શોધી કાઢી છે."

પહેલા પક્ષીએ આશ્ચર્યચકિત થઇને કહ્યું: "જાદૂગરના પુત્રને મારી નાખવાની વામને શી યુક્તિ રચી છે?"

બીજા પક્ષીએ કહ્યું: "તે વિશ્વાસઘાતક વામનનું નામ જ ન દેશો. પોતાના આજ્ઞાધારક પોષ્ય પુત્રને પાણીમાં ઝેર મેળવીને તે આપવાનો તેણે પોતાના મનમાં નિર્ધાર કરેલો છે. ભોળો જાદૂગરપુત્ર જેવું વામનના આપેલા જળનું પાન કરશે કે તરત જ મરણને શરણ થશે અને રાક્ષસીનો હાર પોતાને પ્રાપ્ત થવાથી વામન રાક્ષસરાજ્યનો રાજા થશે."

જાદૂગરનો પુત્ર વૃક્ષ નીચે ઉભો ઉભો પક્ષીઓના પરસ્પર ચાલી રહેલા આ વાર્ત્તાલાપને સાંભળતો હતો, તેથી પોતાના પાલક પિતા વામન વિશે તેના મનમાં ઘણી ઘૃણા થઈ. જે માણસ પોતાના પુત્ર સાથે વિશ્વાસઘાત કરવાની સીમા સુધી પહોંચ્યો હોય તેને યમસદન ભેગો કરી દેવો એમાં કાંઈ પણ પાપ નથી, આમ વિચારતો વિચારતો તે વામન જે વૃક્ષ નીચે બેઠો હતો તે વૃક્ષ તરફ જવા લાગ્યો.

વામન પાસે જઇને તેણે બનેલી સઘળી વાત તેને કહી; કિન્તુ રસ્તે ચાલતાં પક્ષીના મુખથી તેણે જે વાત સાંભળી હતી તે તેને કહી નહિ. પુત્રના મુખથી રાક્ષસના મૃત્યુના સમાચાર સાંભળીને વામનને ઘણો જ આનંદ થયો. ઘેરથી જે ખાવાનું તેણે બાંધી લીધું હતું તે બહાર કાઢ્યું અને જાદૂગરના પુત્રને કહ્યું: "દીકરા! મારી પ્રતિજ્ઞાનું પાલન કરીને આજ તેં મારાપર મહદ્દ ઉપકાર કર્યો છે. તને ક્ષુધા લાગી હશે માટે આ ખાવાનું ખા. હું પણ થોડુંક ખાઉં છું."

યુવકે પક્ષીના મુખથી સાંભળ્યું હતું કે વિષ જળમાં મેળવેલું છે તેથી નિઃશંકભાવે તેણે ખાદ્ય ખાવા માંડ્યું. વામને તેના માટે જળનું પાત્ર ભરીને મૂક્યું પણ તેમાંથી તેણે એક ઘૂંટડો પણ પીધો નહિ. તે ખાઈ રહ્યો એટલે વામને કહ્યું: "બેટા! ખાધા પછી ઉપર જળ પીવું જોઇએ માટે આ પાત્રમાં જળ છે તે તું પી લે. તારા પીધા પછી જે જળ વધશે તે હું પીશ."

તેનું આ બોલવું સાંભળીને જાદૂગરના પુત્રે કહ્યું: "આ જળ પહેલાં તમે જ પીઓ અને પછી જે અવશિષ્ટ રહેશે તે હું પીશ."

જાદૂગરના પુત્રનું આ વચન સાંભળીને વામનને ઘણી જ નવાઈ લાગી. તેણે કહ્યું: "દીકરા! મને તૃષા લાગી નથી. વિના કારણ હું જળપાન શામાટે કરું? મને બરાબર રુચિ ન હોવાથી મેં ખાધું પણ નથી અને તેં ખાધું છે એટલે ખાધા ઉપર પાણી પીવું જ જોઇએ."

જાદૂગરના પુત્રે કર્કશ સ્વરથી કહ્યું: "જો આ પાણી તમે પહેલા પીશો નહિ તો હું નહિ જ પીઉં!"

વામને નમ્રતાથી કહ્યું: "દીકરા! એમ તે ચાલે? ખાધા ઉપર જળપાન ન કરીએ તો પેટમાં દુઃખે. જો તારે વધારે જળ ન પીવું હોય તો પણ બે ચાર ઘુંટડા તો અવશ્ય પી લે."

વામનના આ જળપાન કરવવામાટેના આગ્રહને જોઇને જાદૂગરના પુત્રના મનની ખાતરી થઈ ગઈ કે આ જ જળમાં વિષ ભેળવ્યું છે માટે જ તે આગ્રહ કરી રહ્યો છે. તેની આ ચાલથી જાદૂગરના પુત્રને ઘણો જ ક્રોધ ચઢ્યો. મોં રાતું પીળું કરી આંખો કાઢીને તે વામન તરફ જોઇને કહેવા લાગ્યો કે: "તમારે જ આ જળનું પાન કરવું જોઇશે. જો સીધી રીતે તમે તે નહિ પીઓ તો તમારું શિર આ તલ્વારવડે હું ઉડાવી દઇશ, સમજ્યા?"

જાદૂગરના પુત્રનું રુદ્ર સ્વરૂપ જોઇને વામન ભયભીત થઈ ગયો તેથી તેણે તે પાત્રમાંથી જળપાન કર્યું. નિમેષ માત્રમાં તેને ઝેર ચઢ્યું અને તે મૃત્યુ પામ્યો. તેના શબને ઠેકાણે પાડીને તે આગળ ચાલવા લાગ્યો. એક વૃક્ષ ઉપર કેટલાંક પક્ષી બેઠેલાં હતાં. જાદૂગરના પુત્રને જોઇને એક પક્ષી બોલી ઉઠ્યું: "આ જ તે જાદૂગરનો પુત્ર છે. તે રાક્ષસીનો હાર તેની પાસે છે તેથી તે રાક્ષસરાજ્યનો રાજા થશે. રાક્ષસી અત્યારે મોહાન્વિત અવસ્થામાં છે કિન્તુ તેને સ્પર્શ કરતાં જ તે પુનઃ તેની પૂર્વ અવસ્થાને પ્રાપ્ત કરશે, જાદૂગરપુત્ર સાથે તે પરણશે અને અતિ સુખમાં તેની સંસારયાત્રા ચલાવશે."

એક બીજા પક્ષીએ પૂછ્યું: "રાણી અત્યારે ક્યાં છે? અહીંથી તે કેટલે દૂર છે અને આ જાદૂગરનો પુત્ર તેને કઈ રીતે મળી શકશે?"

પહેલા પક્ષીએ કહ્યું: "તે અહીંથી ઝાઝી દૂર નથી. જે પર્વતની ગુહામાં રાક્ષસ નિવાસ કરતો હતો તેની પાસે એક નાનો પહાડ છે તે પહાડ ઉપર એક પ્રકાંડ અગ્નિકુંડ છે અને તે અગ્નિકુંડ હાલમાં રાણીનું રક્ષણ કરી રહ્યો છે. જે માણસ સાહસ કરીને તે અગ્નિકુંડ પાસે જશે તેની સાથે તે રાણી પરણશે."

બીજા પક્ષીએ કહ્યું: "જો અગ્નિકુંડ તે રાક્ષસીનું રક્ષણ કરી રહ્યો હશે, તો આ જાદૂગરનો પુત્ર તેની પાસે કઇ રીતે જઈ શકશે? આ જાદૂગરના છોકરા વિના અન્ય કોઈ ત્યાં જઈ શકે તેમ છે કે?"

પ્રથમ પક્ષીએ કહ્યું: "આ યુવક જ તે અગ્નિકુંડ પાસે જઇ શકશે. એના વિના અન્ય કોઈ તેની પાસે જવાનું સાહસ કરી શકે તેમ નથી."

બીજા પક્ષીએ કહ્યું: "ભલ ભલી દુનિયા પડી છે. આ યુવક ઉપરાંત આ જગતમાં અનેક સાહસી વીરરત્નો છે. તેઓ જો આ વાર્તા જાણવા પામે અને ઇચ્છે તો આ કાર્ય કરી શકે કે નહિ?"

પહેલા પક્ષીએ ઉત્તર આપ્યું: "જો બીજું કોઈ તે અગ્નિકુંડ પાસે જવાનું સાહસ કરશે તો ફાવશે નહિ; કારણ કે, મંત્રપૂત તલ્વાર વિના કોઈ તેની પાસે જાય તો તે અગ્નિના તાપ સહી શકે તેમ નથી. આ માટે જ હું કહું છું કે આ જાદૂગરના પુત્ર ભવિષ્યમાં રાક્ષસોનો રાજા થશે અને રાક્ષસી સાથે પરણશે."

પક્ષીઓ વચ્ચે ચાલતી આ વાતચીત જાદૂગરનો છોકરો વૃક્ષ નીચે ઉભો ઉભો સાંભળતો હતો. ઉતાવળા પગલે તે ત્યાંથી ચાલ્યો અને થોડીવારમાં જ નિર્દિષ્ટ પહાડ પાસે જઈ પહોંચ્યો.

પહાડપર આરોહણ કર્યાં પછી તે જાદૂગરપુત્રની દૃષ્ટિ અગ્નિકુંડપર પડી. તેને લાગ્યું કે તે કુંડને ભેદીને તે રાક્ષસી રાણી પાસે જઈ શકાય તેમ નથી; તો પણ સાહસ કરીને તે અગ્નિકુંડ પાસે ગયો. અગ્નિકુંડ પાસે ઉભા રહીને તેમાં થઇને પોતે કેવી રીતે જવું તે વિશે તે વિચાર કરવા લાગ્યો. પક્ષીઓનાં મુખથી તેણે સાંભળ્યું હતું કે તેની તલ્વાર મંત્રપૂત હતી તેથી તે અગ્નિકુંડને ભેદી નાખવાને તે સમર્થ થાય તેમ હતું એટલે મ્યાનમાંથી તલ્વારને બહાર કાઢીને સાહસપૂર્વક તે તે અગ્નિકુંડપર તેના આઘાત કરવા લાગ્યો.

તેણે કુંડપર તલ્વારનો ત્રણ વખત આઘાત કર્યો એટલે અગ્નિકુંડ અદૃશ્ય થઈ ગયો. આ જોઇને જાદૂગરનો પુત્ર વિસ્મય પામ્યો. થોડેક દૂર તેણે એક અતિ સ્વરૂપવતી યુવતીને સુવર્ણના સિંહાસનપર મોહાન્વિત અવસ્થામાં ચક્ષુ મીચીને પડેલી જોઈ. તે યુવતીનું સ્વરૂપ જોઇને તે અતિશય પ્રસન્ન થયો. આનંદિત મનથી તેની પાસે જઇને બન્ને હાથે તેના ગંડસ્થળ પકડી તેણે વ્હાલથી તેને ચુંબન કર્યું એટલે તે યુવતીના મોહનો નાશ થઈ ગયો. યુવતીએ ધીમેથી પોતાનાં ચક્ષુ ઉઘાડ્યાં. બન્ને જણાં એક બીજાને જોઇને પુલકિત થયાં અને તે જ સ્થળે તેમણે ગાંધર્વ વિવાહ કરી લીધો.

રાક્ષસી રાણીની સાથે લગ્ન કરીને જાદૂગરનો પુત્ર રાક્ષસરાજ્યના રાજપદ ઉપર પ્રતિષ્ઠિત થયો. પોતાને મનગમતી રાણી અને અઢળક ધનસંપત્તિ પ્રાપ્ત થવાથી તે પૂર્ણ સુખમાં પોતાની સંસારયાત્રા કરવા લાગ્યો.



# રાણી અને ખેડૂત

જે વખતે આ દેશમાં પહેલ વહેલી રેલગાડી કરવામાં આવી તે વખતે ચોર, લૂટારા અને ધાડપાડૂનો એટલો બધો ત્રાસ હતો કે લોકો નીરાંતે મુસાફરી કરી શકતાં નહોતાં. તે વખતના લૂટારા એટલા બધા સાહસી હતા કે તેઓ બેધડક ચાલતી ગાડીમાં ચડી જતા અને મુસાફરોને મારી નાખીને તેમના સર્વસ્વનું હરણ કરી સહીસલામત ચાલતી ગાડીએ નીચે ઉતરી જતા હતા. તેમને પકડવાને ઘણા ઘણા યત્ન કરવામાં આવતા પરંતુ તેઓ પકડાતા નહોતા.

આવા વખતે એક દિવસ બપોરે કોઈ એક દેશની રાણી તારકેશ્વર જવાને માટે એકલી રેલગાડીમાં બેઠી. રાણી છદ્મવેશે મુસાફરી કરવા ઇચ્છતી હતી તેથી તેણે ત્રીજા વર્ગની ગાડીની ટિકિટ લીધી હતી.

ડબામાં બેઠા પછી તેને જણાયું કે તેના ડબામાં ફક્ત એક જ મુસાફર હતો. તે ઉમરે પહોંચેલો અને મજબૂત બાંધાનો હતો પરંતુ તે એક સામાન્ય ખેડૂત હતો. તારકેશ્વર પાસેના કોઈ ગામમાં તે રહેતો હતો. તે પોતાના ખેતરમાં પાકેલું અનાજ વેચવાને શહેરમાં ગયો હતો અને તે અનાજ વેચીને હવે પોતાને ગામ જતો હતો.

રાણી પણ પ્રૌઢ વયની હતી. તે વિધવા હતી. બન્ને પ્રવીણ માણસ હતાં અને બન્નેની ઉમર સરખી જ હતી. ડબામાં બીજો કોઈ મુસાફર નહોતો એટલે રાણી તે ખેડૂતની સાથે વાતો કરવા લાગી.

કેટલીક વખત સુધી આમનેમની વાતો કર્યાં પછી રાણીએ કહ્યું: "આ મુલક ઘણો વિકટ છે. મેં સાંભળ્યું છે કે અહીં ઘણી વખતે ગાડીમાં લૂટ થયેલી છે. આટલામાં જ રત્નાપાથીર નામના એક લૂટારાનો અડ્ડો છે. તે જો હાલમાં બીજે ક્યાંય નહિ ગયો હોય અને આ ગાડીની તેને ખબર પડી હશે તો આપણી માલમત્તા અને જિંદગી જોખમમાં છે એમ જ આપણે સમજી લેવાનું છે; કારણ કે, આ ગાડીમાં ઘણા જ થોડા મુસાફરો છે અને જો લૂટારાને આ વાતની ખબર મળી તો આપણા ભોગ જ મળ્યા. આપણી ગાડીને લૂટ્યા વિના તેઓ નહિ જ છોડે!"

ખેડૂતે કહ્યું: "બાઈ! તમારું કહેવું ખરું છે. રત્નાપાથીરનો અડ્ડો નાલિકુલની પડોશમાં છે અને તે અહીંથી બહુ દૂર નથી. અહીંથી બે સ્ટેશન ગયા પછી ત્રીજું નાલિકુલનું સ્ટેશન આવે છે. આ ગાડીમાં હું ઘણી વખત મુસાફરી કરું છું. રત્નો એટલો બધો સાહસી છે કે તેને મન દિવસ અને રાત્રિ બન્ને સમાન છે. જ્યારે જ્યારે તે ગાડીમાં

લૂટ ચલાવે છે ત્યારે ત્યારે તે લોકોને લૂટીને સહીસલામત છટકી જાય છે. તેને પકડવાને માટે અનેક યત્નો કરવામાં આવ્યા છે પરંતુ કાંઈ વળ્યું નથી."

રાણીએ કહ્યું: "તમને આ ડબામાં બેઠેલા જોઈને જ હું આ ડબામાં બેસવાની હિંમત કરી શકી છું. મારી પાસે કાંઈ ધનમાલ નથી તોપણ જો હું એકલી ડબામાં હઈશ તો મને ધનવતી ધારીને તેઓ ઘણું દુ:ખ દેશે એમ ધારીને હું તમે બેઠા હતા તે ડબામાં બેઠી છું."

રાણીનું આ કથન સાંભળીને ખેડૂતના મુખપર ભયનાં ચિહ્ન સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યાં. તેણે કહ્યું: "સર્વનાશ! તમારો આ વિચાર મારા મનમાં પ્રથમ આવ્યો નહિ એમાટે હું મને પોતાને મૂર્ખ ધારું છું. પાસે કાંઇક જર હોય તો ખાલી ડબામાં કદાપિ બેસવું ન જોઇએ એ તમારો વિચાર ઉચિત છે. આજ મારી પાસે દશ દશની બે-એમ વીસ રૂપિયાની-નોટો છે. આ વર્ષે પાક સારો આવ્યો હતો તેથી હું પાસેના શહેરમાં અનાજ વેચવા પ્રભાતમાં ગયો હતો. સદ્‌ભાગ્યે આજ એકદમ ગ્રાહક મળી ગયો અને પૈસા પણ રોકડા મળી ગયા છે. તે પૈસા અત્યારે મારી પાસે છે. સખ્ત મજૂરી કરીને ઉપાર્જન કરેલા આ વીસ રૂપિયા જો લૂટારા ગાડીમાં લૂટ ચલાવે તો તેમના હાથમાં શું કરું તો જઈ ન પડે એ જ વિચાર મને ચિન્તારૂપ થઈ પડ્યો છે."

ખેડૂતનું આ બોલવું સાંભળીને રાણીએ કહ્યું: "જો તમો મારા કહ્યા પ્રમાણે કરો તો તમારા બધા રૂપિયાનું રક્ષણ કરવાને તમો શક્તિમાન્ થશો."

ખેડૂતે કહ્યું: "બાઈ! જો તમે તેવો કોઈ ઉપાય જાણતાં હો તો અવશ્ય મને કહો; તેમાટે હું તમારો મોટો ઉપકાર માનીશ."

રાણીએ કહ્યું: "એક કામ કરો. તમારી પાસેની બન્ને નોટોને તમારા જોડામાં મૂકીને પછી તમે જોડા પહેરી લ્યો. પરમેશ્વર ન કરેને કદાચિત્ લૂટારા આવે તો તમે તમારાં બધા લૂગડાં બતાવજો. તેઓ ગમે તેવા ધૂર્ત હશે તોપણ તમારા જોડા કાઢીને બતાવવાનું તમને નહિ કહે. કેમ, મારી આ યુક્તિ તમને બરાબર લાગે છે કે નહિ?"

કેટલીકવાર સુધી વિચાર કરીને ખેડૂતે કહ્યું: "બાઈ, એ બધી વાત ખરી; પણ રૂપિયા હોય કે નોટો હોય, તે લક્ષ્મી છે. લક્ષ્મીને જોડામાં કેમ રખાય?"

મંદ સ્મિત કરીને રાણીએ કહ્યું: "ભલા માણસ, પ્રથમ જીવ અને પછી ધર્મ! જો તમારી પાસેથી વીસ રૂપિયા નીકળશે તો બીજા

રૂપિયા તમારી પાસે હશે એમ લૂટારાને શક આવશે અને તમારી પાસે બીજા રૂપિયા ન હોવાથી તમે તે નહિ આપી શકો એટલે અવશ્ય તેઓ તમને મારી નાખશે. મારી કહેલી યુક્તિ પ્રમાણે ન કરવાથી તમારાપર કેવી આફત આવી પડશે તેનો લગાર શાંતિથી વિચાર કરો. ધર્મ અધર્મ જોવા બેસશો તો માર્યાં જશો.''

રાણીની આ વાત ખેડૂતના ગળે ઉતરી તેથી તેણે તેના કહ્યા પ્રમાણે નોટોને પોતાના જોડામાં સંતાડીને જોડા પહેરી લીધા. રાણીએ પણ પછી તે વિશે કાંઈ વાત ન કાઢી; કિન્તુ બીજી બાબતો વિશે વાતો ચલાવવા માંડી. ભય ભરેલા પ્રદેશમાંથી ગાડી જતી હતી તેથી તે તીરવેગે ચાલતી હતી.

એકાએક એક વિસ્તીર્ણ મેદાનમાં ગાડી અટકી ગઈ. ચાલક ગાડીમાંથી નીચે ઉતર્યો અને સીસોટીઓ વગાડી વગાડીને પાસેના લોકો પાસેથી સાહાય્યમાટે પ્રાર્થના કરવા લાગ્યો; કિન્તુ તેનો સંકેતધ્વનિ કોઇએ સાંભળ્યો નહિ અથવા સાંભળ્યો હોય તો પણ કોઈ તેની મદદે ગયું નહિ.

ગાડી કેમ અટકી ગઈ હતી તેનું કારણ રાણી અને ખેડૂત સમજી ગયાં હતાં. રત્નાપાથીની ટોળીએ ગાડીપર આક્રમણ કર્યું હતું. તેઓ બન્ને ઘણાં ગભરાઈ ગયાં હતાં, તો પણ ધીરજ ધારીને ચુપચાપ પોતાની જગ્યાએ બેસી રહ્યાં હતાં. કેટલીકવાર પછી રત્નાપાથી પોતે તે ગાડીમાં આવ્યો અને પહેલાં રાણીને તેની પાસેની સર્વ સંપત્તિ આપી દેવાને કહ્યું.

રાણીએ પોતાનાં લૂગડાં ખંખેરીને તેને કહ્યું: ''ભાઈ! અમારી પાસે વીસ રૂપિયા જ છે. જો અમને બન્નેને તારકેશ્વર વિના કલેશે જવા દેવાનું તમો વચન આપો તો તે રૂપિયા અમો તમને આપી દઇએ.''

થોડીવાર સુધી વિચાર કરીને લૂટારાના સરદારે કહ્યું: ''જો તમારી પાસેથી રૂપિયા છીનવી લઇને અમો તમને તારકેશ્વર ન જવા દઇએ તો?''

રાણીએ કહ્યું: ''ભાઈ! અમે સાંભળ્યું છે કે તમો લૂટારા લોકો એકવચની થાઓ છો અને મોઢેથી જે કાંઈ બોલો છો તે કદાપિ ફોક કરતા નથી. તમે અસત્યવક્તા નથી એ વિશે અમારી ખાતરી છે. એક વખત તમે અમને વચન આપશો એટલે તેને અમે વિધિના લેખ સમાન માની લઇશું. તમારા કહેવામાં અમને અવિશ્વાસ નથી.''

રાણીનું આ કથન સાંભળીને લૂટારાનો સરદાર સંતુષ્ટ થયો. રાણીના પ્રસ્તાવનો સ્વીકાર કરીને તેણે કહ્યું: ''ભલે, હું તમને સહીસલામત તારકેશ્વર જવા દઇશ; તમે તમારી પાસેના વીસ રૂપિયા મને આપી દો.''

ખેડૂત તરફ જોઇને રાણીએ કહ્યું: "હવે, તમે તમારી પાસેના વીસ રૂપિયા રાખી શકશો નહિ. તમારા જોડામાં વીસ રૂપિયાની નોટો છે તે કાઢીને આ ભલા માણસોને આપી દ્યો."

અત્યન્ત ગુસ્સે થઇને ખેડૂતે પોતાના જોડામાંથી નોટો કાઢીને લૂટારાના સરદારને આપી અને તે લઇને લૂટારાનો સરદાર થોડીવારમાં પોતાના સાથીઓને લઇને ત્યાંથી ચાલ્યો ગયો. લૂટારાને જતા રહેલા જોઇને ચાલકે ગાડી ચલાવવા માંડી. ગાડી પુનઃ તીરના વેગે ચાલવા લાગી.

કેટલીકવાર સુધી નીરવ રહ્યા પછી વિરક્ત અને રાગાન્વિત ભાવથી રાણી તરફ જોઇને ખેડૂતે કહ્યું: "હવે મારા મનની ખાતરી થઈ છે કે તું પણ આ લૂટારાની ટોળીમાંની જ છે. જો તેમ ન હોય તો તારા બોલવા ઉપરથી લૂટારા રૂપિયા લઇને એમને એમ ચાલ્યા કેમ જાય? અરે, દુષ્ટા! તું આવી અકૃતજ્ઞ અને વિશ્વાસઘાતક છે, એની મને પહેલાં ખબર નહોતી. તારા લીધે જ મારી વર્ષની મેહનતનું ફળ ચાલ્યું ગયું છે. તેં પોતે જ મને રૂપિયા જોડામાં સંતાડવાનું કહ્યું હતું અને તે કયાં સંતાડ્યા છે એ વાત લૂટારાના સરદારને તેં પોતે જ કહી દીધી એ તે તારો કેવો વ્યવહાર કહેવાય? ભલે, જે થવાનું હતું તે થઈ ગયું છે અને મારા રૂપિયા મારા નસીબમાંથી જવાના લખેલા હશે તેથી ગયા છે; પરંતુ તારી વિશ્વાસઘાતકતાનું ફળ હું તને આપ્યા વિના નહિ રહું. એક વખત મને તારકેશ્વર પહોંચવા દે અને પછી જો કે હું તને પોલીસના હવાલામાં આપું છું કે નહિ?"

મંદ સ્મિત કરીને રાણીએ કહ્યું: "ભલા માણસ! તારકેશ્વરમાં ગયા પછી તારે કરવું હોય તે કરી નાખજે. અત્યારે અહીં શું છે? જીવ કરતાં વીસ રૂપિયા તને વધારે વ્હાલા છે? એવા તો કેટલાય રૂપિયા માણસ જીવતો હોય છે તો રળી શકે છે."

આ પછી રાણી અને ખેડૂત વચ્ચે કાંઈ વાતચીત થઈ નહિ. આખરે ગાડી તારકેશ્વર પહોંચી એટલે ખેડૂત અને રાણી બન્ને ડબ્બામાંથી બહાર નીકળ્યાં. રાણીએ ખેડૂતને પોતાની પાછળ પાછળ આવવાનો અનુરોધ કરીને આગળ ચાલવા માંડ્યું.

કેટલોક વખત સુધી ચાલ્યા પછી તેઓ એક પ્રકાંડ અટ્ટાલિકા પાસે પહોંચ્યાં. રાણીને જોઇને તે અટ્ટાલિકાના દ્વારપાલે માનદર્શક નમસ્કાર કરીને દ્વાર ઉઘાડી દીધાં એટલે રાણી તે ખેડૂતને પોતાની પાછળ પાછળ લઇને પોતાના વિશ્રામસદનમાં ગઈ.

તે પ્રકાંડ અટ્ટાલિકા અને તેમાંનાં દાસ દાસીઓને જોઇને ખેડૂતના મનમાં જે કાંઈ સંદેહ થયો હતો કે તે સ્ત્રી લૂટારાની સાથી હોવી

જોઇએ તે દૂર થઈ ગયો. તે લૂટારાની મળતીયણુ નથી એ વિશે તેના મનની ખાતરી થઈ ગઈ. રાણીના વિશ્રામાલયમાં તે એક સ્થળે વિસ્મય-વિચકિત ચિત્તથી બેસી ગયો.

કેટલીકવાર સુધી વિશ્રામ કર્યો પછી રાણીએ કહ્યું: "હે ખેડૂત! હું ઘેરથી કાંઈ સારા શકુન જોઇને નીકળેલી તેથી જ આજે જીવતી જાગતી પાછી આવી શકી છું. આજ મારી સાથે દશ હજાર રૂપિયા હતા. મેં મારી કેટલીક જમીન એક માણસને વેચાતી આપી હતી ને તેના પૈસા આપવાનો વાયદો આજનો હતો તેથી આજ સવારમાં હું તે લેવા ગઈ હતી અને તે માણસે મને તે પૈસા આપી દીધા હતા. તે લઇને આજની ટ્રેનમાં હું મુસાફરી કરવાની છું એ સમાચાર રત્ના લૂટારાને મળેલા હોવા જોઇએ અને તેથી જ તેણે ચાલતી ગાડીએ લૂટ કરવાનું સાહસ કર્યું હશે. સાધારણ અર્થલાભમાટે આટલું બધું સાહસ ખેડે એટલો બધો તે ભોળો નથી. પણ તેના નસીબમાં વીસ રૂપિયા લખેલા તેથી તે લઇને તે સંતોષ પામ્યો હતો.

આમ કહીને પોતાની ગાંસડી છોડીને માંહીથી નોટો કાઢીને તેણે તે ખેડૂતને બતાવી અને પછી કહ્યું: "મહાશય! તમારા ધનના ભોગે મારા પ્રાણ અને સંપત્તિની રક્ષા થયેલી છે માટે આ નોટોમાંથી જેટલી નોટો તમારે જોઇતી હોય તેટલી લઈ લ્યો."

ખેડૂતે અતિશય વિનીત ભાવથી કહ્યું: "માતુશ્રી! હું તો આપના દાસ સમાન છું. મારાથી આપને કાંઈ અજુકતું કહેવાયું હોય તો તે માટે મને માફ કરશો. આપ મને અર્થનો લોભ બતાવશો નહિ; કારણ કે, અર્થ તો આજ છે ને કાલ નથી. જો આપની મારાપર ખાસ કૃપા ઉતરી હોય તો મારાં ભાઈ, ભાંડુ, સ્ત્રી, પુત્ર, પરિવાર વગેરેને લઇને હું સુખ-પૂર્વક રહું તેવો કાંઈ પ્રબંધ કરી દો. જો આપ આમ કરશો તો હું આખી જિંદગી સુધી આપનો આભારી રહીશ."

તે ખેડૂતનું આ કહેવું રાણીને ગમ્યું. તેણે તેને ખેડવામાટે કેટ-લાક વીઘા જમીન આપી અને તેથી ખેડૂત ઘણા આનંદમાં પોતાના દિવસો ગાળવા લાગ્યો.

---

## દિગ્વિજયી રાજા

કોઈ એક દેશમાં એક બળવાન રાજા રાજ્ય કરતો હતો; પણ તેને શાંતિથી રાજ્ય કરવું મુદ્દલ ગમતું નહોતું. પાડોશના રાજાઓ સાથે તે લડાઇમાં ઉતરતો અને તેમને પરાજિત કરતો ત્યાં સુધી તેને જંપ વળતો નહિ.

આ પ્રમાણે ધીમે ધીમે તેના રાજ્યની પાડોશના તમામ રાજાઓને તેણે પરાસ્ત કરી દીધા અને તે તેના આશ્રિત એટલે ખંડીઆ રાજાઓ થયા.

પાડોશના રાજાઓને વશ કરીને તે રાજાએ દિગ્વિજય કરવાનો આરંભ કર્યો. તે એક જબરું લશ્કર લઇને પોતાના રાજ્યમાંથી નીકળ્યો. કેટલાક રાજાઓએ યુદ્ધ કર્યાં પછી અને કેટલાકે યુદ્ધ કર્યાં વિના તેના આધિપત્યનો સ્વીકાર કર્યો અને બીજા રાજાઓની માફક તેઓ પણ તેને ખંડણી આપવા લાગ્યા.

આ પ્રમાણે દેશના તમામ રાજાઓને તેણે પોતાના આશ્રિત રાજા બનાવી દીધા ત્યારે તેના મનને એક પ્રકારની નિશ્ચિંતતા પ્રાપ્ત થઈ. પરંતુ થોડા વખત પછી પોતાનો વખત કેવી રીતે ગાળવો એ વિશે તેના મનમાં વિચાર થવા માંડ્યો. શાંતિમાં જીવન ગાળવું તેને સારું લાગ્યું નહિ. હવે કોની સાથે યુદ્ધ કરવું એ વિશે તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.

તેની સામે લડાઇમાં ઉભો રહે એવો એક પણ રાજા ન હોવાથી કોની સાથે લડાઈ જમાવવી એ તે સમજી શકયો નહિ અને તેથી એક દિવસ તેણે દરબાર ભરીને કહ્યું: "મને લડાઇનો ઘણો શોક છે. કયે વખતે કોની સાથે લડાઈ કરવી એ જ વિચારમાં મારું મન ગુંથાયલું રહે છે. આજ સુધીમાં મેં દુનિયાના તમામ રાજાઓને જીતી લીધા છે એટલે હવે મારી સામે આ દુનિયામાં ઉભો રહે એવો એક પણ રાજા અસ્તિત્વ ધરાવતો નથી. અર્થાત્ કોની સાથે યુદ્ધ કરીને મારા મનને બહેલાવવું એ વિશે મને વિચારપર વિચાર થયા કરે છે. મારા તાબાના સર્વ રાજાઓ મારી આણ પૂરેપૂરી માને છે અને મને આપવાને કબૂલ કરેલી ખંડણી તેઓ પૂરેપૂરી અને યોગ્ય સમયે આપી દે છે એટલે વિના કારણ તેમની સાથે હું લડી શકતો નથી તેથી હાલમાં મારો વખત મને ઘણો કંટાળા ભરેલો લાગે છે. જે માણસ મારા મનને હંમેશાં યુદ્ધમાં નિયુક્ત રાખવાનો રસ્તો બતાવશે તેને તેની ઇચ્છા મુજબનું ઇનામ આપવા હું તૈયાર છું; અરે જો તે મારું અર્ધ રાજ્ય માગશે, તો તે પણ હું ઘણી ખુશીથી આપીશ."

રાજાનું આ કથન સાંભળીને કોઈ માણસે કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. 'એવો કોઈ રસ્તો શોધી કાઢવાનો અમે યત્ન કરીશું' એમ કહીને દરબારમાંનાં સર્વ માણસો પોતપોતાને ઘેર ગયાં. આ વિષયમાં કોઈ પણ રાજકર્મચારીએ કાંઈ પણ કર્યું નહિ. બે ચાર દિવસ ગયા એટલે રાજાના અનુરોધનું તેમને વિસ્મરણ થયું. માત્ર

રાજાના પ્રધાનના મનમાં આ વિષય ઘોળાયા કરતો હતો. રાજા પાસેથી તેણે કેટલાક દિવસની રજા લીધી અને એકાંતમાં બેસીને ઉંડો વિચાર કરીને યુદ્ધવિષયની એક નવી રમત શોધી કાઢી.

તેણે ચોસઠ નાના નાના ચોરસ ખાનાનું એક લાકડાનું બૉર્ડ તૈયાર કરાવ્યું અને તેમાં રમવાને માટે બત્રીસ માણસનું લશ્કર બનાવ્યું. તે લશ્કરમાં બે રાજા ને બે મંત્રી હતા અને પ્રત્યેક રાજાના પક્ષમાં બે અશ્વારોહી, બે હાથીપર રહીને લડનાર, બે નૌકાનાં માણસો અને આઠ પદાતિ હતા. આ પ્રમાણે દરેક પક્ષમાં એક રાજા અને તેના મંત્રી તથા અન્ય માણસો થઇને સોળ જણનું બળ હતું.

બન્ને દળનાં માણસોનાં રંગ જૂદા જૂદા હતા અને તે હાથી દાંતના બનાવેલા હતા. તે કાષ્ઠના ચતુષ્કોણ ઉપર બન્ને રાજાઓ પોતપોતાનું સૈન્ય લઇને યુદ્ધ કરવા નીકળી પડ્યા હોય એમ ધારીને રમત રમવાની હતી. દીર્ઘકાળ સુધી વિચાર કર્યા પછી આ રમત ખોળી કાઢીને મંત્રી રાજા પાસે ગયો.

રાજા પાસે જઇને મંત્રીએ કહ્યું: "મહારાજ! મેં એક પ્રકારની રમતની સૃષ્ટિ કરી છે કે જે રમત રમતાં આપ હંમેશાં પોતાના મનને યુદ્ધમાં રોકેલું રાખી શકશો. એ રમત એવી છે કે તેથી માણસો મરાશે નહિ, શારીરિક પીડા ભોગવવી પડશે નહિ અને આપનું મન પણ લડાઇમાં રોકાયલું રહેશે."

મંત્રીનું આ કથન સાંભળીને રાજાને ઘણો જ આનંદ થયો. તે રમત કેવી રીતે રમાય છે તે પોતાને બતાવવાનું તેણે મંત્રીને કહ્યું:

મંત્રીએ પ્રસન્ન મનથી રાજાને તે રમત વિશેની સર્વ સમજૂત આપી.

રાજા ઘણો બુદ્ધિમાન્ પુરુષ હતો તેથી અલ્પ સમયમાં જ તેણે તે રમત સંબંધી સર્વ જ્ઞાન સંપાદન કરી લીધું.

પહેલ વહેલાં તો રાજા અને પ્રધાન બન્ને તે રમત રમવા લાગ્યા. જો કે મંત્રીએ પોતે તે રમત શોધી કાઢી હતી તોપણ એક પછી એક રમતમાં તે એવી ચાલાકીથી રમતો હતો કે પ્રધાનને પોતાને પણ વિચારી વિચારીને રમવું પડતું હતું. કેટલીક રમતો રમ્યા પછી રાજા તે રમત રમવામાં એવો પાવરધો થઈ ગયો કે પ્રધાનને પણ પરાસ્ત કરવા લાગ્યો.

પ્રધાને આ રમત શોધી કાઢી તેથી રાજાને ઘણો સંતોષ થયો. રાજાને પોતાને આ રમત ઘણી પ્રિય થઈ પડી હતી તેથી તે રમત શીખવાને રાજ્યનાં ઘણાં લોકો પ્રયત્ન કરવા લાગ્યાં. રાજાએ પણ તે રમત તેઓ શીખે એટલામાટે તેમને ઉત્તેજન આપવા માંડયું.

થોડા વખતમાં રાજ્યનાં ઘણાં ખરાં લોકો તે રમત શીખી ગયાં અને તે રમીને આમોદ પ્રમોદમાં પોતાના દિવસ ગાળવા લાગ્યાં.

રાજા ખરેખર યુદ્ધ સંબંધી વાર્તા ભૂલી ગયો. પહેલાં 'હવે કયા રાજા સાથે યુદ્ધ કરીને તેને વશ કરવો' એ વિચારમાં તે દિનયાપન કરતો હતો પરંતુ તે વિચાર હવે તેના મનમાં આવતો નહોતો; કારણ કે, તેને અવકાશ મળતો ત્યારે તે પ્રધાને શોધી કાઢેલી આશ્ચર્યકારક રમત રમવા મંડી જતો હતો.

મંત્રી પણ વખત મળતો ત્યારે રાજા પાસે આવતો અને તેની સાથે તે રમત રમતો. અન્ય રાજકર્મચારીઓ પણ નવરાશના સમયે રાજા પાસે આવીને તે રમત રમતા. તે રમત રમવા આવનાર કોઈ પણ માણસને રાજા વિમુખ થઇને જવા દેતો નહિ કિન્તુ મંત્રી વિના કોઈ પણ માણસ રાજાને પરાસ્ત કરી શકતો નહોતો.

મંત્રીએ આ શોધી કાઢેલી નવી રમતથી રાજા ઘણો ખુશ થઈ ગયો હતો તેથી તેને તેની ઇચ્છા મુજબનું ઇનામ આપવામાટે તે વિચાર કરવા લાગ્યો. એક દિવસ મંત્રી તેની સાથે તે રમત રમવા આવ્યો ત્યારે તે રમત શોધી કાઢ્યાના બદલામાં તેને શું જોઇતું હતું તે પૂછ્યું. તે મંત્રીને એક પુત્ર હતો તેણે રાજકન્યા વિના અન્ય કોઇની સાથે લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા કરી હતી; પરંતુ પોતાની પુત્રીને મંત્રીપુત્ર સાથે પરણાવવાની રાજાની મરજી નહોતી. રાજાએ તેને ઇનામ માગવાનું કહ્યું ત્યારે પોતાના પુત્રમાટે રાજકન્યાની માગણી કરવાની તેને ઇચ્છા થઈ આવી, કિન્તુ તેથી રાજા ગુસ્સે થશે એમ ધારીને તે માગણી કરવાનું તે સાહસ કરી શક્યો નહિ. તેણે પોતાના મનમાં વિચાર્યું કે: 'કોઈ કળથી રાજકન્યાને પોતાના અધિકારમાં લઇને પછી તેને પોતાના પુત્ર સાથે પરણાવવી.'

આ પ્રમાણે વિચાર કરીને પ્રધાને રાજા પાસેથી દ્રવ્ય માગ્યું. મનમાં આનંદિત થઇને તેને તે ધન આપી દેવાનો રાજાએ કોષાધ્યક્ષને આદેશ કર્યો.

અસ્તુઃ તે રમત રમી રમીને રાજા એટલો બધો પ્રવીણ અને ચતુર ક્રીડક થઈ ગયો કે એકલા મંત્રી વિના કોઈ વખત કોઈ પણ તેને પરાસ્ત કરી શકતો નહોતો. મંત્રી પણ તેની સાથે દશ રમત રમતો તેમાં નવમાં હારી જતો અને ફક્ત એકમાં જ જીતતો હતો. આ પ્રમાણે તે રમત શીખી લેવાથી રાજાનું સાહસ વધી ગયું. તે હવે લોકો સાથે હોડ બકીને રમતો અને તેમાં વિજયી થતો હતો.

આખરે તેણે રાજ્યમાં એવો ઢંઢેરો પીટાવ્યો કે જે માણસ રાજા સાથે રમત રમતાં ઉપરાસાપરી ત્રણ વખત તેને પરાસ્ત કરશે તેને રાજા પોતાની કુંવરી પરણાવશે અને પહેરામણીમાં અર્ધ રાજ્ય આપશે.

મંત્રીએ ચાલાકી વાપરીને એક વખત રાજા ખુશીમાં હતો ત્યારે આવો ઢંઢેરો પીટાવવાની સલાહ આપી હતી. તેણે પોતાના મનમાં ધાર્યું હતું કે "હું જો મનપર લઇશ તો રાજાને ઉપરાસાપરી કેટલીક વખત હરાવી શકીશ." અત્યાર સૂધી જાણી જોઇને તે વારંવાર રાજા આગળ હારી જતો હતો; કારણ કે, નહિ તો જે રમત પોતે શોધી કાઢી હતી તે રમતમાં પોતે જ હારી જાય એવો સંભવ ઘણો ઓછો હતો.

રાજાનો ઢંઢેરો સાંભળીને શહેરનો કોટવાલ પ્રથમ રાજા પાસે તે રમત રમવા આવ્યો. મંત્રીએ તેને તે રમત શીખવી હતી અને તે ઘણો ઉત્કૃષ્ટ ક્રીડક હતો. રાજા અને મંત્રી વિના એ રમત તેની સાથે રમીને તેને જીતી જનાર આખા રાજ્યમાં કોઈ નહોતું. રમત શરૂ કર્યાં પહેલાં કોટવાલે કહ્યું; "મહારાજ! ઉપરા ઉપરી આપને રમતમાં ત્રણ વખત હરાવનાર સાથે આપ રાજકન્યાને પરણાવશો અને તેને અર્ધ રાજ્ય આપશો એ વાત તો મારા જાણવામાં આવી છે; પણ રમતમાં કદાચિત્ આપ ઉપરાસાપરી મને ત્રણ વખત હરાવો તો આપ મને કાંઈ શિક્ષા કરશો કે નહિ તે હું પહેલાં જાણી લેવા માગું છું."

મંદ સ્મિત કરીને રાજાએ કહ્યું: "જો તમે મારી સાથે રમતાં હારી જશો તો તમારું ઘરબાર લૂટી લેવામાં આવશે અને તમને આ દેશમાંથી દેશનિકાલ કરવામાં આવશે."

રાજાનું આ બોલવું સાંભળી ભય પામીને કોટવાળે કહ્યું: "મહારાજ! જો આમ હશે તો આપની સાથે આ રમત રમવા કોઈ પણ આવી શકશે નહિ. જો આપની ઇચ્છા હોય તો આપની સાથે રમતાં જે પરાજિત થઈ જાય તેની માલમિલ્કત આપ જપ્ત કરો કિન્તુ તેને દેશપાર તો કરવો જોઇએ નહિ. જો આ શર્તનો આપ સ્વીકાર કરતા હો તો હું આપની સાથે આ રમત રમું."

રાજાએ તે શર્ત કબૂલ કરી એટલે રમતનો આરંભ થયો. પ્રાતઃકાળથી માંડીને સંધ્યા સૂધી રમત ચાલી કિન્તુ તેમાંથી એક જણ બીજાને ઉપરાસાપરી ત્રણ વખત હરાવી શક્યો નહિ. તેથી ગુસ્સે થઇને રાજાએ તે દિવસની રમત બંધ કરી.

બીજે દિવસે બીજા બે ચાર જણ રાજા સાથે રમવા આવ્યા પરન્તુ તે બધા ઉપરાસાપરી ત્રણ વખત હારી ગયા અને રાજાએ

તેમની સર્વ મિલ્કત જપ્ત કરાવી દીધી. આ પરિણામને જોઇને રાજા સાથે તે રમત રમવામાટે આવવાની કોઇએ હિંમત કરી નહિ.

આખરે મંત્રીએ પોતે રાજા સાથે તે રમત રમવાનો પ્રસ્તાવ કર્યો. યથાસમય રમતનો આરંભ થયો. તે દિવસે મંત્રી ઘણી ચાલાકીથી રમતો હતો. પૂર્વે જાણી જોઇને તે રાજાને જીતાડવાને પોતે ભૂલો કરતો હતો પરન્તુ આજ તેમ કરવું તેને પાલવે તેમ નહોતું. પ્રધાનની રમત જોઇને રાજા સ્તંભિત થઈ ગયો અને તે પોતાને જીતી જાય નહિ એટલામાટે વિચારી વિચારીને સાવધાનતાપૂર્વક રમવા લાગ્યો કિન્તુ તેની સકળ ચેષ્ટાઓ વ્યર્થ થઈ અને મંત્રીએ તેને ઉપરાસાપરી ત્રણ વખત હરાવી દીધો.

મંત્રીના હાથે પરાસ્ત થવાથી રાજા લજ્જિત થઈ ગયો. તે દિવસથી તેનો સર્વ અહંકાર ચૂર્ણ થઈ ગયો. અત્યાર સુધી તે પોતાના મનમાં એમ ધારતો હતો કે તેના જેવો દિગ્વિજયી રાજા પૃથ્વીપર નથી; પરન્તુ ત્રણ વખત મંત્રીના હાથે પરાસ્ત થવાથી તેનું અભિમાન જતું રહ્યું.

મંત્રીએ પુરસ્કારમાટે પ્રાર્થના કરી. પ્રતિજ્ઞા પ્રમાણે રાજા રાજકન્યા આપવા કબૂલ થયો અને તેણે મોટા સમારોહથી તેના પુત્ર સાથે રાજકન્યાને પરણાવી દીધી અને મંત્રીપુત્રને પહેરામણીમાં અર્ધ રાજ્ય પણ આપ્યું.

મંત્રીની અદ્‌ભુત રમતથી પ્રબલ, પરાક્રાન્ત અને દાન્તિક રાજા ચિરકાળ સુધી વશીભૂત, શાન્ત અને વિનીત થઈ ગયો અને પોતાની બહુ દિવસની ઇચ્છા પરિપૂર્ણ થવાથી મંત્રી પોતાનાં સ્ત્રીપુત્ર આદિ પરિવાર સાથે અમન ચમન અને સુખચેનમાં પોતાના દિવસો ગાળવા લાગ્યો.

## ગરીબી અને તવંગરી

કોઈ એક દેશમાં એક કૃષક વાસ કરતો હતો. તેની પાસે ઘણી જમીન હતી. તે બધી જમીન તે જાતે ખેડી શકતો નહોતો તેથી કેટલીક જમીન તે બીજાને ભાગમાં ખેડવા આપતો. તેઓ પરિશ્રમ કરીને જે પાક ઉત્પન્ન કરતાં તેનો અર્ધ ભાગ કૃષકને આપતા અને બીજો અર્ધ ભાગ પરિશ્રમ કરનાર પોતે રાખતા.

આ પ્રમાણે તે કૃષકે પાંચ પૈસા ભેગા કર્યા હતા. તેના પરિવારમાં એક સ્ત્રી અને બે પુત્ર હતાં. બન્ને પુત્ર ઘણા જ નાના હતા. એક છોકરો ચાર વર્ષના વયનો હતો અને બીજાની ઉમર ફક્ત એક વર્ષની જ હતી. કૃષકપત્ની તે છોકરા અને સ્વામી સાથે પૂર્ણ સુખ અને આનંદમાં પોતાના દિવસો વીતાડતી હતી.

એક દિવસે બપોરે ખેડૂત ખેતરોમાંથી ઘેર આવ્યો અને ભોજન કર્યું. પછી તે પોતાની સ્ત્રી તથા પોતાના પુત્ર સાથે આમોદ પ્રમોદ કરવા લાગ્યો અને સાંઝ પડી એટલે વાળુ કરીને નિદ્રાને આધીન થયો. બીજે દિવસે મોટા પરોઢિયામાં ખેડૂતને ઉલટી થઈ. વૈદ્યને બોલાવી લાવવાને માણસ મોકલવામાં આવ્યું; પરંતુ તે હજી તો આવ્યો પણ નહોતો એટલામાં તો તે કૃષકનો પ્રાણાત્મા તેના દેહપિંજરનો ત્યાગ કરી તેનાં સ્ત્રી અને બાળકોને રડતાં કકળતાં મૂકીને સ્વર્ગલોકમાં સંચરી ગયો.

તે કૃષકના એકાએક મરણથી તેની પત્નીપર ભારે આપદ્ આવી પડી. પોતાનાં નાનાં નાનાં છોકરાંને ઉછેરીને કેવી રીતે મોટાં કરવાં, કેવી રીતે પોતાના સ્વામીની જમીન ખેતરાં વગેરેપર દેખરેખ રાખવી અને પોતાના ભાગનું ધાન્ય ખેતરમાંથી કેવી રીતે મંગાવવું વગેરે વિશે તેને વિચાર આવવા લાગ્યા. સ્વામીના શોકને લીધે ઉપર કહેલી બાબતોના વિચાર કરી કરીને તે દિવારાત્રિ રોદન કરતી હતી. તેને રોતી જોઇને તેના પુત્રો પણ રોવા લાગતા. આ પ્રમાણે તે કૃષકપત્ની અને તેના છોકરા પોતાના દિવસો ગાળતા હતા.

યથાસમય કૃષકપત્નીએ પોતાના સ્વામીનું ખર્ચ પાણી કર્યું. જો કે તેની ઉમર ઘણી નહોતી તોપણ તે બુદ્ધિમતી હતી. એકાએક પોતાના શિરપર દુઃખવાદળ તૂટી પડવાથી તે હતાશ થઈ ગઈ હતી તોપણ પડોશમાં રહેનાર વૃદ્ધા અને પ્રૌઢાઓના સાંત્વનના શબ્દો સાંભળીને તેણે ધૈર્ય ધારણ કર્યું અને પુત્રોને ઉછેરીને કઈ રીતે મોટા કરવા તે વિશેના તે ઉપાયો કરવા લાગી.

અનેક કષ્ટ ભોગવીને ખેતરમાંનું પોતાના ભાગનું અનાજ તેણે પોતાને ઘેર મંગાવ્યું. તે વર્ષે તો ભાગીદારોએ તેને કાંઇક ઠીક અનાજ આપ્યું; પણ પછીથી તેઓ તેની સાથે દગો રમવા લાગ્યા. પહેલાં ખેતરમાંથી તેના ભાગનું જેટલું અનાજ આપતા હતા તેનો આઠમો ભાગ પણ હવે તેઓ આપતા નહોતા. આથી કૃષકપત્નીની આવક ઘટી ગઈ. વિશેષમાં તેના છોકરા જો કે મોટા થવા માંડ્યા હતા તોપણ ખેતીમાં કાંઈ લક્ષ આપતા નહોતા. કૃષક પોતે જાતે કેટલીક જમીન ખેડતો હતો તેથી તેના મૃત્યુ પશ્ચાત્ તે જમીન પણ ભાગે આપી દેવી પડી હતી. આ બધાં કારણોને લીધે કૃષકપત્ની બહુ કષ્ટપૂર્વક દિનયાપન કરતી હતી તોપણ તેનો સ્વામી સારું ધન મૂકીને મરી ગયો હતો તેથી કેટલાંક વર્ષ સુધી તેને અર્થ સંબંધી કષ્ટ સહન કરવું પડતું નહોતું.

અસ્તુ; આ પ્રમાણે સુખે દુઃખે પ્રાયઃ દશ વર્ષ વીતી ગયાં. કૃષકના મોટા છોકરાની હાલની ઉમર ચૌદ વર્ષની હતી. તે વખતે ઘણુંક

કૃષકતનયો ખેતરમાં કામ કરવા જતા; એટલું જ નહિ, પણ કેટલાક તો આગવી ખેતી ચલાવતા; પણ આ કૃષકના પુત્રને ખેતી કરવી ગમતી નહોતી. ગામનાં કેટલાંક દુષ્ટ માણસોની તેને સોબત થઈ હતી તેથી તેમની સાથે હરવા ફરવા અને નશાબાજીમાં તે પોતાનો કાળ વીતાડતો હતો. આ વાતની કૃષકપત્નીને ખબર પડવાથી તેણે તેને ઘણો ઠપકો આપ્યો અને ઘણો ઘણો સમજાવ્યો પણ તે છોકરાએ તેનું કહેવું કાને ધર્યું નહિ. તેણે પોતાના વર્તનમાં કાંઈ ફેરફાર કર્યો નહિ.

ખેડૂતનો નાનો છોકરો અતિ શાંત સ્વભાવનો હતો. તેની ઉમર દશ વર્ષની જ હતી. તે પોતાના ભાઇની સોબતમાં ભળ્યો નહોતો. તે પોતાની માતા પાસે ઘરમાં રહેતો અને પોતાથી બને તેટલી તેની સેવા કરતો હતો; પણ તે બિચારાની તબીયત માંદી સાજી રહેતી હતી. મહિનામાં દશ બાર દિવસ તો તાવને લીધે તેને શય્યાવશ થવું પડતું હતું. આથી તેની બાબતમાં પણ કૃષકપત્ની સુખી નહોતી.

કૃષકનો મોટો પુત્ર દરરોજ ખાઈ કરીને બહાર નીકળતો તે સંધ્યા પછી ખાવાનો સમય થતો ત્યાં સુધી ઘેર આવતો નહિ. જ્યાં સુધી તે ઘેર આવતો નહિ ત્યાં સુધી તેની માતા અને ભાઈ વાળુ કરતાં નહિ. ત્રણે સાથે બેસી વાળુ કર્યાં પછી પોતપોતાની શય્યામાં જઇને સૂઈ રહેતાં હતાં.

સહસા એક દિવસ મોટો પુત્ર વાળુ વેળા વીતી ગઈ તોએ આવ્યો નહિ. દરરોજ સંધ્યા સમયે તે ઘેર આવતો હતો અને તે વખતે તેની માતા તેના આગમનની વાટ જોતી બેસતી હતી. આજ પણ તે તેવી જ રીતે તેની પ્રતીક્ષા કરતી બેઠી હતી કિન્તુ તે આવ્યો નહિ. ધીમે ધીમે રાત્રિનો એક પ્રહર વીતી ગયો અને બીજો પ્રહર પણ પૂરો થઈ ગયો તોપણ તે ન આવ્યો. કૃષકપત્ની ચીતકાર કરી કરીને રોદન કરવા લાગી; પણ તે રાત્રિએ તેનો રોદનધ્વનિ કોઇએ સાંભળ્યો નહિ. તેનો કનિષ્ઠ પુત્ર સમી સાંઝથી જ ભૂખ્યો ને ભૂખ્યો નિદ્રાવશ થઈ ગયો હતો તે માતાનું ક્રંદન સાંભળીને જાગી ઉઠ્યો. ઉઠીને તેણે જોયું તો તેનો મોટો ભાઈ હજી પણ ઘેર આવેલો નહોતો. તે જે જે સ્થળે જઇને બેસતો અને ફરતો હતો તે સ્થળો તેના જાણવામાં હોવાથી ત્યાં જઇને તેનો શોધ કરી આવવા તે તૈયાર થયો પરંતુ તેની માતાએ તેને જવા દીધો નહિ.

બીજે દિવસે સવારમાં માતાની અનુમાત લઇને કનિષ્ઠ પુત્ર પોતાના જ્યેષ્ઠ ભ્રાતાને શોધવા નીકળી પડ્યો. તેણે સર્વ સ્થળે જઇને ખબર કાઢી તોપણ તેનો કાંઈ પણ પત્તો લાગ્યો નહિ એટલે પછી ખિન્ન વદ-

નથી તે ઘેર પાછો આવ્યો, અને તેની માતા કલ્પાંત કરતી હતી તેને આવીને આશ્વાસન આપવા લાગ્યો.

તે દિવસથી કૃષકના મોટા પુત્રનો કાંઈ પણ પત્તો લાગ્યો નહિ. બન્ને પુત્રમાં તે ઘણો ચતુર અને બુદ્ધિમાન્ હતો. જો તે ઘેર રહ્યો હોત અને ખેડૂતોપર દેખરેખ રાખવાનું કામ તેણે માથે લીધું હોત તો તે પોતાના ઘરની સ્થિતિ સુધારી શકે તેમ હતું. જો કે તે હજી બરાબર મોટો થયો નહોતો તોપણ ગામના તેમ જ પાડોશના કેટલાક માણસોના મનપર તેનો દાબ પડ્યો હતો. ગામના લગભગ તમામ લોકો તેની સાથે સભ્યતાથી વર્તતા. લોકો કહેતા કે તે સાધારણ કૃષક નથી. તેના હાથે કોઈ અસાધ્ય કામ થવાનું નિર્માયલું છે.

તે છોકરો નાસી જવાથી તેના ભાગીદાર ખેડૂતોને સારો યોગ મળ્યો. મીઠાં મીઠાં વચન બોલીને કૃષકપત્ની અને તેના નાના છોકરાને પ્રસન્ન કરીને તેઓ તેમને છેતરવા લાગ્યા. કાળક્રમે તે કૃષકપત્ની ઘણી દીનદશામાં આવી પડી.

સ્વામી અને પુત્રના શોકથી કૃષકપત્નીનું ચિત્ત બેચેન રહ્યા કરતું હતું. આ સંસાર તેને સૂનો સૂનો લાગતો હતો. પૈસા ખૂટી જવાથી તેણે એક પછી એક ખેતર વેચવા માંડ્યાં. સુયોગ પ્રાપ્ત થયેલો જોઇને પાડોશના લુચ્ચા માણસોએ અર્ધ મૂલ્ય આપીને તેનાં ખેતરો લેવા માંડ્યાં.

કૃષકનો નાનો પુત્ર ભોળો હતો. તે કદાપિ કોઇને અન્યાય કરતો નહિ તેમ કોઈ વાર અસત્ય વચન ઉચ્ચારતો નહિ. પણ આવા સદ્ગુણથી શું? ગૃહસંસારની વ્યવસ્થા કરવાની ચાલાકી તેનામાં નહોતી.

આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. કૃષકપત્ની જ્વરગ્રસ્ત અને પીડિત થઈ ગઈ. તેનો નાનો પુત્ર ખરા મનથી તેની સેવા ચાકરી કરવા લાગ્યો. તેના મોટા ભાઇની કાંઈ ખબર તેને મળી નહોતી એટલે તે જીવે છે કે મરી ગયો છે એ વાત પણ તે જાણતો નહોતો.

એક વર્ષે અવર્ષણથી ખેતરમાં કાંઈ પાકયું નહિ. ફકત એક જ ખેતર રાખીને કૃષકપત્નીએ બીજાં બધાં ખેતરો વેચી નાખ્યાં હતાં. તે ખેતરમાં જે અનાજ પાકતું તેમાંથી પોતાના ભાગમાં જે અનાજ આવતું તેથી તે સુખે દુઃખે પોતાનો સંસાર ચલાવતી હતી. પણ આ વર્ષે કાંઈ ન પાકવાથી તેમને ભૂખે મરવાનો સમય આવી પહોંચ્યો.

આ વખતે કૃષકપત્ની ઘરડી થઈ ગઈ હતી. રોગ, શોક અને ચિન્તાએ તેનાપર આક્રમણ કર્યું હતું. રોઈ રોઇને તેની આંખોનું તેજ પણ નાશ પામ્યું હતું. તે બન્ને આંખે આંધળી થઈ ગઈ હતી. તેનો નાનો પુત્ર અતિશય કષ્ટથી તેને રાંધીને ખવાડતો હતો.

જ્યાં સુધી ખેતર વેચ્યાના જે પૈસા આવ્યા હતા તે ચાલ્યા ત્યાં સુધી તો તેમણે પોતાના નિર્વાહનું ગાડું આગળ ચલાવ્યું: પણ આખરે તે પૈસા ખર્ચાઈ ગયા. ખેતરમાં કાંઈ ન પાકવાથી અને પાસે કાંઈ પણ પૈસા ન હોવાથી નાનો પુત્ર મોટી વિડંબનામાં આવી પડ્યો. તેને પોતાના સુખની કાંઈ પરવા નહોતી. પોતાના ઉદરપોષણમાટે તેને કાંઈ ચિન્તા નહોતી. તે જાણતો હતો કે તેના જેવો તંદુરુસ્ત માણસ બે ત્રણ દિવસ ભૂખ્યો રહેશે તો મરી જશે નહિ; પણ કેમ કરીને પોતાની માતાનું ઓસડવેસડ કરવું અને કેમ કરીને તેને સાજી કરવી એ જ ભયાનક ચિન્તાએ તેને અતિશય અસ્થિર બનાવી મૂકયો હતો.

ઉદરપોષણમાટે અન્ય કાંઈ ઉપાય ન દેખાયાથી નાના છોકરાએ ભિક્ષાવૃત્તિ કરવાનો આરંભ કરી દીધો. ગામના બધા લોકો તેને ઓળખતા હતા. અનેક માણસો તેને ચહાતાં હતાં. તે દરરોજ પ્રભાતમાં ઉઠતો અને પાડોશીઓ તથા ગ્રામ્યલોકોના ઘેરે ઘેર ફરીને ભિક્ષા માગતો. જે ભિક્ષા મળતી તે લઇને મધ્યાહ્ન સમયે તે ઘેર આવતો અને રસોઈ તૈયાર કરીને પોતાની માતાને ખવાડતો અને માતાને પેટ ભરીને ખવડાવ્યા પછી જે અવશિષ્ટ રહેતું તે પોતે ખાતો હતો. જે કોઈ દિવસ ઓછી ભિક્ષા આવેલી હોય તો તે દિવસે તે ઉપવાસ પાળતો હતો.

આ પ્રમાણે કોઈ દિવસ અર્ધ આહારે તો કોઈ દિવસ અનાહાર રહીને તે પોતાના દિવસો ગાળતો હતો. તેની માતા આંખે કાંઈ જોઈ શકતી નહોતી. પેટ પૂરતો ખોરાક ન મળવાથી તે છોકરાનું શરીર દિનપ્રતિદિન ક્ષીણ થવા માંડ્યું. આ વાતની તે માતાને ખબર પડી નહિ. તે તો એમ જાણતી હતી કે તેના પુત્રને તેની માફક ધરાઇને ખાવાનું મળતું હતું. પોતે ભૂખ્યો રહે છે એ વાત છોકરાએ પોતાની માતાને જણાવી નહોતી.

ધીમે ધીમે કૃષકપત્નીને સંદેહ થવા માંડ્યો. હજાર તોએ માતાનો જીવ! પુત્ર તેને કહેતો નહોતો અને પોતે આંખે જોઈ શકતી નહોતી તોપણ તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો.

એક દિવસ તેના છોકરાને ઘેર આવતાં વિલંબ થયો. દરરોજ તે મધ્યાહ્ન વખતે ઘેર પાછો આવી જતો કિન્તુ આજે ત્રણ પહોર દિવસ થઈ ગયો તોએ તે આવ્યો નહોતો.

કૃષકપત્નીને ચિન્તા થવા માંડી. તે અધીર બની ગઈ. કિન્તુ પોતે બન્ને આંખે આંધળી ધબ હોવાથી પુત્રને શોધવાને માટે કઈ રીતે જઈ શકે? તેની પાસે કોઈ પાડોશી નહોતું કે જેને તેનો શોધ કર-

વાની તે પ્રાર્થના કરે! વિશેષમાં તે દિવસે તેની તબીયત સારી નહોતી. તેને શય્યામાં સૂવાડીને જ પ્રભાતમાં તેનો પુત્ર ભિક્ષામાટે ગયો હતો. તે દિવસે તેનામાં એક ડગલું પણ ચાલવાની આય નહોતી.

કેટલીકવાર સૂધી તેણે પોતાના પુત્રના આવવાની વાટ જોઈ; પણ તેને આવેલો ન જોઇને તેનો જીવ તળે ઉપર થઈ જવા લાગ્યો. તે પથારીમાં બેઠી થઈ અને ગાંડ ઘસણીએ ઘરના બારણા આગળ મહાકષ્ટે આવી. જે વખતે તેણે ઘરનું કમાડ ઉઘાડયું તે વખતે તેનો પુત્ર ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું: "માતાજી! હું આવ્યો છું. તમને કેમ છે? સવારમાં તો તમારું શરીર સારું નહોતું."

પુત્રના આગમનથી અને તેનાં મિષ્ટ વચનો સાંભળવાથી કૃષકપત્ની ઘણી જ આનંદિત થઈ. તેણે કહ્યું: "દીકરા! તું અત્યાર સૂધી નહોતો આવ્યો એટલે મારો તો જીવ ઉડી જતો હતો. તને આવેલો જોઇને મારું સર્વ દુઃખ નાસી ગયું છે. બેટા! અત્યારે મને સારું છે; પણ આજ તને આટલો બધો વિલંબ કેમ થયો? ભાઈ! આ આખા સંસારમાં તારા વિના મારું બીજું કોઈ નથી. તું જ મારું સોનાનું ખેતર છે. જો કે મારાં બધાં ખેતર વેચાઈ ગયાં છે તોપણ તું જીવતો છે તો હું એમ સમજું છું કે મારું સોનાનું ખેતર હજી મારી પાસે જ છે."

માતાનાં આ વચનો સાંભળીને પુત્રે કહ્યું: "માતાજી! આજે બહુ દૂર ગયો હતો તેથી મોડું થઈ ગયું હતું. એક માણસની સાથે વાતો કરતો કરતો તેને ઘેર ગયો હતો. તેણે મને કેટલુંક ખાવાનું આપ્યું છે એટલે આજ રસોઈ કરવાની કાંઈ જરૂર નથી. તેણે આપેલું ખાવાનું ખાઇને જ આપણે ચલાવીશું. માતાજી! તમને સુખાદ્યનો સુવાસ આવે છે કે નહિ?"

મૃદુ હાસ્ય કરીને કૃષકપત્નીએ કહ્યું: "દીકરા! તને તે સુખાદ્ય કયાંથી મળ્યું હતું? તેના સુગંધથી જ મારા મોંમાં પાણી છૂટયું છે. તને જે ખાદ્ય મળ્યું છે તેથી આપણ બન્નેનું પેટ ભરાશે કે નહિ?"

પુત્રે કહ્યું: "હા, મા! મને મળેલું ખાદ્ય હું તને કેવી રીતે બતાવું? તે ભલા માણસે મને એટલું બધું આપ્યું છે કે આપણે આજ ખાઇશું તોએ કેટલુંક કાલને માટે વધશે."

આલ્હાદિત થઇને કૃષકપત્નીએ કહ્યું: "ભલે, વધે તો તે તું કાલ ખાજે; પણ બેટા! તું મને અહીં એકલી મૂકીને રોજ રોજ બહાર જતો નહિ."

તેના આ બોલવાનું કાંઈ ઉત્તર તે છોકરાએ આપ્યું નહિ. તેણે પાંચ ખાજાં બહાર કાઢ્યાં. આજ તેણે દિવસના બે પ્રહર સૂધી ગામમાં

ભિક્ષા માગી હતી પરંતુ કાંઈ ખાદ્ય મળ્યું નહોતું તેથી તે પાસેના ગામમાં ગયો હતો. ત્યાં એક બ્રાહ્મણને ઘેર ન્યાત હતી તેણે તેને પાંચ ખાજાં આપ્યાં હતાં તે લઇને તે ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો હતો. તે એમ ધારતો હતો કે તેની માતા એક ખાજું ખાશે એટલે ધરાઈ જશે.

વસ્ત્રમાંથી ખાજાં બહાર કાઢી પુત્રે ચાર ખાજાં માતાના હસ્તમાં મૂક્યાં અને એક ખાજું પોતાના હાથમાં રાખ્યું. પછી તેણે પોતાની માતાને તે ખાવા કહ્યું.

તે ખાજાં ખાવા માંડ્યા પહેલાં કૃષકપત્નીએ કહ્યું: "બેટા! પહેલાં તું ખા. તું ખાઈ રહીશ પછી હું ખાઇશ. આજ સવારથી તું બહાર ગયો હતો તેથી તને ક્ષુધા લાગી હશે. દીકરા! મારી માલ મૂડી જે ગણું તે તું જ છે માટે તું ખાઇશ તે ખરું છે. તું ખાઇશ એટલે મારી આંતરડી ટાઢી થશે."

તેનું આ કથન સાંભળીને પુત્રે કહ્યું: "માતાજી! તમે ખાઓ. જુઓ હું એ ખાવા માંડું છું. કાલ રાત્રિથી તમે કાંઈ ખાધું નથી માટે તમે ખાવા માંડો."

આમ કહીને તેણે પોતાના હાથમાંનું ખાજું પોતાની માતાના હાથને અડાડયું. પુત્રની પાસે બીજાં ખાજાં છે એમ સમજી ડોસીએ ખાવા માંડ્યું. પુત્રના બોલવામાં તેને અવિશ્વાસ આવ્યો નહિ. તેણે ખાજાં ખાવા માંડ્યાં અને થોડીવારમાં તે ચારે ખાજાં ખાઈ ગઈ. પછી તેણે જળપાન કર્યું એટલે તેને ઓડકાર આવવા માંડ્યા.

તે ચાર ખાજાં ખાઈ રહી એટલે પુત્રે તેને પૂછયું "માતાજી! તમારે બીજાં ખાજાં ખાવાં છે કે?" પુત્રની વાત સાંભળીને માતાના મુખમાં પાણી ભરાઈ આવ્યું પરંતુ પોતાના મનને વાળીને તેણે કહ્યું: "નહિ, દીકરા! મારું પેટ ભરાઈ ગયું છે. પણ, દીકરા! આવી ચીજ પહેલાં કોઈ વખત તેં ખાધી નથી માટે તું પેટ ભરીને ખાજે. મારી ચિન્તા કરીને તું ભૂખ્યો ન રહીશ હોં કે?"

માતાના મુખથી આ શબ્દો સાંભળીને પુત્રે કહ્યું: "માતાજી! હજી સુધી મારી પાસે એક ખાજું રહેલું છે. તે તમારે ખાવું હોય તો ખાઈ જાઓ. મારે તે ખાવાની કાંઈ ખાસ અગત્ય નથી."

પુત્ર મુખથી આમ બોલતો હતો પરંતુ વસ્તુતઃ તેણે કાંઈ ખાધું નહોતું. બ્રાહ્મણ પાસેથી તેને પાંચ જ ખાજાં મળ્યાં હતાં તેમાંથી ચાર તો તેની માતા ખાઈ ગઈ હતી એટલે બાકી એક રહ્યું હતું તે પણ તે પોતાની માતાને આપવાને તૈયાર થયો હતો. માતાના હાથને તે ખાજાનો

સ્પર્શ થવાથી તેનું મન સંતુષ્ટ થયું. તેનો પુત્ર ભૂખ્યો નથી અને હજી તેને ખાવાને માટે એક ખાજું રહ્યું છે તે જાણી પુત્ર હજી ભૂખ્યો જ છે એવી તેના મનમાં જે શંકા થઈ હતી તેનો નાશ થઈ ગયો. તે દિવસે ફક્ત એક જ ખાજું ખાઇને તે છોકરાએ ચલાવ્યું.

આ પ્રમાણે તે છોકરો દરરોજ કરતો હતો. કોઈ કોઈ દિવસ તેને ધરાઇને ખાવાનું મળતું હતું તો કોઈ કોઈ વખત તેને અર્ધ આહાર જેટલું જ મળતું હતું અને કોઈ કોઈ વખત તો તેને અનાહાર રહીને જ ચલાવવું પડતું હતું. કિન્તુ આ વાત તે પોતાની માતાને જાણવા દેતો નહિ. તેની માતા તો એમ જ જાણતી હતી કે તે પોતે જે ખાતી હતી તે જ તેનો પુત્ર પણ ખાતો હતો. ભૂખે અને અડધી ભૂખે દિવસો ગાળતો હોવાથી તેના પુત્રનું શરીર દિવસે દિવસે ગળતું જતું હતું એ વાતની તેને મુદ્દલ ખબર નહોતી.

કૃષકપત્નીની તબીયત દિવસે દિવસે વધારે બગડતી ગઈ. તેનામાં પથારીમાંથી ઉઠવાની પણ શક્તિ રહી નહિ. તેનો પુત્ર ખરા દિલથી તેની સેવા શુશ્રૂષા કરતો હતો. ગામના વૈદ્ય પાસેથી તેનામાટે દવા લાવીને તે તેને ખવડાવતો હતો; છતાં ઝાઝો ફેર પડતો નહોતો. માતાની સેવા કરવામાં ત્રુટિ ન થાય અને રોગ વધી ન જાય માટે તે દ્વિગુણિત ઉત્સાહથી ભિક્ષા માગવા જતો હતો. દવાના પૈસા વગેરે પોતાની પાસે ન હોવાથી બાકી રહેલું એક ખેતર પણ તેને વેચવું પડ્યું.

દુષ્કાળના વખતમાં ખેતરની કીમત શી ઉપજે વારુ? જે થોડા પૈસા તેને મળ્યા હતા તેથી તેણે એક માસ ડોસીની સેવા ચાકરી કરી અને ત્યાર પછી પૈસા ખૂટવા આવ્યા એટલે તેણે ભિક્ષાવૃત્તિનો આરંભ કર્યો. કિન્તુ આ વાર્તા તેની માતાના જાણવામાં આવી નહોતી. તે તો એમ જ જાણતી હતી કે ખેતરના વેચાણથી પુત્રને યથેચ્છ ધન પ્રાપ્ત થયું છે અને તેમાંથી જ તે સુખથી કેટલાક માસ સૂધી ગૃહસંસાર અને દવા વગેરેનું ખર્ચ કરી શકશે!

એક દિવસ વાત કરતાં કરતાં કૃષકપત્નીના મનમાં સંદેહ થયો. તેના પુત્રનો કંઠસ્વર સાંભળીને તે વિસ્મિત થઈ ગઈ. તેણે પોતાના મનમાં ધાર્યું કે: 'અવશ્ય મારા પુત્રને કાંઈ દુ:ખ થતું હોવું જોઇએ; નહિ તો તેના ગળાનો શબ્દ આમ વિકૃત કેમ થઈ જાય?'

મનમાં આવું ધારીને કૃષકપત્નીએ કહ્યું: "દીકરા! આજ તને શું થયું છે? તારો અવાજ આજ આમ બેસી ગયેલો કેમ જણાય છે? તારા મુખમાંથી સ્પષ્ટ ઉચ્ચાર કેમ નીકળતા નથી?"

વાસ્તવિક રીતે જોતાં તે કૃષકતનયની તબીયત સારી નહોતી. ઉપરાસાપરી બે દિવસ સુધી તેણે કાંઈ ખાધું નહોતું તેથી તેનું શરીર નિતાન્ત અવસન્ન થઈ ગયું હતું. તે ઘણા કષ્ટથી બોલી શકતો હતો. કિન્તુ સત્ય વાત તે પોતાની માને કહેવા ઇચ્છતો નહોતો. જો પોતાની નાદુરુસ્ત તબીયતની વાત ડોસીના જાણવામાં આવશે તો તે કલ્પાંત કરશે ને દવા લેશે નહિ અને તેથી તેનું સ્વાસ્થ્ય વધારે બગડશે એવા ભયથી પોતાની નાદુરુસ્ત તબીયતની વાત તે તેનાથી છૂપી રાખવા માગતો હતો.

આથી આત્મસંયમ કરી દુઃખે સુખે હસીને તેણે કહ્યું: "માતાજી! મને કાંઈ થયું નથી. હું સાજો તાજો અને નીરોગી જ છું. મારા શરીરમાં કોઈ પણ જાતનો રોગ કે દુઃખ નથી."

પુત્રનું આ કહેવું સાંભળીને માતાના મનનો સંદેહ દૂર થયો નહિ. તેણે કહ્યું: "બેટા! જ્યારથી મારી આંખો ગઈ છે ત્યારથી તું ખાય છે કે નહિ તે હું જોઈ શકી નથી. આજ મને એવી ઇચ્છા થઈ છે કે ખેતર વેચવાથી આપણા ઘરમાં હાલમાં પૈસાની છૂટ છે માટે તું કાંઈ સારું ખાવાનું બનાવ અને હું તને તે મારા હાથે પાંચ કોળીઆ ખવડાવું. જા, દીકરા! આજ બજારમાં જઇને તું સામગ્રી લઈ આવ અને રસોઈ તૈયાર કરીને મારા હાથના પાંચ કોળીઆ ખાધા પછી તું એક વખત ધરાઇને ખા. પાંચ કોળીઆ ખવડાવ્યા પછી તું ખાય છે કે નહિ તે હું જોઈ શકીશ નહિ, એ વાર્ત્તા સત્ય છે; પણ તને ધરાઇને ભોજન મળ્યું છે એમ તારા મુખથી સાંભળીને મને પરમ આનંદ થશે. મારા લીધે જ તું પેટપૂરતું ખાતો નથી અને તેથી તું દિવસે દિવસે ઘસાતો જાય છે એ વાત હવે મારા જાણવામાં આવી છે. વત્સ! જોને, તારું શરીર કેવું સૂકાઈ ગયું છે? દેહ હાડકાના માળા સમાન થઈ ગયું છે. ભાઈ! તું ચિન્તા કરીશ નહિ. હું હવે ઘરડી થઈ છું તેથી મરી જઇશ તો કાંઈ રાજ્ય રંડાઈ જવાનું નથી. મારા માટે ચિન્તા કરીને તું તારી તબીયત બગાડીશ નહિ. જોને, તું સાજો હોઇશ તો મારી સેવા કરીશ; પણ જો પરમેશ્વર ન કરે ને તારા દુસ્મનની તબીયત બગડે તો પછી તારી અને મારી શી વલે થશે? તારી અને મારી બન્નેની સંભાળ કોણ લેશે? માટે, દીકરા! તું તારા શરીરપર બળાત્કાર કરીને કાંઈ કામ કરતો નહિ. જા, આજ બજારમાં જઇને સામગ્રી ખરીદી લાવ, રસોઈ કર અને એક વખત મારા હાથે ખા કે જેથી મરતાં પણ મને સંતોષ થાય કે મેં તને મારા હાથે છેલ્લી વખતે ખવડાવ્યું છે!"

માતાના આ શબ્દો સાંભળીને પુત્ર મોટી ફસામણમાં આવી પડ્યો. ખેતરના જે રૂપિયા આવ્યા હતા તેમાંથી એક ફૂટી બદામ પણ તેના ઘરમાં રહી નહોતી. તે તમામ રૂપિયા તેણે માતાની દવાઓ કરવામાં ખર્ચી નાખ્યા હતા. આ વાત તે પોતાની માને કેવી રીતે જણાવે? હવે માતાની ઇચ્છા કેવી રીતે પૂર્ણ કરવી એ બાબતની ચિન્તાથી તેનું મન વ્યગ્ર થઈ ગયું. કેટલીકવાર સુધી વિચાર કર્યો પછી તેણે પોતાના મનમાં એક નિશ્ચય કરી નાખ્યો.

બીજે દિવસે સવારમાં પોતાની માતાને શય્યામાં બરાબર સૂવાડીને તે ઘરની બહાર નીકળી પડ્યો. પહેલાં પાડોશીઓને ઘેર ભિક્ષા માગીને તેણે ચોખાનો આટો ભેગો કર્યો અને પછી તે બીજા ગામ તરફ ચાલ્યો; પણ ત્યાંથી શું અને કેવી રીતે લેવું તેનો કાંઈ નિશ્ચય તેણે પોતાના મનમાં કર્યો નહોતો.

તે ગામની એક ભાગોળે એક સ્થળે દરરોજ બજાર ભરાતું હતું. આખા ગામમાં ફરી રહ્યા પછી પાસેના ગામમાં જતી વખતે કૃષકપુત્ર તે બજારમાં ગયો. ત્યાં નાના પ્રકારની ચીજોનો ક્રય વિક્રય થતો તેણે જોયો પણ કોઇની પાસેથી કાંઈ પૈસા માગવાની તે હિંમત કરી શક્યો નહિ. અત્યાર સુધી ગામમાં ઘેરે ઘેર ફરીને તેણે ભિક્ષા માગી હતી પરંતુ બજારમાં દુકાનદારો પાસે જઇને ભિક્ષા માગતાં તેને લજ્જા આવતી હતી. બજારમાં એક બાજૂ શાંતિથી ચુપચાપ ઉભો રહીને ત્યાં ચાલી રહેલા વ્યવહારને તે જોવા લાગ્યો.

એકાએક એક અશ્વારોહી યુવક તે બજારમાં આવી પહોંચ્યો. નાના ગામડામાં અશ્વારોહી વિરલજ દેખાય છે માટે તે આગન્તુકને જોવાને માટે ચારે તરફથી માણસો આવવા લાગ્યા. તે યુવકે સાહેબ લોકના જેવો પહેરવેશ કર્યો હતો. તેણે એક કાળી બનાતનો કોટ, પાટલૂન, માથાપર ટોપી, પગે મોજાં અને તે ઉપર જોડા ને હાથે એક નાનકડું ઘડિયાળ બાંધેલો પટો એ પહેર્યાં હતાં. તેના મોંમાં એક ચિરૂટ હતી તે પી ધૂમાડાના ગોટેગોટ મુખમાંથી બહાર કાઢતો કાઢતો તે ચારે તરફ બારીકાઇથી જોતો હતો. સર્વ લોકો તેની આજૂબાજૂ ફરી વળીને "સાહેબ, સાહેબ!" એમ બૂમો પાડવા લાગ્યા. સર્વ લોકો આશ્ચર્યચકિત નેત્રોથી તેની તરફ જોતા હતા.

સહસા તે અશ્વારોહીની દૃષ્ટિ તે કૃષકપુત્ર ઉપર પડી. તે યુવકનાં ભ્રૂ કુંચિત થયાં. તેના વિષણ્ણ વદનપર સ્ફૂર્તિ દેખાવા લાગી. તે અશ્વપરથી નીચે ઉતર્યો અને પછી એક વૃક્ષના થડમાં તેના અશ્વની લગામ બાંધીને ધીરે ધીરે તે તે કૃષકપુત્ર પાસે ગયો.

જેમ જેમ તે અશ્વારોહી તેની પાસે જતો ગયો તેમ તેમ પોતાનો સંદેહ તેને સત્ય જણાવા લાગ્યો. આખરે તે જઇને તે છોકરા પાસે ઉભો રહ્યો. તેની પાસે જઈ તેને બરાબર નિરીક્ષણપૂર્વક જોતાં જ તેનો સકળ સંદેહ દૂર થઈ ગયો. એક ઉંડો નિઃશ્વાસ નાખી બન્ને હાથે તેને દૃઢ આલિંગન આપીને તેણે કહ્યું: "કેમ, ભાઈ રાઘૂ! તું આવો કેમ થઈ ગયો છે? શું મેં જેમ ધાર્યું હતું તેમ જ થયું છે? આપણી માતાની ખબર શી છે? તેઓ સાજાં તાજાં તો છે ને?"

અશ્વારોહીનું આચરણ જોઇને તથા તેના આ શબ્દો સાંભળીને કૃષકપુત્રને ઘણું જ આશ્ચર્ય લાગ્યું. વિશેષમાં તે અપરિચિત વ્યક્તિના મુખમાંથી પોતાનું નામ સાંભળીને તે સ્તંભિત જ થઈ ગયો. બજારના બીજા માણસો પણ આ બન્ને જણાને જોઇને કુતૂહલથી ઘણા જ આશ્ચર્યચકિત થયા.

કૃષકપુત્ર તરફથી કાંઈ પણ ઉત્તર ન મળવાથી આગન્તુક વિસ્મય પામ્યો. મંદ સ્મિત કરીને તેણે કહ્યું: "કેમ, ભાઈ! તું મને સર્વથા ભૂલી ગયો છે? તારા કૃષ્ણભાઇને તું શું ઓળખી શકતો નથી? પણ તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી. આટલાં બધાં વર્ષ પછી હું પાછો નહિ આવું એમ કદાચિત્ તેં ધારી લીધું હશે. કેમ, ખરું કે નહિ? રાઘૂ! ચાલ, ચાલ; તું મારી સાથે ઘેર ચાલ. માતાને જોવાને મારું મન તલપી રહ્યું છે. કેમ, માતાજી જીવતાં તો છે ને? ઘેર તેઓ મળી શકશે કે?"

તે યુવક અને કૃષકપુત્ર પોતાના ગૃહપ્રતિ જવાને ચાલવા લાગ્યા. રસ્તે ચાલતાં તે યુવકે કહ્યું: "રાઘૂ! હું તારો ભાઈ છું. ગામના દુષ્ટ લોકોની સોબતમાં ચઢીને હું શહેરમાં નાસી ગયો હતો અને અત્યાર સુધી હું શહેરમાં જ હતો. દેશમાં ભયંકર દુષ્કાળ ચાલે છે એ વાર્તા સાંભળીને મને ઘણી ચિન્તા થવા લાગી. અત્યાર સુધી હું એમ ધારતો હતો કે આપણી પાસે યથેચ્છ જમીન છે તેમાંથી જે કાંઈ આવક થશે તેમાંથી માતા અને તું પોતાનું ભરણ પોષણ ઘણી સારી રીતે કરી શકશો. એટલે એ બાબતમાં હું નિશ્ચિત હતો. આપણા ગામના દુષ્ટ માણસોની સંગતિ મેં શહેરમાં છોડી દીધી અને કર્મવશાત્ મને કેટલાક સારા મિત્રો મળ્યા. તેમની સલાહ અને શીખામણથી હું ડૉક્ટરનું કામ શીખવા લાગ્યો. તે કામ સંપૂર્ણ રીતે શીખીને મેં હાલમાં પરીક્ષા પાસ કરી દીધેલી છે. હાલમાં મને કોઈ વાતની કશી ફિકર નથી. હાલમાં હું દેશમાં આવવાનો નહોતો પરંતુ દેશમાં દુષ્કાળ ચાલે છે એ સમાચાર સાંભળીને મને ચિન્તા થવા માંડી અને તેથી કેટલાક દિવસની રજા લઇને હું દેશમાં આવ્યો છું."

આમ કહેતો કહેતો તે યુવક પોતાના અશ્વને લઇને કૃષકપુત્ર સાથે ઘેર જવા લાગ્યો. પોતાના ભાઇની વાર્તા સાંભળીને કૃષકપુત્રને અસીમ આનંદ થયો. ભ્રાતાનો હસ્ત પકડીને દ્રુતવેગે બજારમાંથી તે ઘર તરફ ચાલવા લાગ્યો.

રસ્તે ચાલતાં ચાલતાં નાના ભાઇએ મોટા ભાઇને કહ્યું: "ભાઈ, તમે ઠીક અણીના વખતે ઘેર આવી પહોંચ્યા છો. માતાજી છે તો જીવતાં પણ મૃતપ્રાય છે. તેઓ બન્ને આંખે આંધળાં થઈ ગયાં છે અને કશું જોઈ શકતાં નથી. તમારા અને પિતાજીના શોકથી તેમણે રોઈ રોઇને આંખો ખોઈ છે અને તેમની તબીયત લથડી ગઈ છે. તેમના શરીરમાં દરરોજ તાવ ભરેલો ને ભરેલો રહે છે. તેઓ એટલાં બધાં અશક્ત થઈ ગયાં છે કે શય્યામાંથી ઉઠવાની પણ તેમનામાં શક્તિ નથી. આપણાં જે ખેતર હતાં તે માતાજીના મંદવાડમાં તેમની દવા કરવાના પૈસા મેળવવામાટે વેચી નાખવામાં આવ્યાં છે. છેલ્લામાં છેલ્લું એક ખેતર રહ્યું હતું તે પણ વેચાઈ ગયું છે. જો મારી બાબતમાં પૂછતા હો તો આજ બે દિવસથી હું દાતણની ચીરીએ છું. ઘેરે ઘેર ભિક્ષા માગી જે કાંઈ મળે છે તે ઉપર અમે અમારું ગુજરાન ચલાવીએ છીએ. માતાને જમાડ્યા પછી જ હું જમું છું. જો કોઈ દિવસ ઓછી ભિક્ષા આવેલી હોય છે તો હું ભૂખ્યો રહું છું પણ તેમને જમાડું છું; કારણ કે તેમને જો બરાબર ખાવા આપવામાં ન આવે અથવા તેમની સેવા શુશ્રૂષા કરવામાં ન આવે તો તેમની તબીયત વધારે બગડે તેમ છે. હું જીવતો હોવા છતાં તેઓ ભૂખે મરે તે મને ઉચિત લાગતું નથી. હું પોતે ન ખાઇને તથા મારા પોતાના સુખ તરફ ન જોઇને માતાજીના પોષણ તથા સેવા શુશ્રૂષામાટે તત્પર રહું છું. જ્યાં સુધી મારા દેહમાં જીવ છે ત્યાં સુધી હું જાતે દુ:ખ વેઠીશ પણ માતાજીની સેવા કરીશ એવો મારો નિશ્ચય છે. હવે તમે આવ્યા છો એટલે તમે પણ માતાજીની સેવા કરવામાં મને સાહાય્ય કરશો. હવે પછી હું ઘેર બેઠો બેઠો માતૃસેવા કરવામાં મારા દિવસ ગાળીશ."

કનિષ્ઠ ભ્રાતાની આ વાત સાંભળીને જ્યેષ્ઠ ભ્રાતાને ઘણું જ દુ:ખ થયું. તેની આંખમાં આંસૂ આવી ગયાં. આંખો લૂતાં લૂતાં તેણે કહ્યું: "ભાઈ! હવે તારે ભૂખ્યા રહેવું પડશે નહિ. તે બાબતમાં તું નિશ્ચિંત રહેજે. મારી પાસે કેટલાક રૂપિયા છે તેથી આપણે સુખચેનમાં રહી શકીશું. હાલમાં તો મને બીજે ગામ નોકરી મળેલી છે પરંતુ થોડા વખતમાં અરજી કરીને હું અહીં બદલી કરાવીશ. હાલમાં હું ત્રણ મહિનાની રજા ઉપર આવેલો છું. મને પગાર પણ સારો મળે છે. ત્રણ

માસનો પગાર પહેલેથી મળ્યો છે. હાલમાં મારી પાસે બધા થઇને એક હજાર રૂપિયા છે. આ ઉપરાન્ત તમારામાટે હું સારું સારું ખાવાનું લાવ્યો છું. ઘોડાની પીઠપર જે ટીનની પેટી છે તેમાં તે ભરેલું છે."

આ પ્રમાણે કથાવાર્તા કરતા કરતા બન્ને ભાઈ ઘેર આવી પહોંચ્યા. બજારમાં ઘણીવાર થવાથી ત્રીજો પહોર વીતી ગયો હતો. પુત્રને પાછો ન આવેલો જોઇને માતા ચિન્તા કરી રહી હતી. પથારીમાં બેસીને તે નાના બાળકની માફક રોઈ રહી હતી એવામાં ઘરનું બારણું ઉઘડ્યું. અને "માતાજી! કેમ છો?" એ પરિચિત શબ્દોએ ડોસીના કર્ણ-કપાટમાં પ્રવેશ કર્યો.

કૃષકપત્નીએ છાનાં રહેવાનો યત્ન કરવા માંડ્યો પરન્તુ તેનાથી રહી શકાયું નહિ. રૂંધાયલા કંઠથી તેણે કહ્યું; "ભાઈ, તું આવ્યો કે? તારામાટે મને કેટલી બધી ચિન્તા થતી હતી? હું ભૂખે મરી જઉં તો ભલે પણ, ભાઈ, મને એકલી છોડીને તું ક્યાંય જતો નહિ."

આમ કહીને પોતાના સાલ્લાના છેડાથી તે પોતાની આંખો લૂછવા લાગી. તેના કનિષ્ઠપુત્રે તેને કહ્યું: "માતાજી! આપણા દુઃખના દિવસો હવે પૂરા થઈ ગયા છે. પરમેશ્વરે આપણા તરફ દયાની દૃષ્ટિથી જોયું છે. આટલા બધા દિવસ પછી ભાઈ પાછા આવ્યા છે."

જ્યેષ્ઠપુત્ર વચ્ચે જ બોલી ઉઠ્યો: "માતાજી! તમારો નાસી ગયેલો છોકરો પાછો આવ્યો છે. કિન્તુ, મા! આ હું શું જોઈ રહ્યો છું? આપણા ઘરની આવી દીનહીન દશા કેમ થઈ ગઈ છે? તમે શું આંધળાં થઈ ગયાં છો? કેટલા દિવસથી આપને અંધાપો આવેલો છે?"

આમ કહીને તે પોતાની માતા પાસે ગયો અને તેનાં ચરણોને સ્પર્શ કરીને તેને પ્રણામ કર્યાં. ઉલ્લસિત થઇને બન્ને હાથે જ્યેષ્ઠપુત્રને છાતી સરસો ચાંપી બાળકની માફક તેના મુખપર ચુંબન કરીને ડોસીએ કહ્યું: "ભાઈ, તું પણ આવી ગયો છે કે? હવે હું સુખે મરીશ. જો હું મરી ગઈ હોત તો રાઘૂની ભૂંડી વલે થાત અને રાઘૂ નહોત તો હું ક્યારનીયે મરી ગઈ હોત. રાઘૂએ મારી ઘણી જ સારી ચાકરી કરી છે. પરમેશ્વર તેનું ભલું કરો એવો મારો આશીર્વાદ છે. ભાઈ, આપણાં સર્વ ખેતરો વેચાઈ ગયાં છે. એક ખેતર બાકી રહ્યું હતું તે પણ આ સાલ દુષ્કાળ પડવાથી વેચી નાખવું પડ્યું છે. મારી સેવા ચાકરી રાઘૂએ ઘણી સારી રીતે કરી છે. એના જેવા સપૂત છોકરા આ દુનિયામાં ઘણા જ થોડા હોય છે. એ બિચારો મને રાંધી ખવડાવે છે અને મારાં દવા દારૂ પણ એ જ કરે છે."

તે ડોસી બોલતી હતી તે વખતે મોટો છોકરો વચ્ચે જ બોલી ઉઠ્યો: "માતાજી! અહીંની સમસ્ત વાત મેં સાંભળી છે. રાઘૂએ પોતે

ન ખાતાં તમને ખવડાવ્યું છે; પણ હવે તમારે કાંઈ કષ્ટ સહન કરવું પડશે નહિ. હું ડૉક્ટરની પરીક્ષામાં પાસ થયો છું અને હાલમાં સરકારી નોકરીમાં રહેલો છું. મને મહિને એકસો રૂપિયાનો પગાર મળે છે. માતાજી! હું આપની આંખોની દવા કરીશ અને આપને દેખતાં કરી દઇશ. હાલમાં મારી પાસે એક હજાર રૂપિયા છે તે હું રાધૂને આપી દઉં છું."

આમ કહીને પોતાના અશ્વની પીઠપરની પેટી નીચે ઉતારીને તેમાંથી તેણે એક ચામડાની બૅગ બહાર કાઢી. તે બૅગ રાધૂને આપીને બજારમાં જઇને આવશ્યકીય વસ્તુઓ સત્વર ખરીદી લાવવાનું કહ્યું. પછી તે પેટીમાંથી કેટલાંક સુખાદ્ય બહાર કાઢી તે તેણે લઘુભ્રાતાને આપ્યાં અને તેમાંનાં કેટલાંક તેણે પોતાના હાથે તેને ખવડાવ્યાં.

તે દિવસથી કૃષકપત્નીની તબીયત સુધરવા માંડી. તેના નાના પુત્રે તેનાં વેચી નાખવામાં આવેલાં ખેતરો પુન: વેચાતાં લીધાં અને ઘરનું પણ સમારકામ કરાવ્યું. થોડા દિવસમાં જ તેના મોટા પુત્રની બદલી તે ગામમાં થઈ. મોટા પુત્રે પોતાના નિવાસમાટે એક જૂદું ઘર બંધાવ્યું.

જ્યેષ્ઠપુત્રની દવાથી કૃષકપત્નીની આંખે આરામ થયો. તે બન્ને આંખે ફરીથી દેખતી થઈ; પરંતુ પહેલાંનાં જેવું તો તે જોઈ શકતી નહોતી. દિવસે સૂર્યનું તેજ હોય તો તે જોઈ શકતી હતી અને રાત્રિની વેળાયે તેનાથી જોઈ શકાતું નહોતું.

આ દુનિયામાં પૈસાદારનો છોકરો ઘૂઘરે રમે છે અને સર્વ તેનાપર વ્હાલ કરે છે. ધનવાનના સાળા બનવાને પણ હજારો માણસો નીકળે છે પરંતુ ગરીબના બનેવી બનતાં પણ તેમને શર્મ લાગે છે. આ દુનિયામાં ધનની જ માયા છે. જેની પાસે ધન આવ્યું તે એકદમ ડાહ્યો અને આબરૂદાર બની જાય છે અને લોકો તેની ખુશામદ કરતા તેની પાસે આવે છે. અત્યાર સુધી કૃષ્ણ અને રાધૂને કોઈ કન્યા આપતું નહોતું. તેમને ભાગ્યહીન તથા કંગાલ કહીને લોકો તેમની સાથે સંસર્ગ રાખતા નહોતા પરંતુ તેમની પાસે ધન થયું અને તેમની દશા ફરી ગઈ એટલે હજારો માણસો તેમના સગા થતા આવ્યા. તેમની સગાઇને માટે ઠેર ઠેરથી નાળિયેર આવવા માંડ્યાં. બે સારી સ્વરૂપવતી કન્યાઓ પસંદ કરીને કૃષકપત્નીએ પોતાના બન્ને પુત્રોને પરણાવ્યા, અને પુત્ર તથા પુત્રવધૂને સુખમાં રહેતાં જોઇને આહ્લાદિત મનથી કૃષકપત્ની પોતાના દિવસો ગાળવા લાગી.

# સુરાભક્ત બ્રાહ્મણ

કોઈ એક શહેરમાં એક બ્રાહ્મણ વાસ કરતો હતો. સાધારણ રીતે જોતાં તેની અવસ્થા છેક ખરાબ નહોતી. જો તે મદ્યપાન ન કરતો હોત તો તે સુખપૂર્વક પોતાનો ગૃહસંસાર ચલાવી શકતો હોત; પરંતુ તેને દારૂનું વ્યસન વળગેલું હોવાથી રાત્રિના સમયે મદ્યપાન કરીને ટૅ બનીને તે ઘેર આવતો અને નહિ જેવા કારણને માટે પોતાની સ્ત્રીને મારફાડ કરતો. દારૂના નશામાં તથા ક્રોધના આવેશમાં તે પોતાની સ્ત્રીને શું મારે છે તે પણ તે જોતો નહોતો.

દારૂના દુર્વ્યસનથી તેનો હાથ હમેશા ભીડમાં રહેતો હતો. ઘરમાં તાણ ચાલે તો ભલે પણ મદિરાદેવીનું પાન કર્યાં વિના તેને ચાલતું નહોતું. તેના પરિવારમાં એક પુત્ર અને એક સ્ત્રી હતાં. સુરાદેવીનું સેવન કરવામાં તે લક્ષ્મીનો એટલો બધો વ્યય કરતો હતો કે જેથી ત્રણે જણાંનું ભરણ પોષણ કરવાનું કામ ઘણું અઘરું થઈ પડતું હતું.

તે બ્રાહ્મણના પુત્રની ઉમર આશરે દશ વર્ષની હતી. આટલી નાની અવસ્થામાં પણ તે સકળ પ્રકારનું દૌરાત્મ્ય કરતાં શીખ્યો હતો. ભય કઈ ચીજનું નામ છે તે તે જાણતો જ નહોતો. ઘોર અંધારી રાત્રિએ નિર્જન બાગમાં પ્રવેશ કરીને તે આંબા ઉપરથી કેરીઓ ચોરી લાવતો હતો. તેના ઘરથી એક કોસ દૂર આવેલા એક ગૃહસ્થના ઘરની આજૂબાજૂના કોટપર પ્રભાતમાં વહેલો ઉઠીને ચડી જઈ ઘરના ચૉકમાં વાવેલા તરબૂચ અને આરીઆના વેલાપરથી તે તરબૂચ અને આરીઆં તોડી જતો હતો. આ સર્વ ચૌર્ય કાર્ય અને બદમાશી કરતાં તેના હૃદયમાં કિંચિન્માત્ર પણ ભયનો સંચાર થતો નહોતો. કિન્તુ માત્ર એક શબ્દ સાંભળીને તે ભયથી આકુળ વ્યાકુળ થઈ જતો. તેના પિતાનો પગરવ સાંભળીને તેનું સર્વ અંગ વાયુમાં વૃક્ષપત્રની માફક થરથર કંપવા લાગતું હતું. તે વખતે તે ક્યાં જઇને સંતાઈ જવું અને ક્યાં આશ્રય શોધવો એનો વિચાર કરીને વ્યાકુળ થઈ જતો અને કેટલીક વખત તો પથારીમાં જઈ માથાપર ઓઢીને ગોટમોટ થઇને સૂઈ જતો હતો.

બ્રાહ્મણ દરરોજ બપોરના ખાવાનું ખાઇને બહાર નીકળી પડતો અને મોડી રાત્રિએ દારૂમાં ચકચૂર બનીને લડથડિયાં ખાતો ખાતો ઘેર આવતો હતો. સવારમાં તેનો નશો ઉતરી જતો હતો ત્યારે તેનો મિજાજ ઠેકાણે રહેતો અને તે પોતાનાં સ્ત્રીપુત્ર સાથે ઘણી સારી રીતે વાર્તાલાપ કરતો; પણ રાત્રિના સમયે જ્યારે તે દારૂના ઘેનમાં ચકચૂર બની ઘેર આવતો ત્યારે કાંઇને કાંઈ વાંક શોધી કાઢીને પોતાની સ્ત્રીને

લડતો અને નહિ જેવી બાબતમાં છેડાઈ પડીને પોતાની સ્ત્રીને ઘણો જ માર મારતો અને કોઈ વખતે તો વિવાહની વરસી પણ કરી નાખતો.

તે બ્રહ્મદેવ આ પ્રમાણે પોતાના દિવસો ગાળતો હતો. એક વખત એક રાત્રિએ એક પ્રહર વીતી ગયો તોપણ બ્રાહ્મણ ઘેર આવ્યો નહિ. બ્રાહ્મણી પુત્રને લઇને ઘરના એક ભાગમાં બેસીને સ્વામીના આગમનની પ્રતીક્ષા કરવા લાગી. વચ્ચે વચ્ચે સામાન્ય શબ્દનો અવાજ સાંભળીને પુત્ર ચમકી ઉઠતો કિન્તુ બ્રાહ્મણ આવ્યો નહોતો.

બીજે દિવસે એક પ્રહર રાત્રિ પછી તે ઘેર આવતો હતો પરંતુ આજ તે વખત વીતી ગયો તોએ તે આવ્યો નહિ તેથી બ્રાહ્મણીને ઘણી જ ચિન્તા થવા લાગી. તે એક વખત ઘર અને એક વખત બહાર જા આવ કરતી હતી. કેટલોક વખત વ્યતીત થઈ ગયો તોપણ બ્રાહ્મણને પાછો ન આવેલો જોઇને બ્રાહ્મણીને ઘણો ભય લાગવા માંડ્યો.

જોકે તે બ્રાહ્મણનું ઘર ઘણું સારું નહોતું તોપણ તેને માળ હતો. મેડા ઉપરના એક ખંડમાં બ્રાહ્મણી પોતાના પુત્રને લઇને બેઠી હતી અને પોતાના સ્વામીના આવવાની વાટ જોતી હતી. એકાએક સીડીપર કોઇના ચડવાનો પગરવ સંભળાવા લાગ્યો. બ્રાહ્મણીએ ધાર્યું કે તેનો પતિ આવતો હતો તેથી પોતાના પુત્ર સામું જોઇને તેણે કહ્યું: "જા, દીકરા! પથારીમાં જઇને ગોટમોટ થઇને સંતાઇને સૂઈ જા."

બ્રાહ્મણીના પુત્રે તે પદરવ સાંભળ્યો હતો. સાવધ થઇને ઘણા ધ્યાનથી તે રવ તે સાંભળતો હતો. માતાનું વચન સાંભળીને તેણે કહ્યું: "નહિ, નહિ; માતાજી! આ મારા પિતાજીના પગનો અવાજ નથી."

બ્રાહ્મણનો પદરવ તેના પુત્રને ઉત્તમરૂપે પરિચિત હતો તે વાત બ્રાહ્મણી ઘણી સારી રીતે જાણતી હોવાથી પુત્રનું બોલવું સાંભળીને તે ચમકી ઉઠી. ગળગળા સ્વરથી તેણે કહ્યું: "મને ખબર નથી પડતી કે આજ તેમને શું થયું છે! દરરોજ તો આ વખતે આપણે ખાઇપીને પરવારી જતાં હતાં અને આજ તેઓ હજી સુધી કેમ નહિ આવ્યા હોય? દારૂ પીને કોઈ ઠેકાણે તેઓ પડી તો નહિ ગયા હોય, અથવા તેમણે કોઇની સાથે મારામારી તો નહિ કરી હોય? તેમને શું થયું હશે તે જાણવાનો મારી પાસે કાંઈ પણ ઇલાજ નથી."

માતાનો ગળગળો અવાજ સાંભળીને પુત્રને પણ ખોટું લાગી ગયું. માતાના ખોળામાં બેસીને અન્ય વાત કાઢીને તે વાત તેને ભૂલાવી દેવાનો તે યત્ન કરવા લાગ્યો. પણ તેનું બોલવું તે બ્રાહ્મણીને સારું લાગ્યું નહિ. તેણે કહ્યું: "હાય, હાય! જો તેમને કાંઈ થઈ જશે તો મારું શું થશે? તેમની પાછળ અવશ્ય હું મારો દેહ પાડીશ. તેઓ મને

રીસે ભરાય છે ત્યારે માર મારે છે તેનું મને દુઃખ નથી અને તેઓ મારા-પર ગાળોનો વર્ષાદ વર્ષાવે છે તેની મને કાંઈ પરવા નથી કિન્તુ તેમના વિના મારાથી એક પળ માત્ર પણ રહી શકાશે નહિ."

એવામાં એક વાર સીડીપર વધારે પાદધ્વનિ થયો. સાથે સાથે બ્રાહ્મણનું નામ દઇને કોઈ બોલાવવા લાગ્યું. ચમકીને બ્રાહ્મણીએ પુત્રને કહ્યું: "દીકરા! એક વાર તું જઇને જોઈ આવ કે તેમને કોણ બોલાવે છે?"

સીડીના ઉપરના દ્વારે દાદરો દીધેલો હતો. તે કમાડની સાંકળ ખખડાવીને કોઇએ પૂછવા માંડયું: "ઘરમાં કોણ છે? રામતારણ ભટ્ટા-ચાર્ય મહાશય ઘેર છે કે?"

દ્વાર આગળ જઈ બાળકે જોયું તો કોઈ તેના પિતાને બોલાવી રહ્યું હતું. તેણે દ્વાર ઉઘાડ્યાં અને એકાગ્ર દૃષ્ટિથી તે આગન્તુક તરફ જોવા લાગ્યો.

ઘર બહાર કાંઈ દીવો બળતો નહોતો. ઘરના અંદરના ભાગમાં એક કોડીઆમાં તેલનો દીવો ટગુમગુ ટગુમગુ બળી રહ્યો હતો. ચંદ્રના તેજમાં તે છોકરો આગંન્તુક પુરુષને જોઈ શકયો. તે છોકરાને જોઇને આગન્તુકે કર્કશ સ્વરથી કહ્યું: "રામતારણ ભટ્ટાચાર્ય અહીં રહે છે કે? શું તેને એક પુત્રસંતાન છે કે? તે પુત્ર તું જ છે કે? તારું નામ શું છે?"

પોતાના પિતાના પાદરવ વિના જો કે તે છોકરો અત્યાર સુધીમાં કોઇનાથી બીનો નહોતો તથાપિ તે આગન્તુકનો અદ્ભુત પોશાક જોઇને અને તેનાં કર્કશ વચન સાંભળીને તેના મનમાં ભયનો સંચાર થયો. અતિશય ધીમા સ્વરથી તેણે કહ્યું: "હા, આ તેમનું જ ઘર છે અને હું જ તેમનો પુત્ર છું. મારું નામ માધાઈ ભટ્ટાચાર્ય છે."

તે છોકરાના છેલ્લા શબ્દો સાંભળીને આગન્તુકે વિકટ હાસ્ય કર્યું. તેનો હાસ્યધ્વનિ તે શાંત નીરવ રાત્રિએ ચારે તરફ પ્રતિધ્વનિત થયો. બ્રાહ્મણી પણ તે વિકટ હાસ્ય સાંભળીને ચમકી અને દ્વાર નિકટ દોડતી દોડતી આવી પોતાના પુત્રને અંદર ખેંચી લઇને તેણે છાતી સરસો ચાંપ્યો. છોકરાની છાતી ભયથી ધબધબ ધડકી રહી હતી. તે આગન્તુક તરફ જોઇને બ્રાહ્મણીએ પૂછ્યું: "મહાશય! આપ કોણ છો? તેમના કાંઈ પણ પ્રકારના સમાચાર તમને મળ્યા છે? તેમને કાંઈ ઇજા તો થઈ નથી ને? તેઓ છે તો સારાને?"

બ્રાહ્મણીની આ પ્રશ્નાવલી સાંભળીને આગન્તુકે પુનઃ વિકટ હાસ્ય કર્યું. ત્યાર પછી તેણે કહ્યું: "નહિ, બાઈ! તમારા ધણીના કાંઈ સમાચાર મને મળ્યા નથી અને તેમના કાંઈ સમાચાર આપવાને

૪

હું આવ્યો નથી. હું બહુ સારી રીતે જાણું છું કે તે હદબહારનો દારૂ-ડીઓ છે. સંભવિત છે કે તે કોઈ સ્થળે નિશામાં ચકચૂર થઇને પડ્યો હશે! અને તેથી જ તે હજી સુધી ઘેર નહિ આવ્યો હોય! તમે અને તમારો પુત્ર તેને આટલી સીમા પર્યન્ત ચાહો છો એ વાત તે જાણતો નથી અને જાણવાને ઇચ્છતો પણ નથી."

તે બ્રાહ્મણીએ કહ્યું: "મહાશય! તેઓ દારૂ પીએ છે એ વાત ખરી પરન્તુ તેઓ કોઇનું હરામનું ધન ખાતા નથી. ખરો પરસેવો ઉતારીને તેઓ પૈસા રળે છે અને તેમાંથી તેઓ ખર્ચે છે. જ્યારે દારૂના તોરમાં હોય છે ત્યારે તેમનો મિજાજ ખરાબ થઈ જાય છે પણ તેમનો સ્વભાવ કાંઈ પ્રકૃતિથી ખરાબ નથી. આ દુનિયામાં તેમના જેવા ઘણા થોડા માણસો હોય છે."

પુનઃ હાસ્ય કરીને તે આગન્તુકે કહ્યું. "બાઈ! તમારા ઘરનો અસબાબ જોઇને હું તમારું કહેવું સારી રીતે સમજી શકું છું. હું તમારા ઘર વિશે ઘણી વાતો જાણું છું. તમે દરરોજ તેના હાથનો માર ખાઓ છો એ વાતની પણ મને ખબર છે. તે તમારાપર આટ-આટલો જુલ્મ ગુજારે છે તોપણ તમે તેનાં વખાણ કરો છો તે સાંભ-ળીને હું સંતુષ્ટ થયો છું. ખરેખર, બાઈ! તમે કોઈ ઉચ્ચ કુળનાં ફરજંદ છો માટે જ આમ બોલો છો. અસ્તુ: જો તમે તમારા પુત્રને મારી સાથે મોકલશો તો હું તમને એક પ્રકારની સહાયતા કરીશ."

તે આગન્તુકનો આ પ્રસ્તાવ સાંભળીને બ્રાહ્મણીના મનમાં ભય ઉત્પન્ન થયો. તેણે પોતાના પુત્રને વધારે જોરથી ઝાલ્યો. પછી તેણે કહ્યું: "મારો પુત્ર હજી ઘણો નાનો છે એટલે એને તમારી સાથે હું કઈ રીતે મોકલું વારુ?"

આગન્તુકે કહ્યું: "તમે એને મારી સાથે મોકલશો તેમાં જ એનું ભલું છે. હું એક એવો ઉપાય કરીશ કે જેથી ભવિષ્યમાં એ એક રાજા સમાન રહેશે."

આ સમયે સીડીપરથી પગરવ સંભળાવા માંડ્યો. બ્રાહ્મણી, તેના પુત્ર અને આગન્તુકે તે અવાજ સાંભળ્યો. તે અવાજ સાંભળતાં જ માતાના હાથમાંથી છૂટીને તેનો પુત્ર દ્રુત વેગે શય્યામાં ગયો અને માથા-પર ઓઢીને ગોટમોટ થઈ જઇને સૂતો. બ્રાહ્મણી પોતાના છોકરા તરફ જોતી હતી એટલામાં આગન્તુક કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયો. દીર્ઘ નિઃશ્વાસ નાખીને બ્રાહ્મણી પોતાના પતિની અપેક્ષા કરવા લાગી.

દ્વાર આગળ આવતાં જ બ્રાહ્મણે બ્રાહ્મણીને જોઈ. તે દિવસે તેણે દરરોજ કરતાં વધારે મદિરાપાન કર્યું હતું. તે સ્પષ્ટ બોલી પણ

શકતો નહોતો. ગલ્લાં તલ્લાં મારતાં અર્ધસ્ફુટ સ્વરથી તેણે કહ્યું: "કેમ, ખાવાનું શું રાંધ્યું છે?"

બ્રાહ્મણીને તે દિવસે જે મળ્યું હતું તે રાંધીને તેણે પોતાના સ્વામી-માટે ખાદ્ય તૈયાર કર્યું હતું. સ્વામીને નિશામાં ચકચૂર જોઇને બ્રાહ્મણી ભયભીત થઈ ગઈ. તેણે રસોઈ થાળમાં પીરસી દીધી.

બ્રાહ્મણ જબરો દારૂડિયો હતો એટલે તેને ઘરની સાદી રસોઈ શું સારી લાગે? વિશેષમાં તેને ભૂખ પણ લાગી નહોતી. એક બે કોળીઆ મુખમાં મૂકીને ભયાનક ક્રોધ દર્શાવીને થાળ સમેત ખાદ્યને તેણે દૂર ફેંકી દીધું અને વિચિત્ર દૃષ્ટિથી બ્રાહ્મણી તરફ જોઇને તેણે કહ્યું: "કેમ રે, આજ માછલી કેમ નથી?"

અતિશય નમ્ર સ્વરથી બ્રાહ્મણીએ કહ્યું: "પ્રાણનાથ! આજ મેં અનેક ચેષ્ટા કરી પણ માછલી મળી નહોતી તેથી તે રાંધી નથી."

પત્નીનું આ કથન સાંભળી બ્રાહ્મણને પુષ્કળ ક્રોધ વ્યાપ્યો. તે તેનાપર ગાળોનો વર્ષાદ વર્ષાવી તેને મારવાને માટે ઉઠ્યો.

સહસા કોઈ બોલી ઉઠ્યું: "ખબરદાર, હે બ્રાહ્મણ! વિના વાંકે તેં તારી સ્રીને તાડન કર્યું તો તારી વાત તેં જાણી છે, સમજ્યો કે?"

આ વચન બ્રાહ્મણ અને બ્રાહ્મણી બન્નેએ સાંભળ્યાં. આશ્ચર્યચકિત થઈ બ્રાહ્મણી ચારે તરફ જોવા લાગી. બ્રાહ્મણે હદ ઉપરાંત દારૂ પીધેલો હોવાથી તેને બરાબર શુદ્ધિ નહોતી. તે મોટેથી બૂમ મારીને બોલ્યો: "અરે, ઓ નીચ, પાપાત્મન્! તું અહીં કોણ છે? હું મારી સ્રીને મારું એમાં તારે શું? તું મને આમ ધમકી આપનાર કોણ છે? તું ક્યાં ભરાઇને બેઠો છે? હરામખોર, નીકળ બહાર. મારી સ્રીને મારતાં મને રોકનાર તું કોણ છે? તારું મોં તો મને બતાવ."

ઘરની અંદરથી કોઇએ કહ્યું: "એકવાર વિના અપરાધે તારી સ્રીને માર જોઇએ, પછી હું તને જોઈ લઉં છું. હું આ ઘરમાં જ છું. મને જોવાને માટે આજે તું ચેષ્ટા કરતો નહિ; કારણ કે આજે હું તારી પાસે નહિ આવું."

પોતાની સ્રી તરફ જોઇને આશ્ચર્યથી બ્રાહ્મણે કહ્યું: "આપણા ઘરમાં કોણ છે? મેઘો ક્યાં છે?"

ભયથી કંપતાં કંપતાં બ્રાહ્મણીએ કહ્યું: "થોડા વખત ઉપર અહીં એક માણસ તમારું નામ દેતો આવ્યો હતો. તમારા આવવાનો અવાજ સાંભળીને તે ક્યાંક અદૃશ્ય થઈ ગયો છે. મેઘો પથારીમાં સૂઈ રહ્યો છે. હું ધારું છું કે તે અત્યારે ઉંઘી ગયેલો હોવો જોઇએ."

બ્રાહ્મણીનું આ કથન સાંભળીને બ્રાહ્મણે ઘરમાં ચારે બાજૂએ તપાસ કરવા માંડી, કિન્તુ તે કોઇને જોઈ શકયો નહિ. તે તપાસ કરતો હતો એવામાં વચ્ચે વચ્ચે તે અટ્ટાહાસનો ધ્વનિ સાંભળતો હતો, તેથી બ્રાહ્મણના મનમાં સંદેહ થયો. તેનો નશો ઉતરી ગયો અને શાન્ત થઇને તેણે બ્રાહ્મણીને કહ્યું: "આ તો મોટું આશ્ચર્ય છે. ઘરની અંદરથી અવાજ આવે છે અને ઘરમાં કોઈ દેખાતું નથી. અરે, આ શો વ્યાપાર છે?"

સહસા ઘરમાંથી એક અવાજ આવવા માંડ્યો: "વ્યાપાર તો ઘણો મઝાનો છે! કાલ બપોરના સમયે તું ઘેર રહેજે. તે વખતે તારો છોકરો મેઘો રાજા થશે. કિન્તુ, સાવધાન! હે બ્રાહ્મણ! આજથી તારે મદિરાપાન કરવું નહિ; જો તું મદિરા નહિ પીએ તો જ તને તેની પાસેથી વાપરવાને પૈસા મળશે."

આમ કહીને તે મનુષ્યે વિકટ હાસ્ય કર્યું. તે હાસ્યધ્વનિ સાંભળીને બ્રાહ્મણ અને બ્રાહ્મણી ચમકી ગયાં. ભયથી ઉભય જણાં વાયુમાં વૃક્ષપત્રની માફક થરથર કંપવા લાગ્યાં. બ્રાહ્મણી બ્રાહ્મણ પાસે જતી રહી.

કેટલીકવાર પછી બન્ને જણાં શાન્ત થયાં. તે રાત્રિએ કાંઈ પણ ધમાલ ન કરવાનું ઉચિત ધારીને તે બ્રાહ્મણ શય્યામાં જઇને સૂઈ રહ્યો. બ્રાહ્મણીએ તેને થોડુંક ખાઈ લેવાનો અનુરોધ કર્યો પણ તેને ક્ષુધા ન લાગેલી હોવાથી તેણે કાંઈ પણ ખાધું નહિ. તેના થાળમાં જે ખાદ્ય હતું તેમાંથી કેટલુંક આરોગી બાકીનું બ્રાહ્મણીએ પોતાના પુત્રને માટે રાખ્યું.

બીજે દિવસે બ્રાહ્મણ ઘરમાંથી બહાર ગયો નહિ. ગત રાત્રિએ તેના મનમાં જે ભયનો સંચાર થયો હતો તે તેના હૃદયમાં બદ્ધમૂલ થઈ ગયો હતો. ભયને લીધે તે દિવસે તે ઝાઝું બોલતો ચાલતો પણ નહોતો. તેની પાસે જે પૈસા હતા તેનાં બજારમાંથી તરકારી આદિ મગાવ્યાં. પછી બ્રાહ્મણીએ રસોઈ તૈયાર કરી એટલે પિતા તથા પુત્રે આહાર કરી લીધો.

બરાબર બપોરના સમયે એક પ્રવીણ વ્યકિતએ તેના ઘર આગળ આવીને કહ્યું: "રામતારણ ભટ્ટાચાર્યનું ઘર આ છે કે?"

બ્રાહ્મણ આગન્તુકની વાટ જોતો જ બેઠો હતો. તેનું નામ સાંભળી તે ઉતાવળો ઉતાવળો તેની પાસે ગયો અને તેને કહ્યું: "આજ્ઞા, મહાશય! મારું નામ રામતારણ ભટ્ટાચાર્ય છે. આપ કયાંથી પધારો છો? આપને શું કામ છે?"

મંદ સ્મિત કરીને આગન્તુકે કહ્યું: "મહાશય! હું બહુ દૂરથી આવું છું. કાશીમાં આપની એક શિષ્યા છે એ વાતની તો આપને ખબર હશે જ."

કેટલીકવાર સૂધી વિચાર કરીને બ્રાહ્મણે કહ્યું: "હા, મહાશય! મારી એક વિધવા શિષ્યા છે. તે કાશીમાં જઇને રહી છે એવું મેં સાંભળ્યું છે. તેની પાસે ઘણો પૈસો હતો. કેમ, આપ કાશીથી પધારો છો? મારી તે શિષ્યાના શા સમાચાર છે?"

આગન્તુકે કહ્યું: "આપની તે શિષ્યાએ ગંગાલાભ કર્યો છે. તેણે પોતાની સકળ સંપત્તિનાં ઉત્તરાધિકારી આપનાં સ્ત્રી પુત્રને બનાવ્યાં છે. તે જાણતી હતી કે આપ પક્કા દારૂડીઆ છો તેથી પોતાની મિલ્કતમાંથી એક પાઈ પણ તેણે આપને આપી નથી."

મનમાં આનંદિત થઇને હસતાં હસતાં આગન્તુકનો સમાદર કરીને બ્રાહ્મણે તેને એક સ્થળે બેસવાનો અનુરોધ કર્યો. પછી તેણે કહ્યુ: "મારો પુત્ર અને હું એક જ છીએને? અમે ક્યાં જૂદા છીએ? મારા ખાધા પછી જ હાલમાં તે ખાય છે તો ભવિષ્યમાં મને કષ્ટમાં જોઇને શું તે નિશ્ચિત રહી શકશે? એ ગમે તેમ હો પણ હાલમાં અમારે શું કરવાનું છે તે કૃપા કરીને અમને કહેશો?"

આગન્તુકે કહ્યું: "હવે આપને આ ઘરનો ત્યાગ કરી દેવો પડશે, અને તે વિધવાની પ્રકાંડ અટ્ટાલિકામાં વાસ કરવામાટે પધારવું જોઇશે. આપ ત્યાં પધારશો એટલે સઘળી વાતનો બંદોબસ્ત હું કરી દઇશ."

આમ કહી કેટલીકવાર સૂધી આગન્તુક ચિન્તામગ્ન સ્થિતિમાં બેઠો. પછી મૃદુ સ્વરથી તેણે કહ્યું: "આ પહેલાં તમને આ સમાચાર કોઇએ કહ્યા હતા કે? તમને આ બાબતની ખબર મળી હતી કે નહિ? વિધવાના મૃત્યુ સમયે હું તેની પાસે હતો. મૃત્યુ પહેલાં તેણે અમને કહ્યું હતું કે આપને ખબર આપવાને તેણે માણસ મોકલ્યાં છે."

આગન્તુકનું આ કથન સાંભળીને બ્રાહ્મણ વિસ્મિત થઈ ગયો. ગત રાત્રિનો બનાવ તેણે તેને કહી સંભળાવ્યો. તે સાંભળીને આગન્તુકે ધાર્યું કે કોઈ ઉપદેવતા વિધવા તરફથી તેમની પાસે આવ્યો હશે અને સર્વ વાર્તા તેમને જણાવી હશે!

બ્રાહ્મણ પોતાના કુટુંબને લઇને તે વિધવાની પ્રકાંડ અટ્ટાલિકામાં રહેવા ગયો. તે દિવસથી તેની અવસ્થા ફરી ગઈ. તેને થયેલી આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણે સુરાપાન કરવાનું છોડી દીધું. થોડા વખતમાં તેણે પોતાના છોકરાને મોટા સમારોહથી પરણાવ્યો. સ્ત્રી, પુત્ર અને પુત્રવધૂને લઇને બ્રાહ્મણ અતિશય આનંદથી પોતાની સંસારયાત્રા ચલાવવા લાગ્યો.



## કૃપણનો સુસમય

કોઈ એક ગામમાં એક ધનવાન્ વણિક વાસ કરતો હતો. તેના પરિવારમાં તેની સ્ત્રી અને ત્રણ ચાર નાનાં નાનાં છોકરાં હતાં. તેની પાસે ધન વિપુલ પ્રમાણમાં હતું તોપણ તે બહુ કંજૂસાઇથી પોતાનો ગૃહસંસાર ચલાવતો હતો. તેની કૃપણતાને જોઇને વચ્ચે વચ્ચે તેની સ્ત્રી વિરક્ત થતી અને નિયમિત વ્યય કરીને સંસાર ચલાવવાનો તે તેને અનુરોધ કરતી કિન્તુ વણિક બખીલનો સરદાર હતો. અત્યન્ત આવશ્યકતા ન હોય તો તે કોઈ દિવસ અર્થવ્યય કરતો નહિ. જો કોઈ ચીજ માગી તાગી મળતી હોય તો તે વેચાતી કદાપિ લેતો નહિ.

પણ એમ દરરોજ તેને માગી ચીજો તે કોણ આપે? વિશેષમાં ગ્રામ્યલોકોને જ્યારે ખબર પડી ગઈ કે વણિક ઘરમાં ધન હોવા છતાં માગ્યું મળે ત્યાં સુધી કાંઈ વેચાતું લેતો નથી ત્યારે તેમણે તેને કાંઈ પણ ચીજ ન આપવાનો નિશ્ચય કરી દીધો.

વણિક જેવો કૃપણ તેવો જ નિર્લજ્જ પણ હતો. પાડોશીઓ તેનાપર મેણાં ટોણાંની પિસ્તાળ પાડતા તોએ તેમને ઘેર ભિક્ષા માગવા જવાનું તે છોડી દેતો નહિ. કેટલીક વખત તો તેઓ તેનો તિરસ્કાર કરીને ધક્કા મારીને કાઢી મૂકતા પરંતુ તેને લજ્જા આવતી નહોતી અને બીજે દિવસે પાછો તે તેમને ઘેર ભિક્ષા માગવા જતો.

આ પ્રમાણે તેના દિવસો જતા હતા. જે વખતે તેની સ્ત્રી તેને બે પૈસા વધારે ખર્ચવાનો અનુરોધ કરતી ત્યારે તે હસીને કહેતો કે; "ગાંડી રે ગાંડી! સુસમયના સંચિત અર્થને આમ ઉડાવી દેવાય નહિ."

તેના બોલવાનો અર્થ તેની સ્ત્રી સમજી શકતી નહોતી. તે પોતાના મનમાં એમ જ સમજતી હતી કે સુસમય નામનો કોઈ માણસ હશે અને તેના માટે જ તેનો ધણી ધનસંચય કર્યા કરતો હતો. તેનું આમ ધારવું હોવાથી તે કાંઈ બોલતી નહિ.

તે વણિકની પાસે બે ગાયો હતી. એક ગાય દૂધના જેવી ધોળી હતી અને બીજી કાજળના જેવી કાળી હતી. તે ગાયો દૂઝણી હતી અને સારું દૂધ દેતી હતી. બન્ને ગાયોનું થઇને એક ટંકે દશથી બાર શેર દૂધ થતું હતું. આવી દૂઝણી ગાયોને પણ વણિક ઘાસ ખવડાવવાનું ખર્ચ કરતો નહોતો. તે તેમને ખેતરમાં ચરવા મોકલતો એટલું જ બસ હતું. તે ગાયો જે દૂધ દેતી હતી તેનો મોટો ભાગ વણિક વેચી નાખતો હતો અને જે પૈસા મળતા તેને તે સંઘરી રાખતો. ધોળી ગાયના દૂધમાંથી ફક્ત થોડુંક જ દૂધ તે પોતાનાં છોડી છોકરાંને પીવાને

આપતો. કાળી ગાયનું દૂધ વણિકપત્ની જમાવતી અને પછી ઘી બનાવતી. તે ઘી વણિક બજારમાં લઈ જતો અને બજાર ભાવથી મોંઘે ભાવે તે વેચી આવતો. તે ઘીમાંથી એક પળી પણુ તે પોતાના ઘરમાં વાપરતો નહિ. કોઈ કોઈ વખત તેની સ્ત્રી કહેતી કે: "બળ્યું, આટ આટલું ઘી આપણા ઘરમાં થાય છે અને આપણે તે ન ખાતાં બજારમાં વેચી નાખીએ છીએ એ શું? પેટે પાટા બાંધીને પૈસા ભેગા કર્યાંથી તે કાંઈ કરોડપતિ થવાનાં હતાં? સર્વશક્તિમાન્ પરમેશ્વરને જો આપવું હશે તો અભરે ભરાશે અને આપણે આમ કંજૂસાઇથી રહીશું તોએ પરમેશ્વરની ઇચ્છા નહિ હોય તો આપણું ઉચ્ચુ નહિ આવી શકે. બધી વાતમાં કંજૂસાઈ ચાલી શકે પણુ પોતાના ખાવામાંએ કંજૂસાઈ! આ તે કેવી વાત કહેવાય!" તેનું આ કથન સાંભળીને તેનો પતિ કહેતો કે: "આપણા ઘરમાં જે ઘી થાય છે તે જો આપણે ખાવા માંડીશું તો પછી સુસમયનો સંચય થશે નહિ અને સુસમયનું સંચિત દ્રવ્ય આમ એકઠું ન કરવું ઉચિત નથી."

તેનું આ કથન સાંભળીને વણિકપત્ની કોઈ કોઈ વખતે ગુસ્સે થતી અને તેના પતિને લગાર ઉદાર થવાનો અનુરોધ કરતી પરંતુ તેથી વણિકને ખોટું લાગતું નહિ. કોઈ પણુ રીતે અસંતુષ્ટ કે રાગાન્વિત થયા વિના હસતે મોઢે તે કહેતો કે: "ગાંડી! તુ તો ઠેઠ સુધી ગાંડી જ રહી. હું બધું સમજું છું અને જે કરું છું તે સારું જ કરું છું."

એક દિવસે વણિક અને વણિકપત્ની વચ્ચે થતો આ વાર્તાલાપ એક માણસે સાંભળ્યો. તે દરરોજ વણિકને ઘેરથી કાળી ગાયનું ઘી વેચાતું લેવા આવતો હતો. ધનવાન્ હોવા છતાં તે ભયાનક માણસ હતો. તે ઘી લેવા આવતો ત્યારે વણિક અને તેની પત્ની વચ્ચે ચાલતી વાતચીત ધ્યાનથી સાંભળતો. વણિકની પત્નીની અક્કલ કાંઇક ઓછી હતી એ વાત તેના જાણુવામાં આવી ગઈ, તેથી તેને છેતરીને કાળી ગાય તેની પાસેથી કઈ રીતે લઈ લેવી એનો તે વિચાર કરવા લાગ્યો.

વણિક દરરોજ મધ્યાહ્ને આહારાદિ કરીને, વેપાર કરવામાટે બહાર નીકળી પડતો તે સંધ્યા પૂર્વે આવતો નહોતો. આ વાત પેલા ચીનના શાહુકાર ગ્રાહકે જાણી લીધી. એક દિવસ વણિક જમીને માલ લઇને ઘેર બહાર ગયો એટલે તે શાહુચોર સુંદર પોશાક પરિધાન કરીને વણિકના ઘર આગળ આવીને તેને બોલાવવા લાગ્યો.

વણિક ઘરમાં નહોતો તેથી દ્વાર ઉઘાડીને વણિકપત્નીએ કહ્યું: "આપ કોણુ છો અને આપને શું કામ છે?"

વણિકપત્નીનું આ કથન સાંભળીને તે શાહુચોરે કહ્યું: "બાઈ, હું સુસમય છું અને કાળી ગાય લેવાને માટે આવ્યો છું."

સુસમયનું નામ સાંભળીને વણિકપત્નીને આંતરિક સંતોષ થયો. તેણે પોતાના મનમાં ધાર્યું કે 'મારો ધણી સત્ય વાર્તા જ કહેતો હતો. મારો પતિ જે સુસમયને માટે ધનસંચય કરી રહ્યો છે તે સુસમય આવી પહોંચ્યો છે એટલે સંચેલું સર્વ દ્રવ્ય તેને આપી દેવું પડશે.'

તે શઠને આદરથી પોતાના ઘરમાં બોલાવી વણિકપત્નીએ બેસાડ્યો. તેનો આદરસત્કાર જોઇને શઠરાજ સમજી ગયો કે તે જે કામમાટે આવ્યો હતો તે કામ અવશ્ય સિદ્ધ થશે. કેટલીકવાર સુધી વણિકપત્નીએ આપેલા આસનપર વિરાજીને તે શાહુચોરે કહ્યું: "બાઈ! હું બહુ દૂરથી આવું છું અને હજી મારે બહુ દૂર જવાનું છે. આજે તો મને તમારી કાળી ગાય જ આપો. અત્યારે તમારા ધણી બહાર ગયા છે એટલે લાચાર છું. મારે તેમને કેટલીક છુપી વાતો કહેવાની છે પરંતુ તે હું હવે પછી આવીશ ત્યારે કહીશ. કૃપા કરીને તમે મને આજ કાળી ગાય આપો એટલે હું મારા ગૃહપ્રતિ પ્રયાણ કરું! ઝાઝો વખત સુધી હું અહીં રોકાઈ શકું તેમ નથી."

તે શઠનું આ બોલવું સાંભળીને વણિકપત્ની મનમાં પ્રસન્ન થઈ. તેણે પોતાના મનમાં ધાર્યું કે: "જો મારા પતિ આવશે ત્યાં સુધી હું આ સુસમયને રાખીશ અને મારો સ્વામી આવીને તેનામાટે સંગ્રહ કરેલું તમામ ધન તેને આપી દેશે તો પછી અમારે ઘણા કષ્ટથી સંસાર ચલાવવો પડશે. માટે આ સુસમય આજ ગાય લઇને ચાલ્યા જવાનું કહે છે તો એને જવા દેવો એ જ સારું છે. પછી બીજે કોઈ દિવસે તેને આવવું હશે તો તે અહીં આવશે."

આવો વિચાર કરીને વણિકપત્નીએ કહ્યું: "ભલે, ભાઈ! જો આપની ઇચ્છા જવાની હોય અને આપને ઉતાવળ હોય તો આજે ગાય લઇને જાઓ. જો આપને બહુ દૂર જવાનું હોય તો મારા સ્વામી અહીં આવે ત્યાં સુધી આપને અહીં રોકી રાખવા એ મને ઉચિત લાગતું નથી."

આમ કહીને વણિકપત્ની ગોશાળામાં ગઈ અને કાળી ગાયને લઈ આવીને તેના ગળામાં બાંધેલું દોરડું તે શઠના હાથમાં આપ્યું. એક પળ માત્ર પણ ત્યાં ન થોભતાં દોરડું હાથમાં ઝાલીને તે શઠ ત્યાંથી ચાલવા લાગ્યો અને જેમ બને તેમ ઉતાવળથી તેણે પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું.

સંધ્યા સમયે વણિક ઘેર આવ્યો. હાથ પગ ધોઇને શાન્ત થઇને તે બેઠો એટલે તેની પત્ની હસતી હસતી તેની પાસે જઈ બોલી: "પ્રાણનાથ! આજ અહીં સુસમય આવ્યો હતો."

પોતાની પત્ની શું કહેતી હતી તે વણિક સમજી શક્યો નહિ, તેથી તેણે પૂછયું: "તે પછી?–"

વણિકપત્નીએ કહ્યું: "સદ્ભાગ્યે તમારા ગયા પછી જ તે આવ્યો, નહિ તો સર્વનાશ થઈ જાત. તો પણ તે કહી ગયો છે કે કોઈ દિવસ તે આવીને તમને મળશે"

વણિકનું કુતૂહલ વધી પડયું. પોતાની સ્ત્રીના મુખ તરફ જોઇને તેણે કહ્યું: "કોણ આવ્યું હતું?"

વણિકપત્નીએ કહ્યું. "કેમ, મેં પહેલાં જ તમને કહ્યું નહિ કે આજે સુસમય આવ્યો હતો?"

આશ્ચર્યાન્વિત થઇને વણિકે કહ્યું. "સુસમય વળી કોણ છે?"

કાંઇક ગુસ્સે થઈ છણકો કરીને વણિકપત્નીએ કહ્યું: "સુસમય કોણ? કોણ જાણે દિવસમાં પચાશ વખત સુસમય સુસમય કહ્યા કરો છો તે સુસમય આજે આવ્યો હતો. આજ કેવળ કાળી ગાય લઇને તે ગયો છે અને કોઈ દિવસ આવશે ત્યારે તમામ ધન લઈ જશે."

પોતાની પત્નીનું આ બોલવું સાંભળીને વણિક સ્તંભિત થઈ ગયો અને તેણે પોતાના મનમાં વિચાર્યું કે: "હું બહાર ગયો હતો ત્યારે કોઈ દુષ્ટ માણસ મારે ઘેર આવ્યો હશે અને પોતે સુસમય બનીને આ ભોટ બાયડીને થાપ આપીને કાળી ગાય લઈ ગયો હશે!" પોતાની સારામાં સારી ગાય કોઈ શઠ લઈ ગયો છે એ વિચાર આવતાં વણિકને ઘણો ક્રોધ ચઢ્યો પણ તેણે પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. તેના પોતાના દોષથી તેની ગાય હરાયલી છે એ જાણીને કેટલીકવાર પછી તે શાન્ત થયો અને તે શઠને કઈ રીતે શોધી કાઢવો એના ઉપાયો શોધવા લાગ્યો.

કેટલીકવાર સુધી શાન્ત બેઠા પછી તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે: "તે શઠ મારા ઘરમાંથી અન્ય કાંઈ પણ ન લઈ જતાં ફક્ત કાળી ગાય જ લઈ ગયો છે એ ઉપરથી એટલું જણાય છે કે તે કોઈ અજાણ્યો માણસ નથી. કાળી ગાય ઘણું સારું દૂધ દે છે એ વાતથી તે જાણીતો હોવો જોઇએ અને તેથી જ બીજું કાંઈ ન લેતાં તે તેને લઈ ગયો છે માટે તે કાળી ગાય કેવી કીમતી છે એ બાબતથી જે લોકો જાણીતા છે તેમને ઘેર જઇને મારે તપાસ કરવી જોઇએ. સંભવિત છે કે આમ કરવાથી તે શઠ થોડા વખતમાં જ પકડાઈ જશે."

આમ વિચારી જે બે ચાર માણસો કાળી ગાયની ઉપયોગિતાથી જાણીતા હતા તેમને ઘેર તેણે તપાસ કરાવવા માંડી એટલે જે ધનવાન્ પુરુષ તેને ઘેરથી સારો ભાવ આપીને તે ગાયનું ઘી લઈ જતો હતો તેને ઘેર તે ગાયનો પત્તો લાગ્યો એટલે છદ્મવેશ ધારણ કરીને તે તે ધનવાનને ઘેર અતિથિ થઇને ગયો.

થોડોક વખત તેના ઘરમાં રહેતાં તેને જણાયું કે તે માણસે પણ તેની માફક જ તે ગાયનું ઘી વેચવા માંડયું હતું. કાળી ગાયનું ઘી હવન હોમ આદિ ઘણાં કામોમાં શુદ્ધ ગણાતું હોવાથી તેણે તેનું દૂધ ન વેચતાં ઘી બનાવીને વેચવા માંડયું હતું. કેટલીકવાર સુધી તેનો આ વ્યાપાર જોઇને તેને પોતાની પાસે એકાંતમાં બોલાવીને તેણે કહ્યું: "મહાશય! આપ આ ઘી વેચશો નહિ; નહિ તો ભવિષ્યમાં એનું પરિણામ સારું નહિ આવે."

અતિથિના મુખમાંથી આ શબ્દો સાંભળીને તે ધનવાને કહ્યું: "કેમ, આ ગાયનું ઘી વેચવાથી શું માઠું પરિણામ આવશે? તમે આમ કેમ બોલો છો તેનું કારણ હું સમજી શકતો નથી."

અતિથિએ મંદ સ્મિત કરીને કહ્યું: "જે માણસો કાળી ગાયનું ઘી વેચે છે તેમણે ખાસ કરીને સમજી રાખવું કે કોઇને કોઈ દિવસે તે ગાય તેમની પાસેથી ચોરાઈ જવાની જ. એક સમયે આ ગાયના જેવી જ એક ગાય મારી પાસે હતી અને તેનું ઘી હું વેચતો હતો. દરરોજ એક ધનવાન્ મારે ઘેર આવીને તે ઘી વેચાતું લઈ જતો હતો. હું ધારતો હતો કે તે હોમ આદિ ધર્મકાર્યમાં તે ઘી વાપરતો હતો; પણ મારી ધારણા ભૂલ ભરેલી હતી. મારી પાસેથી વેચાતા લીધેલા ઘીને તે પોતે વાપરતો નહોતો પણ સારો નફો ખાઇને બીજાને વેચાતું આપતો હતો. ધીમે ધીમે તે ધનવાનનો લોભ વધી ગયો અને એક દિવસ સુયોગ સાધીને મારા ઘરમાં આવી મારી પત્નીને છેતરીને તે ગાય તે લઈ ગયો છે. આટલામાટે જ હું કહું છું કે કાળી ગાયનું ઘી બીજા કોઈ પણ માણસને વેચાતું આપવું તેમાં ભય સમાયલો છે."

અતિથિના મુખથી આ વચન સાંભળીને ધનવાનના મનમાં શંકા ઉત્પન્ન થઇ. તે તેના મુખ તરફ બારીકાઇથી જોવા લાગ્યો. તેને ઓળખી લેવાથી બન્ને હસ્ત જોડીને બહુ વિનીતભાવથી ધનવાને કહ્યું: "શેઠ! તમે સાધારણ વાણીઆ જેવા નથી, તમે આટલા બધા ચાલાક હશો અને આવી રીતે તમે મને થાપ આપીને મને પકડી પાડશો એનો મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો. હશે, જે થવાનું હતું તે થઈ

ગયું છે. આપની ગાય આપ લઈ જાઓ. લોભને વશ થઇને મેં આપ સાથે અન્યાયયુક્ત વર્તન કર્યું છે એમાટે મને ઘણી દિલગીરી થાય છે.”

છદ્મવેશી વણિકે હસતાં હસતાં પોતાની ગાયને ખીલેથી છોડી લીધી અને તેને લઇને પોતે ઝપાટાબંધ પોતાના ઘર તરફ જવા લાગ્યો.

પતિને ગાય લઇને પાછો આવેલો જોઇને વણિકપત્ની ઘણી જ આશ્ચર્યાન્વિત થઈ અને સુસમય પાસેથી ગાય પાછી લાવવાનું કારણ પૂછ્યું. વણિકે તેને સર્વ વાત કહી સંભળાવી ત્યારે વણિકપત્નીને ખબર પડી કે શઠ ધનવાન્ તેને છેતરી ગયો હતો.

આ બનાવ બન્યા પછી વણિકે પોતાની કૃપણતા ત્યજી દીધી અને જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં વ્યાજબી ખર્ચ કરવાનું હોય ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં તે ખર્ચ કરતો હતો. વણિકપત્ની, તેનો સ્વામી અને તેમનાં સંતાનો અતિશય સુખ ચેનમાં પોતાના દિવસો વીતાડતાં હતાં.



## ડાહ્યો છોકરો

કોઈ એક દેશમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. ભિક્ષાવૃત્તિ કરીને તે તેનું પોતાનું તથા પોતાનાં સ્ત્રી અને પુત્રનું ગુજરાન ચલાવતો હતો. તે બ્રાહ્મણ ઘણો વૃદ્ધ હતો તોપણ ભિક્ષા માગવા જઈ શકતો હતો. કિન્તુ કેટલાક દિવસથી તેની સ્ત્રી માંદી પડી હતી. તે સ્ત્રીને પેટે આઠ સંતાનોએ જન્મ ધારણ કર્યો હતો પરંતુ તેમાંથી સાત અકાળે કાળના મુખમાં જઇને પડ્યાં હતાં એટલે ફક્ત સહુથી નાનો છોકરો જીવતો રહ્યો હતો.

તે છોકરાની ઉમર આશરે દશ વર્ષની હતી. જો કે તે વયમાં નાનો હતો તોપણ તેની બુદ્ધિ ઘણી સારી હતી. વચ્ચે વચ્ચે તે પોતાના પિતા સાથે ભિક્ષા માગવા જતો પણ દિવસનો ઘણો ભાગ તે પોતાની માંદી માની શય્યા પાસે બેસતો અને તેની સેવા શુશ્રૂષા કરતો.

બ્રાહ્મણીનો મંદવાડ એટલો બધો વધી ગયો હતો કે તેનાથી પથારીમાંથી ઉઠી શકાતું નહોતું, તેથી રંધનાદિનું સર્વ કાર્ય બ્રાહ્મણને જ કરવું પડતું હતું. તે કાર્યમાં તેનો પુત્ર તેને બને તેટલી સહાયતા કરતો હતો. તેનો પિતા તેને કામ બતાવતો તો કોઈ દિવસ તે તે કરવામાટે અપ્રસન્નતા દર્શાવતો નહિ.

કોઈ કોઈ વખત બ્રાહ્મણ તેને બે પૈસા વાપરવા આપતો તો તેમાંથી અડધી રકમનું તે ખાવાનું લેતો અને અડધી રકમ રાખી મૂકતો. કોઈ

વખત પિતામાતાનો હાથ ભીડમાં હોય ત્યારે પોતે રાખેલા પૈસા તે તેમને આપતો હતો.

પાડોશનાં સર્વ છોકરાંમાં તે માનીતો થઈ પડ્યો હતો. તે કોઇની સાથે કદાપિ લડતો નહિ અને કદાચિત્ જો કોઈ કાંઈ કામ કરતું હોય અને તે તેની પાસે જઈ ચડતો તો તેનાથી બને તેટલી સહાયતા તે તેને આપતો હતો. કોઈ પાડોશી કામ બતાવતો તો તે હસતે મુખે તે કામ કરતો અને જો કોઈ તેને તેમાટે કાંઈ આપતો તો તે લેતો નહિ અને કહેતો કે "જો મારાં માતાપિતાજી જાણે કે સામાન્ય કામ કરવામાટે મેં પ્રતિદાન ગ્રહણ કર્યું છે તો તેઓ મને વઢે માટે તે હું કદાપિ નહિ લઉં." તે છોકરાનો આવો સારો સ્વભાવ જોઇને સર્વ પાડોશીઓ પણ તેને બહુ ચાહતાં હતાં તેથી આહારાદિ સામગ્રીનું બ્રાહ્મણને દાન આપીને તેને સાહાય્ય કરતાં હતાં. સર્વ પાડોશી બ્રાહ્મણના પુત્રને ડાહ્યો છોકરો કહીને બોલાવતાં હતાં.

ઉપર પ્રમાણે બ્રાહ્મણનો ગૃહસંસાર ચાલતો હતો. એક દિવસ બ્રાહ્મણીનો રોગ વધી પડ્યો. બ્રાહ્મણ અત્યાર સુધી દાંતે તરણાં લઇને પોતાનો ગૃહસંસાર ચલાવતો હતો. તે એમ ધારતો હતો કે થોડા વખતમાં તેની સ્ત્રી સાજી થઈ જશે અને તેને તથા તેના છોકરાને રાંધી ખવડાવશે, અને પોતે પુત્ર સાથે ભિક્ષાવૃત્તિ કરીને યથેચ્છ ઉપાર્જન કરી શકશે અને જે થોડું થોડું બચશે તે ભેગું કરી તે છોકરાને પરણાવવાને શક્તિમાન્ થશે અને પછી પુત્ર મોટો થશે એટલે તે પણ રળતો કમાતો થશે અને તેની સ્થિતિ સુધરી જશે.

પણ માણસ ધારે છે શું અને નસીબ કરે છે શું? બ્રાહ્મણીનો રોગ વધી પડતો જોઇને બ્રાહ્મણને ચિન્તા થવા માંડી. તેણે જે જે આશાના કિલ્લા બાંધ્યા હતા તે તૂટી પડતા જણાવા લાગ્યા. તેનું મન સંસારમાંથી ઉઠી જવા લાગ્યું. સાંસારિક કાર્યમાં તેનું મન ચોટતું નહોતું. રંધનાદિ સર્વ કાર્યો તેણે બંધ કરી દીધાં અને તે અનાહાર રહીને તે પોતાના દિવસો વીતાડવા લાગ્યો. તે પોતાના પુત્રને દરરોજ બે ચાર પૈસા આપતો તેનું તે મોદીને ઘેર જઇને ખાવાનું લઈ આવતો અને તે ખાવાનું ખાઇને જળપાન કરી નિદ્રાવશ થતો હતો.

જે દિવસથી બ્રાહ્મણીનો રોગ વધી પડ્યો હતો તે દિવસથી બ્રાહ્મણે ભિક્ષા માગવા જવાનું બંધ કરી દીધું હતું. તેની પાસે જે થોડુંક ધન હતું તેમાંથી દરરોજ બે ચાર પૈસા તે પોતાના પુત્રને ખાવાનું લેવામાટે આપતો હતો. મોદીને ઘેરથી ખાવાનું લાવી થોડુંક પિતામાટે રાખી બાકીનું તે છોકરો ખાતો અને જળપાન કરીને સૂઈ જતો.

બ્રાહ્મણ બધું ખાવાનું ખાઈ જવાનો તેને આગ્રહ કરતો પરંતુ છોકરો તે ખાતો નહિ, અને પોતાના પિતાને તે ખાદ્ય ખાઈ જવામાટેનો અત્યંત આગ્રહ કરતો હતો.

પુત્રની આ ચાલથી બ્રાહ્મણ મનમાં સંતુષ્ટ થતો અને તેને કાંઈ વિશેષ ન કહેતાં તે ખાદ્ય ખાઈ લેતો.

આ પ્રમાણે બે ત્રણ દિવસ વીતી ગયા. એક દિવસે સંધ્યા પૂર્વે બ્રાહ્મણે પોતાના પુત્રને બે પૈસા આપીને ખાવાનું લઈ આવવાનો આદેશ કર્યો. તે દિવસે બ્રાહ્મણીનો રોગ ઘણો વધી ગયો હતો. આખો દિવસ તે બોલ્યા વગરની પડી રહી હતી. તેને કાંઈ ભાન નહોતું અને તે કાંઈ બકયા કરતી હતી. બ્રાહ્મણ તેના ખાટલા આગળ બેસી નાના પ્રકારની ચિન્તાઓ કરીને પોતાનો વખત વીતાડતો હતો. વચ્ચે વચ્ચે તે હતાશ થઈ જતો અને નાના છોકરાની માફક રડતો હતો. માતાજીની અવસ્થા જોઇને તથા પિતાને શોકાતુર અને વ્યગ્ર દેખીને છોકરો પણ કોઈ કોઈ વખત ક્રંદન કરવા લાગી જતો હતો.

અસ્તુ ! પિતા પાસેથી બે પૈસા લઇને બ્રાહ્મણનો પુત્ર ઉતાવળથી ઘરમાંથી બહાર નીકળ્યો અને મોદીની દુકાન તરફ જવા લાગ્યો. તે વખતે સંધ્યા થવા આવી હતી. સંધ્યાનો અંધકાર ધીમે ધીમે ચારે તરફ પોતાનો પ્રભાવ જમાવતો હતો. પક્ષીઓ પોતપોતાના માળામાં બેસીને સંધ્યાસ્તોત્રનું ગાન કરી રહ્યાં હતાં અને મલયપવન ચારે દિશાએ મૃદુમંદ ભાવે પ્રવાહિત થઇને ગ્રામ્યજનોના મનને વિપુલ આનંદનો અનુભવ કરાવતો હતો.

તે બ્રાહ્મણનું ગામ કાંઈ બહુ મોટું નહોતું. મોટે ભાગે તેમાં દરિદ્ર ખેડૂતોની જ વસતી હતી. કેટલાક ખેડૂતોની સ્થિતિ તો એટલી બધી નબળી હતી કે રાત્રિના સમયે તેઓ ગૃહમાં દીવો પણ બાળી શકતાં નહોતાં. રાત્રિ પડતી એટલે સર્વ પોતપોતાના ઘરનાં કમાડ બંધ કરીને સૂઈ જતાં હતાં. સાંઝ પડતી એટલે તે ગામનો રસ્તો નિર્જન થઈ જતો હતો એમ કહીએ તો તે ખોટું તો નહિ જ કહેવાય !

બ્રાહ્મણના ઘરથી મોદીની દુકાન આશરે એક કોસ દૂર હતી. તે બ્રાહ્મણનો છોકરો હાથમાં બે પૈસા લઇને ઉતાવળે પગલે ખેતરોમાં થઇને મોદીની દુકાન તરફ જતો હતો.

તે રસ્તે જતો હતો એવામાં એક વૃદ્ધ ડોસીએ તેને પોતાની પાસે બોલાવ્યો. જે રસ્તે થઇને તે જતો હતો તેની બન્ને બાજૂએ ઉંચાં ઉંચાં વૃક્ષ ઉગેલાં હતાં તેમાંના એક વૃક્ષ નીચે તે ડોસી બેઠેલી

હતી. તેનો કંઠસ્વર સાંભળીને તે છોકરો ઉભો રહ્યો અને ડોસીને જોઇને તેની તરફ જવા લાગ્યો.

તે છોકરાને જોઇને ડોસીએ અતિશય ક્ષીણકંઠથી કહ્યું: "ભાઈ, બે દિવસથી મેં કાંઈ પણ ખાધું નથી. આ જગતમાં જેને હું મારું કહી શકું એવું એક પણ માણસ નથી. આજે જેમ હું આ વૃક્ષ નીચે પડી રહી છું તેમ દરરોજ ગમે તે વૃક્ષ નીચે હું રાત્રિએ પડી રહું છું. મારે રહેવાને ઘર નથી. દરરોજ ઘેર ઘેર ભિક્ષા માગીને હું મારુ ગુજરાન ચલાવું છું; પણ આજ બે દિવસથી મારી તબીયત સારી નથી તેથી મારાથી ભિક્ષા માગવા જવાયું નથી અને મેં આ બે દિવસમાં જળપાન સુદ્ધાં પણ કર્યું નથી. જો મારાપર દયા કરીને તમે મને કાંઇક ખાવાનું આપશો તો જ હું જીવતી રહી શકીશ; નહિ તો ભૂખે ને ભૂખે હું મરણને શરણ થઈ જઇશ. જો તમે મને કાંઈ ખાવાનું આપીને મારા પ્રાણની રક્ષા કરશો તો પરમેશ્વર તમારું ભલું કરશે. હું એક કંગાલ ડોસી છું એટલે મારાથી તમારા ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી."

ડોસીનું આ કથન સાંભળીને બ્રાહ્મણના પુત્રને ઘણી દયા આવી. તેણે કહ્યું: "ડોસી મા! મારી પાસે કાંઈ ખાદ્ય સામગ્રી નથી પરંતુ જો તમે અહીં થોડોક વખત સુધી બેસો તો મોદીની દુકાને જઇને હું તમારામાટે ખાવાનું લઈ આવું. મારી પાસે હાલમાં બે પૈસા છે, તેનું ખાવાનું લાવીને તે હું તમને આપીશ."

ડોસીએ કહ્યું: "દીકરા! જો મમ ભૂખીની તું ભૂખ ભાગીશ તો પરમેશ્વર તારી ભૂખ ભાગશે. આટલી નાની અવસ્થામાં તારામાં આટલી બધી દયા છે તો ભવિષ્યમાં તો તું મોટો દાતા થઇશ, એમાં કાંઈ સંદેહ નથી. હા, બેટા! બે પૈસાનું ખાવાનું મને પૂરતું થઈ પડશે. પણ હું તને પૂછું છું કે તું ઉતાવળો ઉતાવળો આમ ક્યાં જાય છે? વિલંબ થવાથી તારા કામમાં ક્ષતિ થાય તેમ તો નથી ને?"

બ્રાહ્મણપુત્ર કોઈ દિવસ અસત્ય વચન બોલતો નહોતો. પોતે ગમે તેટલી વિપત્તિમાં હોય અને તેનાપર ગમે તેટલા દુઃખના ડુંગર તૂટી પડ્યા હોય પરંતુ પ્રાણાંતે પણ અસત્ય ન બોલવાનો તેણે નિશ્ચય કર્યો હતો. ડોસીએ જ્યારે તેને ઉપલો પ્રશ્ન પૂછ્યો ત્યારે તે સંકડામણમાં આવી પડ્યો. થોડીવાર સુધી વિચાર કરીને તેણે સત્ય બીના કહેવા માંડી. તેણે કહ્યું: "ડોસી મા! હું મોદીને ઘેર ખાવાનું લેવા જ જતો હતો!"

ડોસીએ પૂછ્યું: "દીકરા! તું કેટલા પૈસાનું ખાવાનું લેવા જતો હતો? તારી પાસે હાલમાં કેટલા પૈસા છે?"

બ્રાહ્મણના પુત્રે કહ્યું: "મારી પાસે હાલમાં બે પૈસા છે અને બે પૈસાનું ખાવાનું ખરીદવા હું જતો હતો."

ડોસીએ પૂછ્યું: "દીકરા! તું કોનામાટે ખાવાનું લેવાને જતો હતો? શું તે ખાવાનું તું તારામાટે લેવા જતો હતો કે અન્ય કોઇના માટે?"

તે છોકરાએ તેને સર્વ વાત કહી. તેણે તેને કહ્યું કે તેની માતા મૃત્યુશય્યામાં પડી હતી, તેનો પિતા ઘણો બેચેન થઈ ગયો હતો, બે ત્રણ દિવસથી તેના ઘરમાં કાંઈ રસોઈ કરવામાં આવી નહોતી, તેનો પિતા કાંઇ ખાતો નહોતો અને તે પોતાનામાટે ખાવાનુ લેવાને મોદીને ઘેર જતો હતો.

તે છોકરાના મુખથી ઉપલી વાત સાંભળીને ડોસીએ કહ્યું: 'દીકરા! તારી પાસે બે જ પૈસા છે અને તું બે પૈસાનું જ ખાવાનું લેવાને જાય છે; તો તે બધું ખાવાનું જો તું મને આપી દઇશ તો આજ રાત્રિએ તારે ભૂખ્યા રહેવું નહિ પડે? આજ આખા દિવસમાં તેં કાંઈ ખાધું છે કે નહિ?"

ઇષત્ હાસ્ય કરીને તે છોકરાએ કહ્યું: "તે બાબતમાં તમે કાંઇ ચિન્તા કરતાં નહિ. એક રાત્રિ હું ભૂખ્યો રહીશ તો તેથી હું કાંઈ મરી જવાનો નથી. વિશેષમાં આજ મને એટલી બધી ભૂખ પણ નથી. આજ સવારથી મારી માતા અચેતન અવસ્થામાં પડેલી છે અને વચ્ચે વચ્ચે તે કાંઇક બકયા કરે છે. લોકો કહે છે કે મારી મા બચે એવી હવે આશા નથી."

આ બોલતાં બોલતાં તે છોકરાની આંખમાં આંસૂ આવી ગયાં. ડોસીએ મિષ્ટ શબ્દો કહીને તેને સાન્ત્વન આપ્યું. પછી તે છોકરો ત્યાંથી ચાલ્યો અને મોદીને ઘેરથી બે પૈસાનું ખાવાનું ખરીદીને દ્રુતપદે તે તે ડોસી બેઠી હતી તે વૃક્ષ નીચે આવ્યો.

નિમેષ માત્રમાં એક મોટી આશ્ચર્યયુક્ત ઘટના બની ગઇ. વૃક્ષ નીચે બેઠેલી સ્ત્રી જેને તે છોકરો ડોસી ધારતો હતો તે એકદમ એક સુંદરવસ્ત્રાલંકારસજ્જિતા અતુલ સ્વરૂપવતી લલના થઇ જઇ તેની સામે ઉભી રહી.

તે છોકરો પોતાના મનમાં વિચારવા લાગ્યો કે તે સ્વપ્ન જોઇ રહ્યો હતો કે સત્ય બનાવ જોઇ રહ્યો હતો? બન્ને હાથે આંખો ચોળીને તે તેને બારીકાઇથી નિરીક્ષણ કરીને જોવા લાગ્યો. તે રમણી તેના તરફ જોઇને ઇષત્ હાસ્ય કરી રહી હતી. તેને જોઇને તે છોકરાના મનમાં ભયનો સંચાર થયો. તે તેની પાસેથી પલાયન કરી જવાની ચેષ્ટા કરવા લાગ્યો.

તે છોકરાનો મનોગત ભાવ સમજી જઇને તે રમણીએ કહ્યું: "હે છોકરા! મને જોઇને શું તને ભય થાય છે? તું મારામાટે જ ખાવાનું લેવાને ગયો હતો તે શું તું લાવ્યો છે કે? જો તું તે લાવ્યો હોય તો મને આપ; કારણ કે, મને ઘણી જ ક્ષુધા લાગી છે."

બહુ વિસ્મય પામીને તે છોકરો બોલ્યો: "હે બાઈ! હું ખાવાનું લાવ્યો છું પણ તે તમારામાટે નથી. એક ઘરડાં મા આ વૃક્ષ નીચે બેઠાં હતાં તેમનામાટે જ હું તે લાવ્યો છું. તેઓ અહીંથી ક્યાં ગયાં?" એ પ્રશ્નનું કાંઈ ઉત્તર ન આપતાં તે રમણીએ કહ્યું: "પણ તારું ખાવાનું ક્યાં છે? તે મને બતાવ તો ખરો."

કાંઈ દ્વિરુક્તિ કરવાનું સાહસ ન કરતાં તે રમણીને તે છોકરાએ ખાવાનું બતાવ્યું. એ ખાવામાંથી તે રમણીએ એક મુઠ્ઠી ભરીને લઈ લીધું, અને તેને મોંમાં મૂકીને હસતી હસતી તે ખાવા લાગી. પછી તેણે કહ્યું: "હે છોકરા! મારી ક્ષુધા હવે તૃપ્ત થઈ છે. તારી પાસે જે ખાવાનું છે તે તું તારે ઘેર લઈ જા; કારણ કે, તું અને તારો બાપ બન્ને ભૂખ્યા છો એટલે તે ખાઇને તમે તમારી ક્ષુધાને શાન્ત કરજો."

આમ બોલીને તે રમણી એકદમ ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. એકાએક તે રમણીને ગુમ થયેલી જોઇને તે છોકરાને આશ્ચર્ય થયું. તે ચારે તરફ ચપળ નયનથી જોવા લાગ્યો પણ તેને જોઈ શક્યો નહિ. ડોસી પણ ત્યાં તેની દૃષ્ટિએ પડી નહિ તેથી તે એટલામાં ક્યાંય છે કે નહિ તેની તપાસ કરવામાટે તેને બોલાવવા લાગ્યો.

એકાએક વૃક્ષની ટોચ ઉપરથી એક અવાજ આવ્યો કે: "હે છોકરા! મારી ક્ષુધા તૃપ્ત થઈ છે. તું મને દેખી શકીશ નહિ. તેં ખરી વખતે મને સહાયતા કરી છે તે માટે હું તને એક વર આપું છું કે જેના શરીરને તું સ્પર્શ કરીશ તેના શરીરનો ગમે તેવો અસાધ્ય રોગ હશે તો તે પણ નાશ પામશે. જા, છોકરા! શીઘ્રતાથી તું તારે ઘેર જતો રહે. તારો પિતા તારામાટે ચિન્તા કર્યાં કરે છે. તારા હસ્તસ્પર્શથી હઠીલા અને અસાધ્ય રોગ નાબૂદ થશે અને તું મોટા વૈદ્ય તરીકે દેશમાં મશહૂર થઇશ; તારે ઘેર ગ્રાહકોની તડામાર પડશે અને તું મોટો ધનવાન્ બની જઇશ; તારા કુટુંબના સર્વ દુઃખનો નાશ થઈ જશે અને ઇશ્વરકૃપાથી તુ સુખશાંતિમાં રહીશ. પરંતુ યાદ રાખજે કે ગરીબપર દયા કરવાથી તું મોટો થયો છે. દીન તરફ તું નિરંતર દયા ભાવથી વર્તજે. જે ગરીબોને સહાયતા કરે છે તેમને પરમેશ્વર સહાયતા કરે છે."

આ આકાશવાણી સાંભળીને બ્રાહ્મણપુત્રના મનમાં ભયનો સંચાર થયો. તે ખેતરમાં વિશેષ વાર ઉભા રહેવાનું તે સાહસ કરી શકયો નહિ. ખાવાનું બરાબર લૂગડે બાંધીને તે ત્યાંથી ઘર તરફ જવા લાગ્યો.

પુત્રને ખાવાનું લેવાને બે પૈસા આપીને બ્રાહ્મણ પોતાની સ્ત્રીના ખાટલા પાસે જઇને બેઠો અને નીરવ અશ્રુપાત કરવા લાગ્યો. ધીમે ધીમે એક પ્રહર રાત્રિ વીતી ગઈ તોપણ તેનો પુત્ર પાછો આવ્યો નહિ. અત્યાર સુધી તે પોતાની સ્ત્રીની બાબતમાં દત્તચિત્ત થઈ ગયો હતો તેથી પોતાના પુત્રનું તેને સ્મરણ થયું નહોતું.

હવે એકદમ પોતાના પુત્રનું તેને સ્મરણ થયું અને તે હજી સુધી ખાવાનું લઇને પાછો આવ્યો નહોતો એ જોઇને તેને તેના વિશે ચિન્તા થવા લાગી. સ્ત્રી ઘણી જ માંદી હતી એટલે તેને એકલી મૂકીને તે પુત્રને શોધવાને જઈ શકે તેમ નહોતું. તે એકવાર ઘરમાં અને એકવાર બહાર ફરવા લાગ્યો.

થોડીવાર પછી બ્રાહ્મણપુત્ર ઘેર આવ્યો. તેનો પિતા તેને કાંઈ પ્રશ્ન પૂછે એ પહેલાં તે બોલ્યોઃ "પિતાજી! આજ ઘણીવાર થઈ ગઈ છે. આજ મને ક્ષુધા નથી માટે મારે કાંઈ ખાવું નથી. આ ખાવાનું તમે ખાઓ."

આમ કહીને જે લૂગડાને છેડે તેણે ખાવાનું બાંધ્યું હતું તે છોડીને ખાવાનું બહાર કાઢયું! અરે, આ શું આશ્ચર્ય!! ખાદ્યને બદલે પ્રચુર સોના મોહોરો ઝણઝણ અવાજ કરતી વાસણમાં પડી.

મોહોરોનો અવાજ સાંભળીને બ્રાહ્મણ તો છક થઈ ગયો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે તેનો છોકરો કોઈ સ્થળેથી મોહોરો ચોરી લઈ આવ્યો હશે. આવું ધારવાથી તેણે કહ્યું; "દીકરા! આ હું શું જોઉં છું? આટલી બધી સોના મોહોરો તું ક્યાંથી લાવ્યો? ભાઈ, લોકો તને ડાહ્યો છોકરો કહે છે ને તારા હાથે નીચ કર્મ થાય તે તારા નામને બટ્ટો લગાડવા સમાન છે. આપણે ગરીબ છીએ અને ગરીબાઈ એ કાંઈ કલંક નથી; પરંતુ લોકો આપણને ચોર કહીને બોલાવે એના જેવું શર્મ ભરેલું બીજું કાંઈ નથી."

પિતાના આ શબ્દો સાંભળીને પુત્રે કહ્યું: "પિતાજી! હું આ મોહોરો ક્યાંયથી ચોરીને લાવ્યો નથી. તેવું પાપ તમારો પુત્ર કોઈ દહાડો કરે તેમ નથી. આ મોહોરો મને કેવી રીતે મળી છે એ વિશે હું આપને સર્વ વાત કહું છું."

આમ કહીને તેણે સકળ કથા સાદ્યોપાન્ત પોતાના પિતાને કહી સંભળાવી. પુત્રપર કોઈ દેવની દયાદૃષ્ટિ થઈ છે એ જોઇને મનમાં

આનંદિત થઇને બ્રાહ્મણે મોહોરો સંભાળપૂર્વક ગુપ્ત સ્થળે મૂકી અને પછી તે દૈવવાણી ખરી હતી કે નહિ તેની પરીક્ષા કરવામાટે તેણે પુત્રને કહ્યું: "ભાઇ! આ તારી માતાને તું કરસ્પર્શ કર જોઇએ."

તે છોકરાએ પોતાના હસ્તનો સ્પર્શ પોતાની માતાના દેહને કર્યો કે તરત જ તેનો સર્વ રોગ નાશ પામ્યો અને તેને ભાન આવ્યું. બીજે દિવસે તે સંપૂર્ણ સાજી થઈ ગઈ. બ્રાહ્મણપુત્ર વૈદ્યનો ધંધો કરીને પ્રચુર અર્થ ઉપાર્જન કરવા લાગ્યો. ગરીબ બ્રાહ્મણ ધનવાન્ થઈ ગયો અને પોતાનાં સ્ત્રી પુત્રને લઇને સુખપૂર્વક પોતાનો સંસાર ચલાવવા લાગ્યો.



## પરોપકારી છોકરો

એક ગામમાં એક અનાથ બાલક વાસ કરતો હતો. આ આખા સંસારમાં તેનું કોઈ નહોતું. તે ઘણો નાનો હતો તે વખતે તેની મા મૃત્યુ પામી હતી અને તેના પિતાની સ્થિતિ સારી ન હોવાથી તે ફરીથી લગ્ન કરી શકયો નહોતો. બીજાને ઘેર ચાકરી કરીને તે જે કાંઈ મેળવતો હતો તેથી તે તેનું અને તેના પુત્રનું ભરણપોષણ ઘણી મુશ્કેલીથી કરી શકતો હતો.

આ પ્રમાણે કેટલાક દિવસો વીતી ગયા. છોકરો ધીમે ધીમે મોટી ઉમરનો થઇને બાર વર્ષના વયનો થયો. ગરીબનો છોકરો હોવાથી તે કાંઈ પણ વિદ્યાભ્યાસ કરી શકયો નહિ. તેના ઘરમાં બીજું કોઈ નહોતું તેથી તેનો બાપ તેને અન્ય કાંઈ કામ શીખવી શકયો નહોતો પરંતુ જ્યારે તે બાર વર્ષના વયનો થયો ત્યારે તેને કાંઈ કામે ચઢાવવો જોઇએ એવી તેને ચિંતા થવા લાગી.

કેટલોક વખત સુધી વિચાર કર્યા પછી તે તે છોકરાને પોતાના શેઠને ઘેર લઈ ગયો. તેના શેઠને તે વખતે ઘરમાં પરચુરણ કામ કરવાને એક છોકરો જોઇતો હતો તેથી મહિને બે રૂપિયાનો પગાર ઠરાવીને તે છોકરાને તેણે પોતાને ઘેર નોકરીમાં રાખી લીધો. પિતાપુત્ર બન્ને એક જ માણસને ઘેર નોકરી કરવા લાગ્યા.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા ગયા. એક દિવસે સવારમાં તે છોકરાના બાપને કૉલેરાનો રોગ લાગૂ પડ્યો અને કોઈ પણ પ્રકારની દવા કરવામાં આવે તે પૂર્વે તે છોકરાને આ સંસારમાં અનાથાવસ્થામાં મૂકીને તેણે પોતાની માનવલીલાની સમાપ્તિ કરી દીધી. પિતાના મૃત્યુથી તે છોકરાને ઘણું જ દુઃખ થયું. તે પોકેપોક મૂકીને રોવા લાગ્યો

પણ પાડોશમાંથી કોઈ પણ તેને શાન્ત કરવાને આવ્યું નહિ. તે ગરીબ છોકરાને રાતો જોઇને કોઈ તેને દિલાસો દેવાને ગયું નહિ.

કેટલીકવાર સુધી રુદન કરીને તે છોકરો થાકયો અને પોતાની મેળે શાન્ત થયો. પછી તે રોતો રોતો પોતાના શેઠને ઘેર ગયો અને પોતાના પિતાના મૃત્યુની વાત તેને કહી. શેઠે આવીને તે છોકરાને સાહાય્ય કરીને તેના બાપને અગ્નિ ભેગો કર્યો. પિતાની મૃત્યુક્રિયાઓ કર્યાં પછી છોકરો પોતાની નોકરીએ ચઢ્યો.

જેટલા દિવસ તે છોકરાનો બાપ જીવતો હતો તેટલા દિવસ શેઠ તેના તરફ સદ્ભાવ બતાવતો હતો. તે નાનો હોવાથી તેને કાંઈ કઠણ કામ તે સોંપતો નહોતો. તેને એક પુત્ર હતો તેને રમાડવાનું કાર્ય તેણે તેને સોંપ્યું હતું. તે છોકરો પોતાના શેઠના છોકરાને લઇને પરમ આનંદથી નાના પ્રકારની રમતો રમીને પોતાના દિવસો ગાળતો હતો. પણ તેના પિતાના મૃત્યુપશ્ચાત્ કોણ જાણે શાય કારણથી શેઠની તેનાપર ખફામરજી થઈ. છોકરાને સાચવવાના કામ ઉપરાંત તે તેને બીજાં કામો પણ બતાવવા લાગ્યો અને જો તે છોકરો સામાન્ય દોષ કરતો તો એ તે તેની ઝાટકણી કાઢી નાખતો; અરે, કોઈ કોઈ વખત તો તે તેને માર પણ મારતો. ધીમે ધીમે ભારે કામનો બોજો તેનાપર લદાવા લાગ્યો અને જો તેનાથી સાધારણ પણ ભૂલ થઈ જતી તો સખ્ત શિક્ષા સહન કરવી પડતી.

આ બધું મુખમાંથી એક શબ્દ પણ કાઢ્યા વિના તે છોકરો સહન કરતો હતો. તે પોતાના મનમાં ધારતો હતો કે આખા જગતમાં તેનું કોઈ નહોતું અને જો તેનો શેઠ તેને કાઢી મૂકશે તો તેને ભૂખે મરવું પડશે. આવું વિચારી પોતાના શેઠના બધા અત્યાચારોને તે મૂગે મોઢે સહન કરી લેતો હતો. શેઠનો તિરસ્કાર તેના અંગના આભરણરૂપ બન્યો હતો અને પ્રહાર તેનો સહચર થયો હતો.

આ પ્રમાણે તે છોકરો પોતાના દિવસો ગાળતો હતો. એક દિવસ તે છોકરો નદીએ સ્નાન કરવા ગયો હતો ત્યાંથી સ્નાન કરીને આવતાં થોડીક વાર લાગી. તે છોકરો સ્નાન કરવા ગયો ત્યારથી શેઠે પોતાના છોકરાને પોતે તેડ્યો હતો અને તે તેને રમાડતો હતો. છોકરાને સ્નાન કરીને આવતાં વાર લાગી અને તેનો છોકરો રોવા લાગ્યો. શેઠે ઘણી ઘણી ચેષ્ટા કરી પરંતુ તેનો છોકરો રાડપર ચઢ્યો હતો તે શાંત પડ્યો નહિ. પોતાના છોકરાને રોતો જોઇને તેનો જીવ ઉડી જતો હતો, તેથી તે ચાકર છોકરાપર ઘણો જ ગુસ્સે થયો. સ્નાન કરી આવીને છોક-

રાએ ઘરમાં પગ પણ મૂક્યો નહોતો એટલામાં તો શેઠ તેના ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. તે છોકરો બિચારો થરથર ધ્રૂજવા લાગ્યો અને પોતાના મુખમાંથી તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ; તોપણ શેઠનો કોપ શાંત થયો નહિ. ઘરમાંથી તે એક મોટી લાકડી લઈ આવ્યો અને નિર્દયતાથી તે છોકરાને તેના ફટકા મારવા લાગ્યો. તેણે તેને એટલો બધો માર્યો કે તે બેભાન થઇને જમીનપર પડી ગયો.

તે દિવસે રાત્રિના સમયે તે છોકરો પોતાની શય્યામાંથી ઉઠ્યો. પોતાના પિતાના મૃત્યુ પશ્ચાત્ તે તેના શેઠના ઘરમાં રહેતો હતો. તેના શેઠની અવસ્થા ઘણી સારી હતી. તેનું ઘર ઘણું વિશાળ હતું, તેથી એક નાનકડી ઓરડીમાં તે રાત્રિના સમયે સૂઈ રહેતો હતો. ધીમે ધીમે પથારીમાંથી ઉઠીને તે ઘર બહાર નીકળ્યો, અને કાંઈ પણ વિચાર કર્યાં વિના રસ્તે ચાલવા લાગ્યો.

વાંક વિના સખ્ત માર ખાવાથી તે છોકરાના મનમાં ઘૃણાનો સંચાર થયો હતો. દાસવૃત્તિ કરીને જીવિકા ઉપાર્જન કરવાની હવે તેની ઇચ્છા નહોતી. આવી રીતે રહેવા કરતાં ભૂખે મરીને મૃત્યુને શરણ થવું તે તેને હજાર ઘણું સારું લાગ્યું. ક્યાં જવું તેનો તેણે કાંઇ નિશ્ચય કર્યો નહોતો તેથી જે દિશામાં રસ્તો દેખાયો તે દિશામાં તે ચાલવા લાગ્યો.

રાત્રિ પૂરી થઈ અને પ્રભાત થયો. સૂર્યના પ્રકાશથી ચારે દિશાઓ પ્રકાશિત થઈ તથાપિ તે છોકરો કોઈ સ્થળે વિશ્રામ લેવા બેઠો નહિ. તે તો ધીમે ધીમે આગળ ને આગળ ચાલ્યા કરતો હતો. કોણ જાણે કેટલાય લોકો તેને રસ્તામાં મળ્યા પરંતુ કોઇએ તેની સાથે કાંઈ વાર્તાલાપ કર્યો નહિ. તે કોણ હતો અને ક્યાં જતો હતો એ વિષે કોઇએ તેને કાંઈ પ્રશ્ન પૂછ્યો નહિ.

તે છોકરાએ ફક્ત એક જ ફાટ્યું તૂટ્યું વસ્ત્ર પહેરેલું હતું. ઉત્તરીયના અભાવે તેણે તે વસ્ત્રથી જ પોતાના આખા દેહને આવૃત્ત કર્યો હતો. તેના પગમાં જોડા નહોતા અને તેની પાસે એક પાઈ પણ નહોતી. છેક અસહાય અવસ્થામાં મનમાં કાંઇક વિચાર કરતો કરતો તે રસ્તામાં આગળ ને આગળ ચાલતો હતો.

આમ ચાલતો ચાલતો તે એક ગામની ભાગોળ આગળ આવી પહોંચ્યો. અત્યાર સુધીમાં તે ઘણાં ગામ આગળ થઇને પસાર થયો હતો પણ આ ગામ તે સર્વ ગામ કરતાં વધારે સમૃદ્ધિવાન્ હોય એમ જણાતુ હતું. આવા સમૃદ્ધિશાળી શહેરમાંથી કોઈ માણસ તરફથી તેને મદદ મળશે એમ ધારીને તે એક વિશાળ વૃક્ષ તળે બેઠો.

સહસા નાના પ્રકારનાં વિચિત્ર વસ્ત્રાભૂષણ પરિધાન કરીને કેટલાક માણસોને પોતા તરફ આવતા તેણે જોયા. તે સર્વ માણસોમાંથી દરેકના હાથમાં એક એક મૂલ્યવાન્ ચીજ હતી. કોઇના હાથમાં સોનાની વીંટી હતી તો કોઇના હાથમાં મુક્તાની માળા હતી. એકના હાથમાં હીરાનો હાર હતો તો બીજાના હાથમાં કેડનો કંદોરો હતો. આમ પોતપોતાના હાથમાં એક એક મૂલ્યવાન્ ચીજ લઇને પરસ્પર વાર્ત્તાલાપ કરતા તેઓ તેની તરફ આવી રહ્યા હતા એમ તે છોકરાએ જોયું.

તે છોકરો વૃક્ષ નીચે બેઠો બેઠો કાંઇક વિચાર કરી રહ્યો હતો. એકાએક ગ્રામ્યજનોને ટોળે મળીને આવતા જોઈ તેના મનમાં નવાઈ લાગી. તેઓ શામાટે અને કયાં જતા હતા તે જાણવાની તેને જિજ્ઞાસા થઈ. તે એકદમ બેઠો થઈ ગયો પરંતુ કોઇને કાંઈ પૂછવાનું સાહસ કરી શકયો નહિ. લોકો પણ તેની પાસે થઇને હસતા હસતા પોતાના ગંતવ્ય સ્થાનપ્રતિ જવા લાગ્યા.

એકાએક બીજી બાજૂએથી એક બીજું ટોળું તેની તરફ આવવા લાગ્યું. તે છોકરાએ જોયું તો તેના જેવા ફાટ્યાં તુટ્યાં લૂગડાં પહેરેલા એક દરિદ્ર બાળકને ઘેરી લઇને તે લોકો તેની પ્રશંસાના ગાન કરતા કરતા આવતા હતા. રસ્તે અમુક સ્થળે બન્ને ટોળાં ભેગાં થયાં એટલે પહેલા ટોળાના માણસોએ તેમના હાથમાં જે મૂલ્યવાન્ ચીજો હતી તે તે ગરીબ છોકરાને આપવા માંડી અને સર્વ જણ ભેગા મળીને સમસ્વરથી તેના ગુણનું ગાન કરવા લાગ્યા.

તે છોકરાએ આ સર્વ વ્યાપાર સ્વચક્ષુથી જોયો; કિન્તુ આ શું હશે તે વિશે તે કાંઈ સમજી શકયો નહિ. ગ્રામ્યજનો આનંદ કોલાહલ કરતા કરતા તેની પાસે થઇને ચાલ્યા ગયા, અને તેમની પાછળ પાછળ કેટલીક રમણીઓ તેવો જ કલરવ કરતી કરતી આવતી હતી. તે સ્ત્રીઓમાંની એક જણીને છોકરાએ પૂછ્યું: "બાઈ, આજ આ બધી શી ધામધૂમ છે? પેલો છોકરો કોણ છે અને લોકો તેને સારી સારી ભેટો કેમ આપે છે?"

જે સ્ત્રીને તે છોકરાએ પૂછ્યું હતું તે તેનો આ પ્રશ્ન સાંભળીને ઘણી જ અચંબો પામી. અતિ મિષ્ટ સ્વરથી તેણે પૂછ્યું: "હે છોકરા! તું શું આ ગામનો નથી? તું કયાંથી આવે છે? આ છોકરાને કોઈ વખત તેં શું પહેલાં જોયો નથી કે?"

તે છોકરાએ કહ્યું: "નહિ, માતાજી! મેં તેને પહેલાં કદાપિ જોયો નથી. હું આ ગામનો વતની નથી. અહીંથી આઠ ગાઉ ઉપર એક

ગામ છે ત્યાંનો હું રહીશ છું. તે ગામથી હું આજે જ આવું છું તેથી અહીં શી ધામધૂમ છે તેની મને કાંઈ ખબર નથી."

તે છોકરાની સ્થિતિ તથા તેનું નમ્ર કથન સાંભળીને તે બાઇને દયા આવી તેથી તેણે કહ્યું: "ભાઈ! આ છોકરો કાંઈ સામાન્ય માણસ નથી. જે રોગીના શરીરપર તે હાથ ફેરવે છે તે રોગીનો રોગ ગમે એટલો જૂનો અને અસાધ્ય હોય તોપણ તે એકદમ મટી જાય છે અને રોગી સાજો થઈ જાય છે. જે લોકોને તેણે સારું કરેલું છે તે લોકો તેને ઇનામ આપે છે! આજ અમારા ગામમાં કોઈ પણ માણસ રોગી રહ્યું નથી તેથી ગામના લોકોએ ઉત્સવ પાળ્યો છે. અમો સર્વે એ પરોપકારી છોકરાનાં યશોગાન ગાઈ રહ્યાં છીએ."

તે છોકરાએ વધુ કાંઈ પ્રશ્ન પૂછ્યો નહિ. તેણે પોતાના મનમાં વિચાર્યું કે: "આ છોકરાના જેવી એકાદ શક્તિ જો મારામાં હોય તો લોકો મારું પણ આવું જ સન્માન કરેને?" પણ એવી શક્તિ કયી રીતે પ્રાપ્ત કરવી તે વિશે તે કાંઈ સમજી શકયો નહિ.

ધીમે ધીમે સંધ્યા થઈ. ચારે તરફ અંધકારે પોતાની સત્તા ચલાવવા માંડી. રસ્તે ચાલવાથી તે છોકરો ઘણો થાકી ગયો હતો અને આખા દિવસમાં તેણે કાંઈ પણ ખાધું નહોતું, તેથી તે વૃક્ષ નીચે સૂઈ ગયો. સંધ્યા થઈ ગઈ તોપણ તે ત્યાંથી ઉઠ્યો નહિ. થોડીવારે તેને નિદ્રા આવી ગઈ.

તે પોતે કેટલો વખત નિદ્રિત અવસ્થામાં રહ્યો હતો તે તે જાણી શકયો નહિ. મોડી રાત્રિએ કોઇ બાલિકાના જેવો કોમળ કંઠસ્વર સાંભળીને એકાએક તે ઝબકીને જાગી ઉઠ્યો. ચક્ષુ ઉઘાડી તેણે જે દૃશ્ય જોયું તેથી તેના મનમાં ભય તેમ જ ભક્તિનો એકી સાથે સંચાર થયો.

તેણે જોયું કે કોઈ મોટી દેવી તેનું દરિદ્રતાજન્ય દુ:ખ જોઇને તેને સહાયતા કરવાને માટે તેની પાસે આવીને ઉભી રહી હતી. તે દેવી કોઈ બાલિકાના સ્વરૂપમાં હતી. તેના શરીરમાંથી એટલું બધું તેજ બહાર નીકળી રહ્યું હતું કે બાળકને એકદમ પોતાની આંખો બંધ કરી દેવી પડી.

થોડીવારે તે છોકરાએ પોતાની આંખો ઉઘાડી એટલે તે બાલિકાએ કહ્યું; "હે બાળક! રાત્રિ ઘણી થઈ ગઈ છે. ઉઠ! તું અહીં કેમ સૂઈ રહ્યો છે? અહીં સૂઈ રહેવાથી હિંસ્ર જંતુઓ તને મારી ખાશે!"

તે બાલિકાનું મિષ્ટ ભાષણ સાંભળીને તે છોકરાને ઘણો જ આનંદ થયો. તેના જેવો મધુર કંઠસ્વર પહેલાં તેણે કદાપિ સાંભળ્યો નહોતો.

તે છોકરાએ તે બાલિકાને અલ્પવયસ્કા ધારી લીધી હતી કિન્તુ તેનું ભાષણુ સાંભળીને તેના મનનો ભ્રમ દૂર થઈ ગયો. તેને કોઈ દેવી સમજીને અતિ મૃદુસ્વરથી તેણે કહ્યું: "માતાજી! આપ કોણુ છો? આપ ક્યાંથી અને શામાટે અહીં પધાર્યાં છો?"

મંદ સ્મિત કરીને તે બાલિકાએ કહ્યું: "હે છોકરા! શું તેં મને નથી ઓળખી? હું પરી છું. તારા દુ:ખની વાર્તા અમારી રાણીના જાણુવામાં આવી છે અને તેણે તને પોતાની પાસે બોલાવ્યો છે."

તે છોકરાએ પોતાના પિતાના મુખથી પરીઓની વાર્તા સાંભળી હતી. તે પ્રેતયોનિવિશેષ છે એ વાર્તા તે જાણુતો હતો પણુ તેના શેઠ કરતાં તેઓ વિશેષ ક્રૂર નહિ હોય એમ સમજીને તથા તે બાલિકાનો સદ્વ્યવહાર જોઈને અને તેનાં મિષ્ટ વચન સાંભળીને તેના મનમાં ભયનો જે થોડો ઘણો સંચાર થયો હતો તે દૂર થઈ ગયો. અતિશય નમ્ર સ્વરથી તેણે કહ્યું. "માતાજી! આપની રાણી ક્યાં રહે છે?"

તે બાલિકાએ કહ્યું: "તે તો અહીંથી બહુ દૂર રહે છે; પણુ જો તું મારી સાથે આવવા રાજી હોય તો હું તને નિમેષ માત્રમાં તેની પાસે લઈ જઈ શકીશ. કેમ, તેની પાસે આવવાની તારી ઇચ્છા છે?"

તે છોકરાએ કહ્યું: "માતાજી! આ આખા જગત્‌માં મારું કોઈ નથી. મારાં માતાપિતા મને નાનો મૂકીને દેવલોકમાં સિધાવી ગયાં છે; તેથી બીજાને ઘેર દાસવૃત્તિ કરીને હું મારું ગુજરાન ચલાવતો હતો. એક દિવસ વાંક વગર મને સખ્ત માર મારવામાં આવ્યો તેથી મને ખોટું લાગી ગયું અને મારા શેઠનું ઘર ત્યાગીને હું રાત્રિના સમયે બહાર નીકળી પડ્યો. તે વખતથી આમ તેમ રઝળીને હું મારા દિવસો વીતાવ્યા કરું છું. જો આપની રાણી મારી ઇચ્છા પૂર્ણ કરે તો હું તેમની પાસે આવવા તૈયાર છું."

તે બાલિકાએ કહ્યું: "હે છોકરા! અમારી રાણી ઘણી દયાળુ છે. જે માણુસ તેની પાસે જઈ શકે છે તેની મનોવાંછના તે પૂર્ણ કરે છે. જો તું મારી સાથે આવીશ તો અવશ્ય તે તારી વાસના પૂર્ણ કરશે."

તે છોકરાએ કહ્યું: "આપની સાથે આવવામાં મને કાંઈ હરકત નથી. આ ગામમાં મેં આજ એક છોકરાને જેયો છે કે જે પોતાના હાથના સ્પર્શ માત્રથી ઘણા ઘણા અસાધ્ય રોગ મટાડી શકે છે. અહીંના લોકો તેને દેવતાની માફક પૂજે છે. ઉપકારના બદલામાં લોકો તેને ઉત્તમ ઉત્તમ ભેટો આપે છે પરંતુ તે છોકરો ઘણો ઉદાર છે. લાવેલી ભેટો

તે તેમને પાછી આપે છે. તેને જોઇને મારા મનમાં એવી ઇચ્છા થઈ છે કે જે માણસના સામું હું મિષ્ટ દષ્ટિથી જોઉં તે અત્યંત ધનવાન્ થઈ જાય તો કેવું સારું! અને જો ધનવાન્ હોય અને તેને બીજી કોઈ રીતનું દુઃખ હોય તો મારી અમી દષ્ટિથી તેનું દુઃખ નાશ પામે તો દુનિયાપર હું કેવો ઉપકાર કરી શકું? હું પોતે ધનવાન્ થવા ઇચ્છતો નથી. સારાં સારાં વસ્ત્ર પરિધાન કરવાં અથવા મિષ્ટ ભોજન કરવાં એ મારી મુદ્દલ ઇચ્છા નથી. જેથી હું બીજાંનાં દુઃખ દૂર કરી શકું ને જેથી હું અનાથ નિરાશ્રય બાલક બાલિકાઓને આશ્રય આપી શકું એવી શક્તિ પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા છે. શું તમારી રાણી મને આવી શક્તિ આપી શકશે?"

તે છોકરાની આવી પરોપકારિણી બુદ્ધિ જોઇને તે બાલિકાના મનમાં ઘણો જ આનંદ થયો. તેણે કહ્યું: "હે છોકરા! તારો ઉદ્દેશ ઘણો સારો છે. અમારી રાણી તારી મનઃકામના અવશ્ય સિદ્ધ કરશે. તેનાથી ન બની શકે એવું એક પણ કાર્ય નથી. કેમ, તારી ઇચ્છા મારી સાથે આવવાની છે કે?"

તે છોકરો તે બાલિકા સાથે જવાને સંમત થયો. તેણે કહ્યું: "જો આપની રાણી મને આવી શક્તિ આપી શકે તેમ હોય તો આપ મને શીઘ્રતાથી તેની પાસે લઈ જાઓ."

તે બાલિકાએ કહ્યું: "જો અમારી રાણી પાસે આવવાની તારી ઇચ્છા હોય તો તું મારો હાથ ઝાલીને તારી બન્ને આંખો બંધ કરી દે એટલે હું તને મારી રાણી પાસે લઈ જઇશ."

તે છોકરાએ તે બાલિકાના કહેવા પ્રમાણે કર્યું. થોડીવાર પછી બાલિકાએ કહ્યું: "હે છોકરા! તું તારી આંખો ઉઘાડી નાખ. આપણે પરીઓના રાજ્યમાં આવી પહોંચ્યાં છીએ. અહીંથી હવે તારે એકલા જવું પડશે."

તે બાલિકાના આ શબ્દો સાંભળીને તે છોકરાએ પોતાની આંખો ઉઘાડી. તેણે ત્યાં જે દશ્ય જોયું તેથી તે આશ્ચર્યચકિત થઈ ગયો. બે ઘડી તેને એમ થઈ ગયું કે તે વૃક્ષતળે નિદ્રાવસ્થામાં સ્વપ્ન તો નથી જોઈ રહ્યોને? પોતાના મનની ખાતરી કરી જોવાને માટે તેણે પોતાની આંખો ચોળવા માંડી.

તે છોકરાનો મનોગત ભાવ તે બાલિકા સમજી ગઈ તેથી મંદ સ્મિત કરીને તેણે કહ્યું: "હે છોકરા! તું તારા મનમાં શંકાને સ્થાન આપતો નહિ. આ જે આશ્ચર્યકારક દશ્ય તું જોઈ રહ્યો છે તે સાચે

સાચું છે. તું નિદ્રિત અવસ્થામાં સ્વપ્ન જોઈ રહ્યો છે એમ ધારતો નહિ. હવે તું એક કામ કર. સન્મુખમાં તું આ જે નાનો પર્વત જુએ છે તે પર્વત ઉપર એક સોનાના સિંહાસન ઉપર અમારી રાણી વિરાજેલી છે. અહીંથી તારે એકલા જ જવું પડશે. હું પરીરાણીની દાસી છું. જે માણસને બોલાવી લાવવાનો રાણી અમને આદેશ કરે છે તેને અમે અહીં જ મૂકી દઈએ છીએ. અહીંથી તેને એકલાં જવું પડે છે. જો તું ચતુર હઇશ અને તારું ભાગ્ય તપતું હશે તો તું અનાયાસ અમારી રાણી પાસે જવાને શક્તિમાન્ થઇશ; કિન્તુ જો તું ચતુર નહિ હોય અને તારા મનમાં સામાન્ય અહંકારનો પણ અધિકાર હશે તો સાત સાત ભવ સુધી તું અહીં ભટકયા કરીશ તોએ અમારી રાણી પાસે તું જઈ શકીશ નહિ. હે છોકરા! હવે તું અહીંથી જા. મારે તને જે કહેવાનું હતું તે મેં કહી દીધું છે. આથી વધારે કહેવાની અમારી રાણીની અમને આજ્ઞા નથી."

આમ બોલીને તે બાલિકા એકદમ કોણ જાણે કયાંય ચાલી ગઇ. તે બાલિકા કયાં ચાલી ગઈ તે જોવાની તે છોકરાએ ઘણી ચેષ્ટા કરી પરંતુ તે નિષ્ફળ ગઈ. તે બાલિકા ભૂતયોનિની હતી એ વાતની તે છોકરાને ખબર હતી તેથી તેને એકાએક અંતર્ધાન થઈ ગયેલી જોઇને તેને વિશેષ આશ્ચર્ય ન થયું. પરીએ તેને જે પર્વત બતાવ્યો હતો તે પર્વતના શિખરપર જવાને માટે તે તે પર્વત તરફ જવા લાગ્યો.

કેટલેક દૂર ગયા પછી તે છોકરાએ ત્રણ ચાર માણસોને જોયા. તેમની ચાલવાની ગતિ જોઇને તે છોકરાએ ધારી લીધું કે તેમને પરીઓ ત્યાં લાવેલી હોવી જોઇએ અને તેની માફક તેઓ પણ પરીરાણી પાસે જવાનો રસ્તો ખોળતા હોવા જોઇએ. કેટલેક દૂર જઈ તેણે જોયું તો રસ્તો રુદ્ધ થઈ ગયેલો હતો. તે રસ્તેથી આગળ ક્યાંય પણ જઈ શકાય તેમ નહોતું. નિઃશ્વાસ નાખી તે છોકરાએ ત્યાંથી પાછા ચાલવા માંડયું.

કેટલોક વખત સુધી આમ તેમ ભટકવાથી તે છોકરો થાકી ગયો તેથી વિશ્રામ લેવાને માટે તે રસ્તાની એક બાજૂએ બેઠો. તેણે થોડીવાર સુધી વિશ્રામ લીધો એટલે એક કાગડો ઉડતો ઉડતો તે છોકરાના મુખ આગળના એક વૃક્ષ ઉપર આવીને બેઠો અને કા કા ઉચ્ચાર કરીને તે તે છોકરાનું ધ્યાન પોતા તરફ ખેંચવા લાગ્યો.

સહસા કાકનો સ્વર સાંભળીને તે છોકરાએ સામેના વૃક્ષ તરફ દૃષ્ટિપાત કર્યો તો તેણે ખરેખર એક કાગડાને ત્યાં બેઠેલો જોયો. તે કાગડો સાધારણ કાગડા જેવો નહોતો. અન્ય કાગડા કરતાં તે ઘણો જ મોટો–લગભગ ચાર ગણો મોટો–હતો. તેનાં બન્ને ચક્ષુમાંથી અગ્નિકણ

વર્ષી રહ્યા હોયની ! એમ દેખાતું હતું. આ અસ્વાભાવિક કાકને જોઇને છોકરો તેની તરફ આશ્ચર્યની દૃષ્ટિથી જોઇ જ રહ્યો.

તે છોકરાને પોતા તરફ જોતો જોઇને તે કાક ઉડ્યો અને તે છોકરાના માથાપર કેટલોક વખત સુધી ઉડીને તેની સામે કેટલેક દૂર ભૂમિપર જઇને બેઠો. તે છોકરાએ તેને ભૂમિપર બેઠેલો જોયો. તે કાગડાનો કા કા ધ્વનિ સાંભળીને અને તેના અંગભંગને જોઇને છોકરાએ પોતાના મનમાં ધારી લીધું કે તે તેને જ બોલાવતો હતો.

કેટલીકવાર સુધી તે કાક તરફ જોઇને તે છોકરો ઉભો થયો અને તેની પાસે જવા લાગ્યો. તેણે પોતાના મનમાં ધાર્યું કે કાકની બુદ્ધિ ઘણી ચપળ હોય છે તેથી પોતે પાસે જતાં અવશ્ય તે ઉડી જશે; પણ તે કાકની પાસે ગયો તોએ તે ઉડ્યો નહિ. તે જે સ્થાને બેઠો હતો ત્યાં જ તે બેસી રહ્યો.

તે કાકને નિશ્ચિતતાથી બેઠેલો તથા પોતા તરફ જોઇને અંગભંગ કરતો નિહાળી છોકરાએ તેને પકડવાનો વિચાર કરીને પોતાનો હાથ લંબાવ્યો; તોએ તે કાક ઉડ્યો નહિ. તે છોકરાનો હાથ છેક તેના શરીરની લગભગ જઈ પહોંચ્યો ત્યારે તે બે ત્રણ કૂદકા મારી તે છોકરાની પાસેથી કેટલેક દૂર જતો રહ્યો અને તેની તરફ જોઇને અંગભંગ કરીને કા કા એમ ઉચ્ચ સ્વરથી બોલવા લાગ્યો. તેને પકડવાને છોકરો આગળ વધ્યો. તે તેની છેક પાસે જઈ પહોંચ્યો એટલે કાગડાએ વળી બે ચાર કૂદકા માર્યા અને થોડેક દૂર જતો રહ્યો.

આ પ્રમાણે કેટલોક વખત સુધી ચાલ્યું. કાકને પકડવાને છોકરો તેની પાછળ જવા લાગ્યો. કેટલીકવારે તે કાક એક નવા રસ્તા પાસે જઈ પહોંચ્યો. તે રસ્તાની અવસ્થા જોઇને છોકરાએ ધારી લીધું કે તે રસ્તે થઇને કોઈ માણસ ગયેલું નહોતું; કારણ કે ત્યાં મનુષ્યનાં પગલાં પડેલાં દૃષ્ટિગોચર થતાં નહોતાં. કાક તેનું કોઈ શુભ કરનાર છે એમ ધારીને તે તેની પાછળ પાછળ જવા લાગ્યો; કિન્તુ એકાએક તે કાગડો કૂદતો કૂદતો કોણ જાણે કઈ દિશા તરફ ચાલ્યો ગયો. છોકરાએ તેનો ઘણો શોધ કર્યો પણ તે દૃષ્ટિગોચર થયો નહિ.

કેટલીકવાર સુધી તે રસ્તાપર વિશ્રામ લીધા પછી તે છોકરાએ ધીરે ધીરે આગળ ચાલવા માડ્યું. જે લોકોને તેણે પહેલાં જોયા હતા તે તેનાથી ઘણાં પાછળ રહી ગયા હતા. તેમાંના એક માણસે તે છોકરાને જોયો એટલે બૂમ મારીને તેણે તેને પૂછ્યું કે કયે રસ્તે થઇને અને કેવી રીતે તે ત્યાં ગયો હતો. તે છોકરો પોતે પણ તે જાણતો નહોતો. એક કાકને

પકડવા જતાં તે તે રસ્તે જઈ ચઢ્યો હતો તેથી તે કાંઈ પણ ઉત્તર આપી શકયો નહિ.

કેટલેક આગળ જતાં તે છોકરાએ કેટલીક સુંદરીઓને જોઈ. તેના મનમાં આશાનો સંચાર થયો. ઉતાવળે પગલે તે સુંદરીઓ જ્યાં હતી ત્યાં તેણે જવા માંડ્યું. થોડીવારમાં તે તેમની પાસે જઈ પહોંચ્યો.

નિકટ જતાં જ તે છોકરાએ જોયું કે તે સુંદરીઓ સુવર્ણના સિંહાસનપર બેઠેલી એક અત્યંત સ્વરૂપવતી યુવતીને વેષ્ટન કરી રહી હતી. તેને જોતાં જ તે છોકરો સમજી ગયો કે તે જ પરીઓની રાણી છે. મુખમાંથી કાંઇ પણ શબ્દ નહિ બોલતાં તે તેની સન્મુખ ગયો અને તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

રાણીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તે છોકરો જ્યારે બેઠો થયો ત્યારે રાણી વિના અન્ય કોઈ રમણી ત્યાં તેની દૃષ્ટિયે પડી નહિ. અત્યાર સુધી જે યુવતીઓ પોતાની રાણીને ઘેરીને બેઠી હતી તે કોણ જાણે ક્યાય ચાલી ગઈ હતી તે તે સમજી શકયો નહિ.

બંને હસ્ત જોડીને તે છોકરો રાણીના સન્મુખ ઉભો રહ્યો એટલે તેની તરફ જોઇને રાણીએ કહ્યું: "હે છોકરા! તુ શું કરવા મારી પાસે આવ્યો છે?" ઘણા વિનીત ભાવથી તે છોકરાએ કહ્યું: "માતાજી! હું ઘણો જ ગરીબ છું. જાતે ગરીબ હોવાથી ગરીબનાં દુઃખ જાણું છું. માટે માતાજી! હું ગરીબનાં દુઃખ દૂર કરી શકું એવી શક્તિ આપ મને આપો. હું પોતે ભૂખ્યો રહી શકું છું. દિવસોના દિવસો સુધી નકોરડા ઉપવાસ કરીને મેં ચલાવ્યું છે. ભૂખનું દુઃખ સહન કરવાને હું શક્તિમાન્ છું; કિન્તુ માતાજી! બીજાં લોકોને એવું કષ્ટ સહન કરતાં જોઇને મારી છાતી ફાટી જાય છે; તે મારાથી મારી આંખે જોઇ શકાતું નથી."

વચ્ચે જ પરીઓની રાણી બોલી ઉઠી: "ભલે, જે માણસ તરફ તું કૃપાદૃષ્ટિથી જુએ તે ધનવાન્ થઈ જાય અને તેનું સર્વ દુઃખ દારિદ્ર્ય નાશ પામે એવી શક્તિ જો તને પ્રાપ્ત થાય તો તને સંતોષ થશે કે?"

આનંદિત મનથી તે છોકરાએ કહ્યું: "હા; માતાજી! જો મને આવી શક્તિ પ્રાપ્ત થશે તો હું મારી જાતને ધન્ય સમજીશ. દયા કરીને આપ મને તે શક્તિ આપો. હું આજન્મ આપનો કૃતદાસ થઇને રહીશ."

મૃદુ હાસ્ય કરીને રાણીએ કહ્યું, "હે છોકરા! તું જે શક્તિ પ્રાપ્ત કરીશ તેથી તું બીજાનાં જ દુઃખ દૂર કરી શકીશ; તેથી તારા દુઃખનો નાશ નહિ થાય. બીજાને તું તારી મરજીમાં આવશે તેટલું ધન આપી શકીશ અને તેમને ધનવાન્ બનાવી શકીશ; પરન્તુ તારી સ્થિતિ તો જેવી છે તેવીને તેવી જ રહેશે. એક વાત હું તને ખાસ કહું છું. કોઈ

માણસપર ઉપકાર કરીને તેની પાસેથી કાંઈ પુરસ્કાર લેવાની તું ઇચ્છા કરીશ તો તારી શક્તિનો નાશ થઈ જશે. આ વાત જો તને કબૂલ હોય તો હું તને તે શક્તિ આપું; નહિ તો તે તને મળી શકે તેમ નથી."

તે છોકરાએ આ શર્ત કબૂલ કરીને કહ્યું: "હા, માતાજી! આપની શર્ત મને કબૂલ મંજૂર છે. દયા કરીને આપ મને તે શક્તિ આપો." મંદ સ્મિત કરીને પરીની રાણીએ કહ્યું: "ભાઈ ઇચ્છા કરીએ ને તરત જો કાર્ય સંપન્ન થઈ જાય તો તો સંસાર સ્વર્ગ સમાન જ થઈ જાય." તારે અહીં એક વર્ષ રહેવું પડશે. તે મુદ્દતમાં તારી પરીક્ષા કરવામાં આવશે અને તે પરીક્ષામાં જો તું ઉત્તીર્ણ થઇશ તો જ વર્ષાન્તે તે શક્તિ તને આપવામાં આવશે."

એક વર્ષ ત્યાં રહીને પરીક્ષા આપવા તે છોકરો સંમત થયો એટલે તેને ત્યાં એક વર્ષ રાખવાનો રાણીએ બંદોબસ્ત કરી દીધો. બહુ ગરીબ માણસ જેવી રીતે પોતાના દિવસો ગાળે છે તેવી જ રીતે તે છોકરો તેના દિવસો વીતાડે તેવો સર્વ બંદોબસ્ત તેણે કરી નાખ્યો. રાણીએ જે બંદોબસ્ત કર્યો તેથી તે છોકરાને કોઈ પણ પ્રકારનું કષ્ટ થયું નહિ. એક પ્રકારના સુખમાં તે પોતાના દિવસો વીતાડવા લાગ્યો.

પ્રાયઃ છ માસ ચાલ્યા ગયા. તે છોકરાને પરીની રાણીએ પુનઃ કોઈ વખત દર્શન આપ્યાં નહોતાં. તે ક્યાં રહેતી હતી તે પણ તે જાણતો નહોતો. જે સુંદરીઓને તેણે પહેલે દિવસે રાણીની સાથે જોઈ હતી તેમને પણ તેણે કોઈ દિવસ જોઈ નહોતી. દરરોજ મધ્યાહ્ન સમયે ફક્ત એક યુવતી તેનામાટે આહાર સામગ્રી લઇને આવતી હતી અને જેટલો વખત તે ખાતો હતો તેટલો વખત તેની પાસે ઉભી રહેતી હતી. તે ખાઈ રહેતો એટલે બાકી રહેલું ખાદ્યદ્રવ્ય લઇને તે ચાલી જતી હતી.

આ પ્રમાણે તે છોકરાના દિવસો જતા હતા. એક દિવસ જે પરી તેને પર્વતના તળપ્રદેશ પર્યન્ત લાવી હતી તે તેની પાસે આવી. તેને જોતાં જ છોકરાએ તેને ઓળખી લીધી અને તેની સાથે મિષ્ટ સંભાષણ કરવા લાગ્યો. કેટલીકવાર પછી તે પરીએ કહ્યું: "વત્સ! જે દિવસે હું તને પહેલ વહેલી મળી હતી તે દિવસે તેં એક જળાશય-માંથી એક છોકરાને ડૂબતો બહાર કાઢ્યો હતો, આ વાત તો તને યાદ હશે જ. જો તે છોકરાને તેં જળાશયમાંથી બહાર કાઢ્યો નહોત તો તે અવશ્ય ડૂબીને મરણ પામત. કેમ, આ વાત તને યાદ છે ને?"

તે છોકરાને આ વાત યાદ નહોતી. શિશુકાળથી પરોપકાર કરવાની વાસના તેના મનમાં બલવતી હતી. પ્રસંગ મળતો, સુઅવસર પ્રાપ્ત થતો ત્યારે તે બીજાપર ઉપકાર કરતો હતો અને ઉપકારના બદલામાં

કાંઈ ફળ પ્રાપ્ત કરવાની તે કદાપિ ઇચ્છા રાખતો નહોતો. આથી કોઈ છોકરાને જળાશયમાંથી ડૂબતો કાઢીને પોતે તેના ઉપર ઉપકાર કર્યો છે એ વાતનું તેને સ્મરણુ નહોતું. પરીના મુખથી આ વાત સાંભળી ત્યારે જ તે તેને યાદ આવી. તેણે કહ્યું: "હા, દેવી ! મેં એક છોકરાને ડૂબતો બચાવ્યો હતો તે વાત હવે મને યાદ આવે છે."

પરીએ કહ્યું: "હે વત્સ ! તે છોકરો કોઈ સાધારણુ છોકરો નહોતો કિન્તુ તે એક વિખ્યાત જમીનદારનો પુત્ર છે. તેના પિતાની પાસે અગાધ ધનસંપત્તિ છે અને તે છોકરો જ તેનો ઉત્તરાધિકારી છે. પુત્રના મોઢે તેના બચાવની વાર્ત્તા સાંભળીને જમીનદારે જાહેર કરાવ્યું છે કે 'જે માણુસે તેના છોકરાના પ્રાણુ બચાવ્યા છે તેને તે પોતાની અડધી જમીનદારી આપશે; માટે તેણે તાબડતોબ તેને જઇને મળવું.' આ માટે હું તને કહેવા આવી છું કે તું અહીં રહીને આટલું બધું કષ્ટ શામાટે ભોગવે છે ? ચાલ, હું તને તે જમીનદારની પાસે લઈ જાઉં. તને જોતાં જ જમીનદારનો પુત્ર તને ઓળખશે અને તું એક મોટો જાગીરદાર બની જઇશ."

પરીની આ વાર્ત્તા સાંભળીને કેટલોક વખત સુધી ગંભીર વિચાર કર્યા પછી મંદ હાસ્ય કરીને તે છોકરાએ કહ્યું: "નહિ, નહિ, માતાજી ! હવે હું અહીંથી ક્યાંય જવાને ઇચ્છતો નથી. હું મારા પોતાના સુખને માટે અહીં આવ્યો નથી. મારા એકલાનું પેટ તો પરમેશ્વર ગમે તેમ કરીને ભરશે. મારા પોતાના માટે મને કાંઈ ચિન્તા નથી. જમીનદારની પાસે જવાથી મને તેની અડધી જાગીર મળશે, એ વાત ખરી; પણુ તેથી હું કેટલાં ગરીબોનું દુ:ખ દૂર કરી શકીશ ? જમીનદાર પાસે નહિ જતાં જો એક વર્ષ સુધી હું અહીં રહું તો આપની રાણી મને એવી શક્તિ આપશે કે જેથી હું ગમે તે દુ:ખી મનુષ્યનું દુ:ખ દફે કરી શકીશ. માતાજી ! કૃપા કરી આપ મને પ્રલોભનમાં નાખતાં નહિ. મારા પોતાના સુખને લાત મારીને હું ગરીબોને સુખ મળે એવું કરવા ઉત્સુક છું. એક વર્ષ સુધી હું અહીંથી ક્યાંય જવા ઇચ્છતો નથી."

તે છોકરાનું આ કથન સાંભળીને પરીના મનમાં આનંદ થયો અને હસતી હસતી તે તેની પાસેથી ચાલી ગઈ.

આ પછી કેટલાક દિવસ વ્યતીત થઈ ગયા. હવે પરીની રાણીએ તે છોકરાને કષ્ટ દેવાનો આરંભ કર્યો. પહેલાં તો તેણે તેને દરરોજ ઓછું ઓછું ખાવાનું મોકલવા માંડયું અને આખરે તેને ખાવાનું મોકલવાનું બંધ કરી દીધું. તે છોકરો અમ્લાન વદનથી તેનાપર જે કષ્ટ પડતું હતું તે સહન કરતો હતો. ત્યાં એક વર્ષ રહેવાની તેણે જે પ્રતિજ્ઞા

કરી હતી તેથી તે વિચલિત થયો નહિ. હવે ઠરાવેલી વર્ષની મુદ્દત પૂરી થવા આવી, તેથી પરીની રાણીએ તેના તરફ ઘણો જ નિર્દય વ્યવહાર ચલાવવા માંડ્યો.

વર્ષમાં એક મહિનો બાકી હતો તે વખતે જે પરી તેને પરીના રાજ્યમાં લાવી હતી તે તેની પાસે આવીને બોલી: "હે છોકરા! અહીં રહીને આટલું બધું કષ્ટ તું શું કરવા ભોગવે છે? પરી રાણી તારી સાથે આવો નિષ્ઠુર વ્યવહાર ચલાવે છે એ વાત સાંભળીને મારી છાતી ફાટી જવા લાગી તેથી જ હું તારી પાસે આવી છું. પરી રાણી તને ભૂખે મારી નાખવાની ઇચ્છા ધરાવે છે. અરે, નિર્બોધ! તું નકામો મૃત્યુનો ગ્રાસ શામાટે બને છે? તારામાટે મેં મારી રાણીને પ્રાર્થના કરી હતી ત્યારે તેણે મને કહ્યું હતું કે 'તે છોકરો શામાટે દુ:ખમાં રીબાય છે. જે છોકરાનો જીવ તેણે બચાવ્યો છે તેણે તે વાત તેના બાપને કહી છે અને તેનો બાપ તેને પોતાની અડધી જાગીર આપવા તત્પર છે. આખા દેશમાં આ વાત જાહેર થઈ ગઈ છે અને આખો દેશ તેની પરોપકારવૃત્તિને માટે તેનાં વખાણ કરે છે. તે છોકરો મૂર્ખ છે કે પોતાને પ્રાપ્ત થતા સુખપર લાત મારવા તે તૈયાર થયો છે.' ભાઇ, હું તારા પોતાના માટે કહું છું કે પહેલાં તું જીવતો હોઇશ તો પરોપકાર સાધી શકીશ. જો તું પોતે જ મરણ પામીશ તો પછી પરોપકાર કઈ રીતે સાધી શકીશ? જો તારી ઇચ્છા હોય તો ચાલ હું તને તે જમીનદાર પાસે મૂકી આવું; ત્યાં તું દેવતાની માફક પૂજાઇશ અને લોકો તારાં યશોગાન ગાશે. કેમ, તારી શી ઇચ્છા છે?"

તે છોકરાએ દૃઢભાવથી કહ્યું: "માતાજી! હું મરવાથી બીતો નથી. બીજાનું ભલુ કરવાના સાધનની પ્રાપ્તિ કરતાં જો મારું મૃત્યુ થશે તો હું હસતે મોઢે મરણ પામીશ. સ્વાર્થમાં રચ્યા પચ્યા રહેવા કરતાં સ્વાર્થ ત્યાગી પરમાર્થ સાધવો એ મને ઘણું પ્રિય છે. મારા જાત ભાઇઓ દુ:ખમાં સડબડતા હોય અને હું સુખ ભોગવું તેના કરતાં હું પોતે દુ:ખ ભોગવું અને તેમના દુ:ખના નિવારણાર્થ મારાથી બને તે યત્ન કરું એ મને વધારે સારું લાગે છે."

તે છોકરાનું આ કથન સાંભળીને પરી ત્યાંથી ચાલી ગઈ. જોતજોતાંમાં એક વર્ષ પૂરું થઈ ગયું એટલે પરીની રાણી સ્વયમ્ તેની પાસે આવીને બોલી: "હે છોકરા! જે શક્તિ સંપાદન કરવામાટે તું મારી પાસે આવ્યો છે તે એક વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થવાથી તને પ્રાપ્ત થઈ ગઈ છે. જા, તું જે માણસની સામે મિષ્ટ દૃષ્ટિથી જોઇશ

તે ધનવાન્ થઈ જશે અને જો કદાચિત્ તે ધનવાન્ હશે તો તેની મનઃકામના સિદ્ધ થશે."

પરીની રાણીનો આ વર સાંભળીને તે છોકરો તેને વારંવાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. ત્યાર પછી અતિ નમ્ર સ્વરથી તેણે કહ્યું: "માતાજી! આપની કૃપાથી આજ હું મારો જન્મ સફળ થયો એમ સમજું છું. કૃપા કરીને આપ હવે મને મારા દેશમાં મોકલી આપો; કારણ કે કયે રસ્તેથી મારા દેશમાં જવાય છે એ બાબતનું મને કાંઈ જ્ઞાન નથી. આપે મારાપર ઘણી કૃપા કરી છે માટે દયા કરીને કોઈ પરી સાથે મને મારા દેશમાં મોકલી આપો."

પરીની રાણીએ કહ્યું: "હે છોકરા! એ બાબતમાં તું નિશ્ચિત રહે. જે પરી તને મારા રાજ્યમાં લાવી છે તે જ પરી તને તારા દેશમાં મૂકી આવશે."

આમ કહીને પરી રાણી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. તે છોકરાએ તેને જેવાને ચારે બાજૂ નજર કરી પણ તે તેને જોઈ શકયો નહિ. તેને બદલે તેને પરી રાજ્યમાં લાવનાર પરિચિત પરી હસતી હસતી તેની પાસે આવી અને અતિ મિષ્ટ ભાષામાં બોલી: "હે વત્સ! આજ તારી અભિલાષા પૂર્ણ થઈ છે. કેમ હવે દેશમાં પાછા જવાની તને ઇચ્છા થાય છે કે?"

તે છોકરાએ નમ્ર ભાવે હકારમાં જવાબ આપ્યો એટલે પરીએ તેને તેની આંખો બંધ કરી દેવાનો આદેશ કર્યો. જે વખતે તે છોકરાએ પોતાની આંખો ઉઘાડી તે વખતે તેણે પોતાને પોતાના ગામમાં ઉભેલો જોયો. તે વખતે પરી તેની પાસે ઉભેલી નહોતી.

જે વખતે તે છોકરો પોતાના દેશમાં પહોંચ્યો તે વખતે પ્રાય: ત્રણ પહોર દિવસ થઈ ગયો હતો. એક વર્ષ પહેલાં તે તેના શેઠના ઘરમાં રહેતો હતો. તેનું પોતાનું ઘર કેટલેક સ્થળેથી પડી જઈ ખંડેર સમાન થઈ ગયું હતું. તેના શેઠને ઘેર તેને રહેવાને માટે જૂદી ઓરડી આપવામાં આવી હતી પણ ત્યાં જવાની તે હિંમત કરી શકયો નહિ; કારણ કે, તે શેઠને ઘેરથી પલાયન કરી ગયો હતો એટલે શું મુખ લઇને તેને ઘેર જાય? અને કદાચિત્ જાય તો તેનો શેઠ તેને ઘરમાં પેસવા દેશે કે નહિ એ વિશે તેના મનમાં ખાતરી નહોતી તેથી ત્યાં ન જતાં પોતાની બાપીકી ઓરડીમાં જ જઇને રહેવાનો તેણે નિશ્ચય કર્યો.

બહુ કાળથી તે ઓરડી અવાવરુ પડેલી હતી તેથી ત્યાં કૂતરાં બિલાડાંએ વાસ પૂર્યો હતો અને કેટલેક સ્થળે તો ઘાસ પણ ઉગી ગયું હતું. તે છોકરાએ તે ઘાસ છોડવા વગેરે કાપી નાખ્યાં અને જમીન સાફ

તથા વસવા યોગ્ય કરી. બે દિવસથી તેણે કાંઇ પણ ખાધું નહોતું તેથી તેને ભૂખ તો કડકડીને લાગી હતી; પણ તેની પાસે કાંઇ પૈસા નહોતા એટલે ભિક્ષા માગવા જવાનો નિર્ધાર કરીને તે ઘર બહાર નીકળ્યો.

તેના ઘરથી થોડેક દૂર એક સાધારણ સ્થિતિનો ધીવર રહેતો હતો. તેને ત્રણ ચાર છોડીઓ અને બે પુત્ર હતા. સંપત્તિમાં તેની પાસે કેટલાક વીઘા જમીન હતી અને ફળ વૃક્ષનાં બે ત્રણ મોટાં મોટાં ઉદ્યાન હતાં તેમાંથી જે આવક આવતી હતી તેમાંથી તે ધીવરનો ગૃહસંસાર ઘણી સારી રીતે નભી શકતો હતો. સ્ત્રી પુત્ર ઉપરાન્ત તેના દૂરનાં કેટલાંક સગાં પણ તેને ઘેર રહેતાં હતાં.

તે ધીવર આ છોકરાને બહુ ચહાતો હતો. ભિક્ષા માગવાને તે છોકરો પહેલ વહેલો તેને ઘેર ગયો. ધીવર અને તેનાં સંતાનોએ તેને જોઇને પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. તે છોકરાએ પોતાની તે વખતની સ્થિતિ તેમને કહીને તેમની પાસે ભિક્ષા માગી.

કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ધીવર ઘરમાં ગયો અને ચોખા દાળ મીઠું શાક લાકડાં વગેરે તમામ સામગ્રી લાવી તેને આપી અને કહ્યું કે: "જો બીજું કાંઈ જોઇતું કરતું હોય તો બેલાશક મારી પાસેથી લઈ જવું."

પહેલે જ તડાકે જોઇતી ભિક્ષા મળી જવાથી તે છોકરાના મનમાં આનંદનો અતિરેક થયો. તે પ્રસન્ન મનથી તે ધીવર તરફ જોવા લાગ્યો. જોતજોતાંમાં તે ધીવરનું નાનું ઘર એક મોટી અટ્ટાલિકામાં પરિવર્તિત થઈ ગયું. નિમેષ માત્રમાં તે અગાધ ધનનો અધિપતિ થઈ ગયો. આ પરિવર્તન જોઇને તે છોકરાને પરમ આનંદ થયો; કિન્તુ આ શો ચમત્કાર થયો તે તે ધીવર સમજી શક્યો નહિ. તે છોકરાને દેવતા સમજીને તે તેની પૂજા કરવા લાગ્યો કિન્તુ છોકરો ત્યાં ઝાઝો વખત થોભ્યો નહિ. મળેલી ભિક્ષા લઇને તે પોતાના કુટીરભણી ચાલ્યો ગયો.

પોતાની અદ્ભુત શક્તિ જોઇને તે છોકરો પોતે પણ આશ્ચર્યાન્વિત થઈ ગયો. જે જે માણસ તરફ તે કૃપાદષ્ટિથી જોવા લાગ્યો તે અતુલ ઐશ્વર્યનો અધિકારી થઈ જવા લાગ્યો. આથી તે સ્થળનાં તમામ લોકો તેને દેવતાની માફક પૂજવા લાગ્યાં. તેના પ્રસાદને મેળવવામાટે દેશદેશાંતરમાંથી લોકો તેની પાસે આવવા લાગ્યાં. તે છોકરો પોતે નિઃસ્પૃહ અને નિર્લિપ્ત રહીને આનંદથી પરોપકાર સાધવામાં પોતાનું જીવન ગાળવા લાગ્યો.



# બહાદુર છોકરો

કોઈ એક શહેરમાં એક વાગ્દી વાસ કરતો હતો. સાધારણ રીતે વાગ્દી લોકો સર્વ પ્રકારનાં નીચ કર્મ કરીને પોતાનું ગુજરાન ચલાવે છે પરન્તુ આ વાગ્દી તેવું કામ કરતો નહોતો. તેના પિતાની જે સંપત્તિ હતી તેમાંથી થતી આવકમાંથી તે ભલી ભાંતે પોતાની સંસારયાત્રા ચલાવતો હતો.

તે વાગ્દીના પરિવારમાં એક સ્ત્રી અને એક પુત્ર હતાં. તે એક નાની અટ્ટાલિકામાં નિવાસ કરતો હતો. પુત્રને વાગ્દીનું કામ કરવાનું શિક્ષણ ન આપતાં વિદ્યાભ્યાસમાટે તેણે તેને પાઠશાળામાં મોકલ્યો હતો. તે છોકરાનું ભણવામાં સારું ચિત્ત હતું તેથી પાઠશાળામાં તેણે થોડીવારમાં જ લખતાં વાંચતાં શીખી લીધું.

વાગ્દી લોકો સ્વાભાવિક રીતે બળવાન્ અને સાહસી હોય છે, નારિયેળ અને તાડના વૃક્ષ પર ચડવું, વને વને ફરીને પંખીનો શિકાર કરવો અને પહાડપર જઇને ત્યાંથી પક્ષીના શાવક ઉપાડી લાવી તેમને શહેરમાં વેચવાં; આ સર્વ કામોમાં વાગ્દી લોકો ઘણા પટુ હોય છે. પરન્તુ આ વાગ્દીના પુત્રને આ સર્વ કામ તરફ તિરસ્કાર હતો. ભણી ગણી વિદ્વાન્ થઈ શહેરના મોટા લોકો ભેગા બેસવું ઉઠવું એ તેની મહત્ત્વાકાંક્ષા હતી.

તે વાગ્દીનો સંસાર ઘણા સુખમાં ચાલતો હતો એવામાં એક દિવસ તેને મહામારીનો રોગ લાગૂ પડ્યો. તેની સ્ત્રી એક હુશિયાર વૈદ્યને બોલાવી લાવી. વૈદ્યરાજે રોગ જોઇને દવા લખી આપી ઘર બહાર પ્રયાણ કર્યું નહોતું એટલામાં તો વાગ્દી પોતાની સ્ત્રી તથા છોકરાને રોતાં કકળતાં મૂકીને આ સંસારમાંથી ચાલ્યો ગયો. તેની સ્ત્રીએ પોતાના પુત્રને લઇને દીર્ઘકાળ પર્યન્ત રુદન કર્યું અને પછી અતિ કષ્ટપૂર્વક શોકને દબાવી દઇને પોતાના સ્વામીની ઉત્તરક્રિયાઓ કરાવી.

સ્વામીના શોકને લીધે વાગ્દિની દિન પ્રતિદિન દુર્બળ થવા લાગી. સંસારમાં તેનું મન મુદ્દલ ચોંટતું નહોતુ. દુઃખે પાપે પુત્રને રાંધી ખવડાવ્યા પછી તે કોઈ દિવસ અનાહાર તો કોઈ દિવસ અર્ધાહાર રહીને પોતાના દિવસ ગાળતી હતી. તે વખતે તેના પુત્રની ઉમર દશ વર્ષની હતી. પિતૃશોકથી તે પણ ઘણો દુઃખિત થયો હતો તો પણ વચ્ચે વચ્ચે તે પોતાની માતાને સાન્ત્વન આપતો હતો.

આ પ્રમાણે કેટલાક દિવસ વ્યતીત થઈ ગયા. પતિશોકથી વાગ્દિનીનું શરીર દિન પ્રતિદિન ગળતું જતું હતુ. તેના સ્વામીને મર્યાને પૂરા બાર માસ થયા નહોતા તેટલામાં તો ઝૂરી ઝૂરીને તેણે પણ પોતાની માનવલીલાની સમાપ્તિ કરી નાખી.

તે વાગ્દીનો પુત્ર અનાથ થઈ ગયો. પાડોશીઓના સાહાય્યથી તેણે તેની માતાની ઉત્તરક્રિયાઓ કરી. પછી ગામમાં ભિક્ષા માગીને તે પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. પણ આમ ભિક્ષા માગીને કેટલા દિવસ ચલાવાય અને દરરોજ ભિક્ષા આપે પણ કોણ? તે છોકરો જો કે નીચને ઘેર જન્મ્યો હતો તોપણ બીજાને ઘેર દાસ્યવૃત્તિ કરીને પોતાનું ગુજરાન ચલાવવાનું તેને મુદ્દલ ગમતું નહોતું. નાનપણથી જ તેના વિચાર ઘણા ઉચા હતા અને જો તેનો પિતા જીવતો રહ્યો હોત તો તે પાઠશાળામાં અભ્યાસ કરી શક્યો હોત.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ તે વાગ્દીપુત્રનું મન એક પ્રકારની ઉચ્ચાભિલાષામાં રચ્યું પચ્યું રહેતું હતું. લખતાં વાંચતાં શીખીને કોઈ ઉચ્ચ પ્રકારનુ કામ કરીને અર્થ ઉપાર્જન કરવો એ તેની આંતરિક ઇચ્છા હતી; પરન્તુ તેના પિતાના મૃત્યુથી તેની ઇચ્છાપર સખ્ત ફટકો પડ્યો હતો. જ્યાં સુધી તેની માતા જીવતી હતી ત્યાં સુધી તે પોતે ભૂખી રહીને પણ તેનું ભરણ પોષણ કરતી હતી; પણ હવે તે માતા પણ મૃત્યુ પામી હતી એટલે હાલમાં તે અનાથ, અસહાય થઈ પડ્યો હતો.

તે છોકરો જો કે નાનો હતો તો પણ ઘણો બુદ્ધિશાળી હતો. કેટલોક વખત સુધી વિચાર કરીને તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે તેનામાટે શહેરમાં રહેવું હવે ઉચિત નહોતું. શહેરથી કેટલેક દૂર એક ગામડામાં તેનું મોસાળ હતું એ વાત તે છોકરાના જાણવામાં હતી. તેનો મામો મૃત્યુ પામ્યો હતો પરંતુ તેનો દાદો હજી જીવતો હતો. બે ત્રણ વખત તે શહેરમાં તેનાં માતાપિતાને મળવાને આવ્યો હતો અને તે વખત તેણે તેના પ્રતિ ઘણો સારો ભાવ બતાવ્યો હતો એ વાત તે છોકરો વીસરી ગયો નહોતો. કોઈ પણ પ્રકારે જો તે તેના દાદાને ઘેર પહોંચે તો પોતાના ભરણ પોષણની કાંઈ પણ ચિન્તા તેને રહે નહિ એ વિચાર તેના મનમાં વારંવાર ઉદિત થતો હતો.

આખરે તે વાગ્દીપુત્રે તેના મોસાળમાં ચાલ્યા જવાનો નિર્ધાર કર્યો. ઘણી તપાસ કર્યા પછી અને તેની જ્ઞાતિના એક દયાળુ માણસના સાહાય્યથી તે પોતાના મોસાળમાં જઈ પહોંચ્યો. તેને જોઇને તેના માતામહને ઘણો જ આનંદ થયો. દીકરી અને જમાઇના મૃત્યુના સમાચાર ઘણા વખત ઉપર તેને પહોંચી ગયા હતા. પુત્રશોકથી તેનું હૃદય જર્જરિત હતું એવામાં દીકરી અને જમાઇના મૃત્યુના સમાચાર મળવાથી તે ઘણો વ્યથિત થઈ ગયો હતો. થોડા દિવસમાં જ દૌહિત્રને પોતાની પાસે આવેલો જોઇને અને હવે તે તેનું લાલન પાલન

કરી શકશે એમ વિચારીને તે મનમાં કાંઇક આનંદિત થવા લાગ્યો. તેના દુ:ખનો ભાર કાંઇક ઓછો થયો.

તે છોકરાને એક પણ મામો નહોતો. તેના દાદાને બધાં મળીને પાંચ પુત્ર અને એક પુત્રી એમ ૭ સંતાન હતાં. પાંચ પુત્ર પહેલેથી જ મૃત્યુના મુખમાં પડ્યા હતા અને પુત્રીએ પણ થોડા કાળ ઉપર પોતાની માનવલીલા પૂરી કરી હતી.

તે વાગ્દીપુત્રના માતામહનું એક સુંદર અને પ્રકાંડ કુટીર હતું તેમાં તે તેની બે ત્રણ દૂરની સગી સ્ત્રીઓ સાથે રહેતો હતો. તે છોકરો તે સર્વના આદરનું સ્થાન થઈ પડ્યો. તેઓ તેને પ્રસન્ન રાખવાને ઘણા યત્ન કરતી હતી. તે છોકરાને કોઈ વાતનું દુ:ખ ન થાય એ વિશે તેનો માતામહ પોતે દેખરેખ રાખતો હતો. તે ગામમાં એક નાનકડી પાઠશાળા હતી તેમાં કેટલાંક ઉંચી કોમનાં છોકરાં ભણવાને જતાં હતાં. તે નિશાળમાં માત્ર બ્રાહ્મણ, કાયસ્થ વગેરેનાં છોકરાંને જ ભણાવવામાં આવતાં હતાં તોપણ ગુરુ મહાશયને એકાંતમાં મળીને તે વાગ્દીપુત્રના માતામહે કાંઇક બંદોબસ્ત કર્યો અને તેને તે નિશાળમાં દાખલ કરવામાં આવ્યો. મોસાળમાં પણ પોતાને ભણવાનું મળશે એ જાણી તે છોકરાને મહદ્ આનંદ થયો.

માતામહના ઘરમાં તે વાગ્દીપુત્રને સર્વ પ્રકારનું સુખ હતું; કિન્તુ તેવું સુખ તેને બહાર નહોતું. જે ગામમાં તેના માતામહનું ઘર હતું તેમાં તેની જ્ઞાતિનાં ઘણાં ઘર હતાં અને તે સર્વ તેના દાદાનાં આત્મીય હતાં; તો પણ તેમની સ્થિતિ સાધારણ વાગ્દીના જેવી જ હતી. તેના દાદાને એક ખેતર હતું તેમાંથી જે ઉત્પન્ન થતું હતું તેથી તે પોતાનું ગુજરાન ઘણી સારી રીતે ચલાવતો હતો. વિશેષમાં તે વૃદ્ધ ઘણો મિતવ્યયી હતો તેથી તેણે સારા પૈસા ભેગા કર્યા હતા. વૃદ્ધાવસ્થામાં તે કાંઈ કામ કરતો નહોતો. તેણે જે પૈસા ભેગા કર્યા હતા તે તે વ્યાજે ફેરવતો હતો તેથી અને ખેતરના ઉત્પન્નમાંથી તે તેનો પોતાનો સંસાર ઘણી સરળતાથી ચલાવી શકતો હતો.

ગામના બીજા વાગ્દીઓ ઘણા ગરીબ હતા. નારિયેળ તથા તાડના વૃક્ષપર આરોહણ કરવું, વને વને ભટકીને પક્ષીનો શિકાર કરવો અથવા નદીતીરે કે પહાડ ઉપરથી પશુ કે તેમનાં શાવકોને ચોરી લાવવાં એ તેમનું દૈનિક કાર્ય હતું. તેમના છોકરાઓને પણ તે જ કામ કરવાનું શિક્ષણ આપવામાં આવતું હતું. નાનાં નાનાં વાગ્દીનાં બાળકો પણ મોટા મોટા આંબા અને કોઠીના વૃક્ષપર ચઢી જતાં લગાર પણ બીતાં નહોતાં. રમતમાં ને રમતમાં તેઓ પહાડપર ચઢી જતાં અને

પક્ષીનાં બચ્ચાં ચોરીને ઘેર આવતાં હતાં. આવી કેળવણી પામેલાં હોવાથી તે બાળકો બળવાન્ અને સાહસી હતાં. તેમની પ્રકૃતિ સર્વદા ઉગ્ર રહેતી હતી.

વાગ્દીપુત્ર ગામનાં કોઈ પણ છોકરાં સાથે મળી ગયો નહિ. તે શાંત પ્રકૃતિનો અને કાંઈક શરમાળ હતો. છોકરાં સાથે રમવું તથા તેમની સાથે ભળી જવું એ તેને ગમતું નહોતું. તેનું ચિત્ત ભણવામાં ચોંટેલું હતું. યથાસમય તે નિશાળે જતો હતો અને જેટલો વખત તે નિશાળમાં રહેતો હતો તેટલો વખત તેનો આનંદમાં જતો હતો. નિશાળમાં જે છોકરાં ભણવા આવતાં હતાં તે તેને વાગ્દી કહીને તેનાથી દૂરનાં દૂર રહેતાં હતાં. કોઈ પણ છોકરો તેની સાથે મિત્રતા બાંધતો નહોતો.

જે સમયે વાગ્દીપુત્ર નિશાળમાંથી ભણીને બહાર નીકળતો ત્યારે તેની જ્ઞાતિનાં કેટલાંક અવળચંડાં છોકરાં તેની પાછળ પાછળ જતાં અને કોઈ તેનો હાથ પકડીને, કોઈ તેનો પગ પકડીને તો કોઈ તેને ધક્કા મારીને પજવ્યા કરતાં. આથી વાગ્દીપુત્ર ચીડાતો નહિ પણ તેઓ તેના પ્રતિ જે અસભ્યાચરણ કરતાં તે તે હસતે મુખે સહન કરી લેતો.

ધીમે ધીમે તે છોકરાંઓએ તેને વિશેષ ને વિશેષ પજવવા માંડ્યો. તે ઘરની બહાર નીકળતો એટલે તેઓ તેને બીકણ કહી ચીડાવવાનો પ્રયત્ન કરતા. કેટલાક દિવસ સુધી તો તે છોકરાંનો અત્યાચાર વાગ્દીપુત્રે શાંત રીતે સહન કર્યો પણ આખરે તેનાથી ન રહેવાયું. તેમના અત્યાચારની વાત માતામહને કહી દેવી એવો વિચાર એક વખત તેના મનમાં આવ્યો; પરંતુ તે કહેતાં તેને શરમ આવી તેથી તેની જીભ ઉપડી શકી નહિ.

એક દિવસ તે નિશાળેથી ઘેર આવતો હતો તેવામાં તેના સમોવડિયા દશ બાર છોકરાં તેની પાસે આવ્યા અને તેમણે તેને ઘેરી લીધો. પછી તેઓ 'બીકણ, બાયલો' વગેરે શબ્દો ઉચ્ચ સ્વરે બોલીને તેને ચીડવવા લાગ્યા. તે છોકરામાંથી એક જણ તેની પાસે ગયો અને તેણે તેને એક ધક્કો લગાવી દીધો. વાગ્દીપુત્ર દરરોજ તેમનો અત્યાચાર સહન કરતો હતો પણ આજ તે સહન કરી શક્યો નહિ. તેને ધક્કો મારનાર છોકરાના ગાલપર તેણે જોરથી એક તમાચો લગાવી દીધો.

પોતાના સાથીના ગાલપર તમાચાનો પ્રહાર પડતો જોઇને અન્ય છોકરાં તેને મારવાને તૈયાર થઈ ગયાં; પરંતુ જે છોકરાને તેણે તમાચો માર્યો હતો તેણે તેમને સર્વને વારીને કહ્યું: "આપણે સર્વ તેનાપર આક્રમણ કરીને હરાવીએ તેમાં શી નવાઈ ! એ તો તેને અન્યાય

કરવા બરાબર છે. તેણે મને તમાચો માર્યો છે માટે હું એકલો તેની સાથે લડીશ."

તે છોકરાનું આ કથન સાંભળીને બીજાં છોકરાં તેમની આસપાસ કુંડાળું વાળીને ઉભાં અને વાગ્દીપુત્ર અને તેને ધક્કો મારનાર લડવાને પ્રસ્તુત થયા. બન્ને જણા વચ્ચે ઘોરતમ મારામારી થઈ. પણ શહેરનાં છોકરાં પ્રકૃતિથી જ શાંત હોય છે. ગામડાનાં છોકરાં જેવાં તેઓ મજબૂત હોતાં નથી અને લડવાનો તેમને અભ્યાસ હોતો નથી. વાગ્દીપુત્ર હારી ગયો. તેના નાક, મુખ અને માથામાંથી લોહી નીકળવા લાગ્યું અને આખરે બેભાન થઈ તે જમીનપર પડી ગયો.

વાગ્દીપુત્રને પરાજિત થયેલો જેઇને બીજાં બાળકો આનંદથી ઉચ્ચ સ્વરે ચીત્કાર કરવા લાગ્યાં અને તેને ગાળો દેતાં દેતાં પોતાના ઘર તરફ ચાલતાં થઈ ગયાં. તેને લોહીલુહાણ સ્થિતિમાં પડેલો જોઈ તેમના મનમાં દયાનો કાંઈ પણ સંચાર થયો નહિ.

કેટલીકવાર સૂધી ભૂમિપર પડી રહ્યા પછી વાગ્દીપુત્રને કળ વળી એટલે તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો કિન્તુ તેનાથી બેઠા થઈ શકાયું નહિ. પુષ્કળ માર પડેલો હોવાથી તેના શરીરના સાંધે સાંધામાં કળતર થતી હતી. તેનામાં બેઠા થવાની શક્તિ રહી નહોતી તેથી તે ત્યાં જમીનપર પડ્યો જ રહ્યો.

વાગ્દીપુત્રના દાદાના ઘરથી થોડેક દૂર એક શિકારી રહેતો હતો. કોઈ કોઈ વખત તે તે વાગ્દીપુત્રના દાદા પાસેથી વિના વ્યાજે રૂપિયા લઈ જતો હતો. વૃદ્ધ તેની પાસેથી કાંઈ વ્યાજ લેતો નહોતો તેથી તે શિકારી તેને ઘણો જ ચહાતો હતો. જ્યારથી વાગ્દીપુત્ર પોતાના દાદાને ઘેર ગયો હતો ત્યારથી તે શિકારી તેના દાદાને ઘેર દિવસમાં એક વખત આવતો હતો ને તેને નાના પ્રકારની વાતો કહેતો હતો. શિકારીના મુખથી પક્ષી અને તેમનાં બચ્ચાંની નાના પ્રકારની વાર્તાઓ સાંભળી વાગ્દીપુત્ર ઘણો જ આનંદિત થતો અને તેની સાથે એક વખત વનમાં જવાની ઇચ્છા વ્યક્ત કરતો. શિકારી અને વાગ્દીપુત્ર વચ્ચે સારી પ્રીતિ ઉત્પન્ન થઈ હતી.

તે શિકારીની ઉમર આશરે ત્રીસ વર્ષની હતી. તે વને વન ભટકીને પશુ પક્ષી પકડી લાવતો અને તેમને શહેરમાં વેચીને પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો હતો.

ધીમે ધીમે સંધ્યા થઈ ગઈ. ચારે તરફ અંધકારે પોતાની સત્તા જમાવી દીધી. આ વખતે તે વાગ્દીપુત્રે પુનઃ બેઠા થવાનો યત્ન કર્યો

પણ તેનાથી બેઠા થઈ શકાયું નહિ. તેના શરીરમાં મારથી ઘણી પીડા થતી હતી તેથી આંખો મીચીને તે ત્યાં પડ્યો રહ્યો.

આ સમયે વનમાંથી શિકાર કરી મૃત પક્ષી તથા પોતાનાં અસ્ત્ર-શસ્ત્ર લઇને શિકારી તે રસ્તેથી ઘેર જતો હતો. રસ્તામાં એક છોકરાને પડેલો જોઇને તેને કુતૂહલ થયું. તેની પાસે જઇને જોયું તો વાગ્દી-પુત્રને લોહીલુહાણ સ્થિતિમાં પડેલો તેણે જોયો. તેણે તેને બોલાવ્યો પરંતુ તે બેભાન થઈ ગયો હતો તેથી બોલી શક્યો નહિ. શિકારીએ તેને પોતાના ખભાપર ઉચકી લીધો અને ઉતાવળે પગલે તેને તેના દાદાને ઘેર લઈ ગયો.

વખત થઈ ગયો હતો તોએ છોકરાને નિશાળેથી ઘેર ન આવેલો જોઇને વૃદ્ધને ચિન્તા થવા લાગી. દરરોજ સંધ્યા સમય પહેલાં તે ઘેર આવી જતો હતો અને આજ સંધ્યા થઈ ગઈ તોએ તેને ન આવેલો જોઇને વૃદ્ધને ચિન્તા થાય તો તે સ્વાભાવિક હતું. તેના મનને ચટપટી થતી હોવાથી તે ઘડીકમાં ઘરમાં જતો અને ઘડીકમાં બહાર આવતો હતો. આવામાં શિકારી તેને પોતાની કાંધપર લઇને દ્રુતપદે તેને ઘેર આવ્યો.

શિકારીએ વાગ્દીપુત્રને શય્યામાં સંભાળથી સૂવાડ્યો. હજી સૂધી તેને ભાન આવ્યું નહોતું. ઘણો માર પડવાથી અને લોહી વહી જવાથી તે ઘણો નબળો પડી ગયો હતો અને તેની સંજ્ઞાનો લોપ થયો હતો. તેને સંજ્ઞાશૂન્ય જોઇને વૃદ્ધ મોટેથી રોવા લાગી ગયો. તેનો રોદનધ્વનિ સાંભળીને ઘરનાં બીજાં માણસો પણ ત્યાં દોડી આવ્યાં અને છોકરાની તાત્કાલિક અવસ્થા જોઇને તેઓ પણ પોક પોક મૂકીને રોવા લાગ્યાં.

અનેક કષ્ટે શિકારીએ તેમને સઘળાંને શાન્ત કર્યાં. તેણે કહ્યુ: "તમે આ સઘળી રોકકળ કેમ મચાવી મૂકી છે? ભાઇ હજી જીવ-તાજ છે; ફકત તેઓ અચેતન થઈ ગયા છે" આમ બોલી તેમના ઉત્તરની અપેક્ષા ન કરતાં તે વાગ્દીપુત્રની બરદાશ કરવા લાગ્યો, અને થોડીવારમાંજ તેને સચેતન કરી નાખ્યો. શિકારીની બરદાશથી સંજ્ઞા લાભ કરીને વાગ્દીપુત્રે પોતાની આંખો ઉઘાડી તો સન્મુખમાં જ પોતાના દાદાને દુ:ખી અવસ્થામાં ઉભેલો જોઇને વિષણ્ણ ભાવથી તેણે એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

વાગ્દીપુત્રને ભાન આવેલું જોઇને વૃદ્ધ ઘણો જ આનંદિત થયો. તેણે તેને પૂછ્યું: "ભાઈ, તારી આવી દશા શાથી થઇ છે? અત્યાર સૂધી તું કયાં હતો? તને આમ લોહીલુહાણ કોણે કર્યો છે?"

વાગ્દીપુત્રે બોલવાનો પ્રયત્ન કરવા માંડ્યો કિન્તુ તેનાથી બોલી શકાયું નહિ. શિકારી પોતે જેટલી વાત જાણતો હતો તેટલી તેણે તે વૃદ્ધને કહી સંભળાવી અને પછી દૂધ લાવવાને માટે તેણે વૃદ્ધને કહ્યું.

દૂધ આવ્યું એટલે શિકારીએ ચમચીએ ચમચીએ તે તે છોકરાના મુખમાં નાખવા માંડ્યું. કેટલીકવાર પછી તેને કાંઇક આરામ થયો એટલે અતિ ક્ષીણ કંઠથી તેણે કહ્યું: "દાદા, આપણી જ્ઞાતિના કેટલાક છોકરા સાથે આજ મારે વઢવાડ થઈ હતી અને તેમણે જ મને આ માર મારેલો છે."

વિસ્મય પામી વૃદ્ધે કહ્યું: "એ શું, તું પાડોશનાં છોકરાં સાથે પણ કોઈ દિવસ રમવા જતો નથી તેમ કોઇની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ પણ રાખતો નથી, તો પછી તેમણે તારી સાથે વઢવાડ કેમ કરી અને તેમણે તને આટલો બધો કોઠે લોહી પડે તેવો માર શું કરવા માર્યો?"

તે વાગ્દીપુત્રનું નામ રાખાલ હતું. તેણે ઘણા ધીમા સ્વરથી કહ્યું: "દાદા, અત્યાર સુધી તે છોકરાંના અત્યાચારની વાત મેં આપને કહી નહોતી એ મારો મોટો વાંક છે અને તે વાંકનું મને ઘણું જ બુરું ફળ મળ્યું છે. દરરોજ નિશાળમાંથી હું ઘેર આવતો ત્યારે તે છોકરાં મને પજવતાં અને ગાળો દેતાં પણ હું તે સહન કરતો હતો."

વૃદ્ધ વચ્ચે જ બોલી ઉઠ્યોઃ "પણ તું તો આખો દિવસ નિશાળમાં જ રહે છે. પાડોશનાં કોઈ છોકરાં તને પૂરે પૂરો ઓળખતાં હશે કે નહિ તે વિશે પણ મને શંકા છે; તો પછી તેમણે તારાપર આક્રમણ કેવી રીતે કર્યું?"

રાખાલે કહ્યું: "દાદા, હું નિશાળે જાઉં છું તેથી તેઓ મને ઓળખતાં નથી એમ સમજવામાં તમે ભૂલ કરો છો. જ્યાં સુધી હું નિશાળમાં હોઉં છું ત્યાં સુધી તો કોઈ છોકરો મને કશી ઇજા કરી શકતો નથી; પરન્તુ જ્યારે હું નિશાળમાંથી ઘેર આવતો હોઉં છું ત્યારે તેઓ મને પજવે છે. તેઓ મારી આજૂબાજૂ ફરી વળે છે અને મને ધક્કા મૂકીને માર મારે છે. દરરોજ હું તે સહન કરીને ઘેર આવતો હતો; પણ આજ વઢવાડ થઈ અને તેઓ મને માર મારીને પલાયન કરી ગયા. મારા શરીરમાંથી ઘણું લોહી વહી જવાથી હું દુર્બળ થઈ ગયો અને એક પત્થર ઉપર માથું મૂકીને ભૂમિપર સૂઈ રહ્યો. તે પછી શું થયું અને હું અહીં કેવી રીતે આવ્યો એ વિશે મને કાંઈ ખબર નથી."

શિકારી તરફ આંગળી કરીને વૃદ્ધે કહ્યું: "આ શિકારી તને પોતાના ખભાપર ઉચકીને અહીં લાવ્યો હતો. જો એણે તને ન જોયો

હોત અથવા આજ એ શિકાર કરવા ન ગયો હોત તો તારી શી વલે થાત? તને પાછો ન આવેલો જોઇને મને કેટલી બધી ચિન્તા થતી હતી? ભલે, આજ હું તે છોકરાંના માબાપને જઇને મળું છું અને ભવિષ્યમાં તેઓ તને હેરાન ન કરે એવો બંદોબસ્ત કરી દઉં છું; પણ ભાઈ, હવે તને સાધારણ લખતાં વાંચતાં આવડી ગયું છે એટલે હવે તારે નિશાળે જવાની કાંઈ જરૂર નથી. તારી જો ભણવાની ઇચ્છા હોય તો ઘેર બેઠો બેઠો ભણજે. તારે જેટલાં પુસ્તકો જોઇશે તે સઘળાં હું તને વેચાતાં લાવી આપીશ. જોને, મારે કાંઈ સંતાન નથી. મારે ફક્ત તારા મોં સામું જ જોવાનું છે. પરમેશ્વરે મને જે પૈસા આપેલા છે તે જો તું જાળવીને વાપરીશ તો તારી જિંદગી સુધી તું ભૂખે મરે તેમ નથી. આપણે બહુ ભણીને ક્યાં મેહતા મુસદ્દી થવું હતું કે સોદાગરી કરવી હતી? આપણે આપણો સંસાર ચલાવી ખેતી ઉપર દેખરેખ રાખીએ એટલે જ બસ છે. વધારે હાય વોય કરવાની શી અગત્ય છે? ભાઈ, આજ આ શિકારીએ તને પુનર્જીવન આપ્યું છે. જ્યાં સુધી તારા જીવમાં જીવ હોય ત્યાં સુધી આ વાત તું ભૂલી જઇશ નહિ. તારા મામા મૃત્યુ પામી ગયા છે માટે આમને તું તારા મામા જ ધારજે. હું હવે ઘરડું પાન થયો છું એટલે મારા દેહનો મને કાંઈ ભરોસો નથી. આ તારા મામાને હું તારો હાથ સોંપું છું. જો તારે બહાર જવું હોય તો એમને લીધા વિના તું કદાપિ પણ બહાર જતો નહિ."

શિકારીએ પોતાની પાસેથી એક બૂટી બહાર કાઢી અને તેને બરાબર વાટી લાવવાનો આદેશ કર્યો. તેને વાટીને તે શિકારીને આપવામાં આવી એટલે શિકારીએ રાખાલના શરીર પર જ્યાં જ્યાં ઇજા થયેલી હતી ત્યાં ત્યાં તેનો લેપ કર્યો અને પછી ઘણા નમ્ર સ્વરથી તેણે વૃદ્ધ પાસેથી પોતાને ઘેર જવાની રજા માગી.

કેટલાક દિવસો સુધી શય્યાસેવન કરીને રાખાલ સાજો થયો. હવે તે નિશાળે જતો નહોતો. દરરોજ આહાર કરીને તે શિકારીની સાથે વનમાં જતો હતો. તેની સાથે તે વનમાં ભટકતો અને શિકારી જે શિકાર કરતો તેને તે જોતો હતો. કોઈ કોઈ વખત તેને તાડ અને નારિયેળના વૃક્ષ પર આરોહણ કરવાની ઇચ્છા થતી તેથી તેણે તેની પાસેથી તે વિદ્યા શીખી લીધી. કોઈ કોઈ વખત તે ફરતો ફરતો નદી કિનારે જતો અને ઉંચા ઉંચા વૃક્ષ પર ચડીને પક્ષીનાં બચ્ચાંને માળામાંથી ઉપાડી લેતો.

આ પ્રમાણે તે શિકારીની સોબતમાં કેટલાક દિવસ રહેવાથી તેના સાહસની વૃદ્ધિ થઈ. શારીરિક પરિશ્રમ કરવાથી તેનું શરીર પણ સબળ થઈ ગયું. તેની પાડોશનાં અન્ય છોકરાંથી તે હવે બીતો નહોતો, તો પણ તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાનું તેને ઉચિત લાગતું નહોતું. તે ફકત તે શિકારીની સાથે જ આખો દિવસ રહેતો હતો. જે દિવસે શિકારી ઘેર રહેતો તે દિવસે તે પોતાનાં અસ્ત્ર શસ્ત્ર લઇને એકલો વનમાં જતો અને સંધ્યા સમયે કેટલાંક પક્ષીનો શિકાર કરીને તેમને લઇને પોતાને ઘેર આવતો.

આ પ્રમાણે રાખાલના દિવસો જતા હતા. એક દિવસ રાખાલ એકલો નદીતીરે એક નિબિડ વનની સીમા પાસે બેઠો હતો. પોતાની તબીયત બરાબર ન હોવાથી શિકારી તે દિવસે તેની સાથે આવ્યો નહોતો. રાખાલ એકલો પોતાનાં શસ્ત્રાસ્ત્ર લઇને વન તરફ નીકળી પડ્યો હતો. આખો દિવસ તે અરણ્યમાં ભટક્યો તથાપિ તેને કાંઈ શિકાર મળ્યો નહિ. તે શિકારીના ઘરમાં તે દિવસે કાંઈ પણ ખાદ્ય હતું નહિ. જો પોતે શિકાર નહિ કરે તો આજ તેને ભૂખ્યા રહેવું પડશે એમ વિચારી રાખાલ અત્યંત દુ:ખી થતો હતો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો હતો કે ‘ કાંઈ નહિ તો એકાદ પક્ષીનો શિકાર તો મારે અવશ્ય કરવો જ જોઇએ.’ તે વનમાં પક્ષીનો શોધ કરવા લાગ્યો.

એકાએક રાખાલે કોઈ રમણીના રોદનનો ચીત્કારધ્વનિ સાંભળ્યો. તે નિબિડ અરણ્યની સીમા પાસે નિર્જન સ્થાનમાં રમણીનો ક્રંદનસ્વર સાંભળીને રાખાલને ઘણું જ વિસ્મય લાગ્યું.

તે નદીકિનારે બેસી રહી શક્યો નહિ. ધીરે ધીરે ઉભા થઇને જે દિશામાંથી રોદનસ્વર આવતો હતો તે દિશા તરફ તેણે ગમન કરવા માંડયું. કેટલેક દૂર જતાં એક પ્રૌઢાને ચીત્કાર કરીને રુદન કરતી કરતી વન તરફ દોડતી આવતી તેણે જોઈ. તે પ્રૌઢાની પાછળ કેટલાક લોકો હાથમાં લાકડી લઇને આવતાં હતાં.

કેટલીકવાર સૂધી ધ્યાનપૂર્વક તે બાઇનું નિરીક્ષણ કરીને જોવાથી તથા તે જે બોલતી હતી તે સાંભળવાથી રાખાલને તે બાઇના રોદનનું કારણ જણાઈ ગયું. રોતી રોતી તે પ્રૌઢા બોલતી હતી કે: “હાય, હાય! ભીખ માગીરે મારા બાપ, મારો છોકરો મારો વ્હાલો દીકરો ક્યાં ગયો? અરે, મારો વ્હાલો પુત્ર મને આણી આપો. હાય, હાય! મેં તો મારા છોકરાને મહા મેહેનતે સૂવાડ્યો હતો. શિયાળે તેને અત્યાર સૂધી જીવતો રહેવા દીધો હશે કે? મારા દેહના કકડા સમાન દીકરાને

શિયાળ ખાઈ તો નહિ ગયો હોય ને? હાય, હાય! આટ આટલા માણસો હોવા છતાં શિયાળ મારા છોકરાને લઈ જાય એ શું?"

આમ બોલતી બોલતી તે પ્રૌઢા વન તરફ દોડતી હતી. બીજા લોકો તેની પાછળ બૂમાબૂમ કરતાં આવતાં હતાં. રાખાલે તે સર્વને જોયાં. પ્રૌઢાના આક્રંદને જોઇને તેનું દયાળુ હૃદય દયાથી પીગળી ગયું. તેના છોકરાને જો બને તો બચાવવાનો તેણે નિશ્ચય કર્યો કિન્તુ શૃગાલ તેના છોકરાને લઇને કયાં જતો રહ્યો હતો તે જાણ્યા વિના તે તેનો બચાવ કરવાનો યત્ન કઈ રીતે કરી શકે?

આખરે પ્રૌઢા રોતી તથા બૂમો પાડતી પાડતી તેની પાસે આવી. તેણે રડતાં રડતાં એક જણને કહ્યું: "અરે, જુઓ! તે શૃગાલનાં પગલાં આ રહ્યાં! અહીં થઇને જ તે શિયાળ ગયેલો છે. આ પગલે પગલે જવાથી તમે તે દુષ્ટ, પાપી, ચંડાળ શૃગાલને પકડી પાડશો. અરે, તમે બધાં સાથે આ પગલાંને આધારે આધારે ચાલો. તે શિયાળના પકડાઈ જવાની પૂરેપૂરી સંભાવના છે ચાલો, ચાલો. તમે ઉતાવળા ચાલો; નહિ તો વાર થશે અને શિયાળ મારા વ્હાલા સંતાનને મારી ખાશે."

આમ બોલીને તે પ્રૌઢા ચીત્કાર કરીને રોદન કરવા લાગી. જે લોકો હાથમાં લાકડીઓ સાહીને તેના સહાયક તરીકે આવ્યા હતા તેમાંથી એક જણે આગળ આવીને કહ્યું: "હે બાઇ! આ રસ્તે થઇને શિયાળ ગયો છે એ વાત ખરી, પરન્તુ અહીથી વન શરૂ થાય છે. વિકટ વનમાં તે શિયાળનો શોધ કરવા જઈ મોતના મુખમાં પડતું કોણ મૂકે? શિયાળ પણ જેવો તેવો નથી. તે હડકાયલો છે. હડકાયલો શિયાળ કરડે તો પછી કઈ રીતે જીવી શકાય? બાઈ, પારકામાટે પોતાની જિંદગીને કોણ જોખમમાં નાખે?"

તેનું આ કથન સાંભળીને એક બીજા માણસે કહ્યું: "અરે, ભાઈ! તે શિયાળ હડકાયલો છે; એટલું જ નહિ, પણ તે સાક્ષાત્ યમ સમાન છે. તેની સામે કોણ જઈ શકે? એવો તે કયો ગોકળિયો ગાંડો હોય કે હાથે કરીને મોતને પોતાને ઘેર નિમંત્રણ આપે?"

આ બંને માણસોનું બોલવું સાંભળીને બીજાં માણસો પણ હતાશ થઇ ગયાં. તેમનામાંથી કોઇ પણ તે હડકાયલા શિયાળનું અનુસરણ કરવાને હિમત કરી શકયું નહિ. સર્વ જ્યાં ઉભા હતા ત્યાં ઉભા રહીને જ બૂમાબૂમ કરવા લાગ્યા. પ્રૌઢાએ તેમને સહસ્ર અનુરોધ કર્યા પરન્તુ એક પણ માણસ એક પગલું પણ આગળ ભરવાને સાહસ કરી શકયું નહિ.

આ વખતે રાખાલ ચુપચાપ ઉભો ઉભો તેમની કથાવાર્તા સાંભળી રહ્યો હતો. જે છોકરાઓ તેને 'બીકણુ' બાયલો કહીને ચીડાવતા હતા,

અરે, જેમણે તેને એક વખત માર પણ માર્યો હતો તેમાંના ઘણા ખરા તે પ્રૌઢાની સાથે આવ્યા હતા. તે બહાદુરના બચ્ચાઓમાંથી કોઈ પણ હડકાયલા શિયાળનું અન્વેષણ કરવા જવાની ચેષ્ટા કરી શકયો નહિ. તેથી ઉલટું જ્યારે તેમણે સાંભળ્યું કે શિયાળને હડકવા હાલેલો છે ત્યારે તો તેમનાં મુખ વિકૃત થઈ ગયાં અને તેઓ પાછાં પગલાં ભરવા લાગ્યા. કોઈ પણ માણસ તે પ્રૌઢાને સાહાય્ય કરવાની ચેષ્ટા કરી શકયું નહિ. મૂઢની માફક તે લોકો તેની આસપાસ ઉભા રહ્યા અને તેનો વિલાપ-ધ્વનિ સાંભળવા લાગ્યા.

તેમનું આ આચરણ શાખાલ લાંબો વખત સુધી જોઈ શકયો નહિ. શિકારીની સાથે વનમાં ભટકવાથી તે જંગલના તમામ ભાગથી પરિચિત થઈ ગયો હતો. કયા કયા વૃક્ષમાં કયા કયા પક્ષીનો માળો છે અને તે કયે સ્થળે ઈંડા મૂકે છે, જંગલના કયા ભાગમાં વનકુકુર વાસ કરે છે, કયા અરણ્યમાં શૃગાલ રહે છે અને કયે સ્થળે હરિણનાં ટોળાં વિચરણ કરે છે; એ સકળ વાર્તા તે ઘણી સારી રીતે જાણતો હતો. તેણે જ્યારે સાંભળ્યું કે હડકાયલો શિયાળ તે પ્રૌઢાના પુત્રને લઈ ગયો હતો ત્યારે જે વનભાગમાંથી તે શૃગાલનાં શાવક પકડી લેતો હતો તે ભાગ તરફ તેણે જવા માંડયું.

અહીં પ્રૌઢા ઉચ્ચસ્વરથી ચીત્કાર કરીને પોતાની પાસે ઉભેલા માણસોને સાહાય્યમાટે પ્રાર્થના કરી રહી હતી કિન્તુ તેની પ્રાર્થનાને કોઈ કાનપર ધરતું નહોતું. કેટલીક વારે તેમણે શાખાલને વન તરફ તીવ્રગતિથી જતો જેયો. જો કે તેમણે તેને ઓળખ્યો નહિ પરન્તુ કોઈ માણુસ તે પ્રૌઢાના સાહાય્યાર્થે વનમાં વિચરી રહ્યો હતો એ તેઓ સારી રીતે જાણી શકયા. આ વાત પ્રૌઢાને કહીને તેમણે તેને સાન્ત્વન આપવા માંડયું.

પ્રૌઢાએ પણ શાખાલને વન તરફ ઉતાવળો જતો જેયો પરન્તુ તે તે તરફ કેમ જતો હતો તેનું કારણ તે જાણી શકી નહિ તો પણ તે બહાદુર શિયાળના હાથમાંથી તેના છોકરાનું રક્ષણ કરવા જાય છે માટે તેની મદદમાં કેટલાક માણસોએ જવું જોઇએ એમ તે ત્યાં એકત્રિત થયેલા લોકોને કહેવા લાગી; પણ તેનું કહેવું તે લોકોએ આ કાને સાંભળી પેલા કાને કાઢી નાખ્યું. તે છોકરાને બચાવવા જવાને બદલે કેટલાક લોકો તો એમ બોલવા લાગ્યા કે: “ મારા ભાઈ, અત્યાર સુધી તે તે શિયાળે છોકરાને જીવતો રહેવા દીધો હશે? હડકાયલો શિયાળ તે પુષ્પ સમાન કોમળ છોકરાંને મોંમાં ઘાલીને લઈ ગયો છે એટલે તે છોકરો જીવતો રહ્યો હશે એમ ધારવું તે આકાશમાં દુર્ગ બાંધવા બરાબર છે.” પોતાની પ્રાર્થનાને કોઈ કાન પર ધરતું નથી એ જેઇને આક્રંદ કરતી કરતી તે પ્રૌઢા

શિયાળનાં પગલાંના આધારે આધારે વનના આંતરિક ભાગમાં જવા લાગી.

અહીં રાખાલે પણ વનમાં પ્રવેશ કર્યો. નદીકિનારાથી આશરે અડધો ગાઉ દૂર એક ઘોર નિબિડ વનમાં એક ઝાડી હતી અને તે ઝાડીમાં માટીની એક ગુફામાં એક શિયાળનો વાસ હતો, એ વાત રાખાલ જાણતો હતો; તેથી તે ઝાડી તરફ તેણે જવા માંડયું.

કેટલેક દૂર જતાં એક શૃગાલ તેની દૃષ્ટિએ પડયું, પરન્તુ તેને જોતાં જ શૃગાલે ત્યાંથી પલાયન કર્યું. રાખાલે હજી આગળ જવા માંડયું. કેટલેક દૂર જતાં સહસા શૃગાલ શિશુના કિચ્ કિચ્ શબ્દો તેના કાને પડ્યા; તેથી તે સ્થળે ઉભો રહીને તે ચારે તરફ જોવા લાગ્યો. થોડીવારે એક પ્રકાંડ ગુફાના મુખ આગળ એક વસ્ત્રાવૃત્ત પદાર્થ પડેલો તેને નયનગોચર થયો એટલે ઘણી સાવધાનીથી તે તે તરફ જવા લાગ્યો.

કેટલેક સુધી આ પ્રમાણે ગયા પછી રાખાલે એક મોટી શૃગાલીને જોઈ. ગુફાના મુખ આગળ એક સ્થળે બેસીને તે પોતાનાં બચ્ચાંને ધવડાવતી હતી, અને સ્તનપાન કરતાં કરતાં બચ્ચાં આનંદમાં કિચ્ કિચ્ શબ્દ કરી રહ્યાં હતાં.

ગુફાના મોં આગળ લૂગડે વીંટાળેલો પદાર્થ શો હતો તે રાખાલ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. જો કે તે વખતે દિવસનો તૃતીય પહોર જ હતો તો પણ સૂર્યનું બરાબર તેજ ત્યાં નહોતું. તે ઝાડીનાં વૃક્ષ એટલાં બધાં ઉંચાં અને ગીચ હતાં કે ખરા બપોરે પણ સૂર્યનું તેજ ઘણી મુશ્કેલીથી ત્યાં પ્રવેશ કરવા પામતું હતું.

સૂર્યના આછા અજવાળામાં રાખાલે જોયું કે તે વસ્ત્રાચ્છાદિત પદાર્થ વચ્ચે વચ્ચે હાલતો હતો. આ ઉપરથી તેના મનમાં આશાનો સંચાર થયો. તે પ્રૌઢાનો છોકરો હજી જીવતો છે એમ ધારીને તેણે ગુફા તરફ જવા માંડયું. જેમ જેમ તે તે વસ્ત્રની પાસે જતો ગયો તેમ તેમ તેના મનમાં જે થોડો ઘણો સંદેહ રહ્યો હતો તે પણ દૂર થવા લાગ્યો.

છેક પાસે જતાં રાખાલને જણાયું કે તે વિશાળ કાયાવાળી શિયાળણી પોતાનાં બચ્ચાંને અન્યમનસ્ક ભાવથી સ્તનપાન કરાવી રહી હતી. વસ્ત્રાવૃત્ત પદાર્થ તરફ તેની દૃષ્ટિ મુદ્દલ નહોતી. આવો અવસર જોઇને ધીમે ધીમે તે તે પદાર્થ પાસે ગયો અને તેને તેણે ઉચકી લીધો. તેણે જોયું તો તે લુગડામાં એક છોકરો–જીવતો છોકરો–હતો. શિયાળણી તે છોકરાના દેહની આસપાસ જે લૂગડું વીંટાળેલું હતું તેને મોંમાં ઘાલીને તેને લઈ ગઈ હતી તેથી છોકરાના દેહમાં કોઈ પણ સ્થળે કાંઈ પણ ઇજા થઈ નહોતી.

શાખાલે તે છોકરાને લૂગડા સાથે લઈ લીધો અને પછી પોતે ઉતાવળે પગલે ત્યાંથી નદી તરફ જવા લાગ્યો. તે ઘણે દૂર નહિ ગયો હોય એટલામાં એક દીર્ઘકાયા શિયાળણી ગર્જના કરતી કરતી તેની તરફ દોડતી દોડતી આવી અને તેના પર એવી રીતે આક્રમણ કર્યું કે નાસી છૂટવાનો કાંઈ લાગ શાખાલને રહ્યો નહિ. આથી ડાબા હાથમાં છોકરાને સાહીને જમણા હાથે લાકડી વડે તેણે શિયાળણીને મારવા માંડી. તે શિયાળણી ખરેખર હડકાયલી જ હતી. તેના મસ્તકમાં એક પ્રકાંડ ઘા હતો. જેમ જેમ શાખાલ તેને દંડપ્રહાર કરવાની ચેષ્ટા કરવા લાગ્યો તેમ તેમ તે તેને કરડવાના ઉપાય શોધવા લાગી. જ્યાં સુધી શાખાલે તેના પર લાકડી ઉગામેલી હતી ત્યાં સુધી શિયાળણી આડી અવળી ફરવા લાગી; પરન્તુ જ્યારે શાખાલે તેની પીઠ પર લાકડીનો આઘાત કર્યો ત્યારે શાખાલની પાસે કૂદકો મારીને તે ગઈ અને તેને બચકાં ભરવા લાગી.

આ પ્રમાણે કેટલોક વખત સુધી ચાલ્યું. શિયાળણીનાં બચકાં ભરવાથી ઘાયલ થઈ ગયેલા શાખાલને ચક્કર આવવા માંડ્યાં; તો પણ તેણે તે છોકરાને પોતાના ડાબા હાથથી છાતી સરસો એવી રીતે ચાંપીને રાખ્યો હતો કે તેને કોઈ પણ પ્રકારે ઇજા થાય નહિ.

• ઉપર કહ્યા પ્રમાણે તે હડકાયલી શિયાળણી સાથે કેટલોક વખત સુધી યુદ્ધ કરતાં શાખાલ હતાશ થઈ ગયો. તે છોકરાને પોતે નિરાપદ તેની માતા પાસે સહીસલામત લઈ જઈ શકશે કે કેમ, એ વિશે તેના મનમાં શંકા ઉત્પન્ન થવા લાગી.

એક મોટા વૃક્ષના થડ પાસે ઉભો રહીને શાખાલ પોતાનું રક્ષણ કરવા લાગ્યો. આમ છતાં શૃગાલીએ તેને બચકાં ભરવાનું તથા કરડવાનું છોડી દીધું નહોતું. હવે પોતાને શૃગાલી જીવતો નહિ છોડે એ વિશે શાખાલના મનની ખાતરી થઈ ગઈ.

આ પ્રમાણે શાખાલ નિરાશ થઈ ગયો હતો એવામાં એકાએક શિકારીનો ચીત્કારધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. પરિચિત કંઠસ્વર સાંભળીને તેના નિર્જીવ જેવા થઈ ગયેલા દેહમાં આશાનો સંચાર થયો. જે દિશાએથી તે શબ્દ આવતો હતો તે દિશા તરફ તેણે પોતાની દૃષ્ટિ ફેંકી તો તેને જણાયું કે તેને સાહાય્ય કરવાને તેનો શિકારી મામો આવી રહ્યો હતો.

વિના વિલંબે શિકારી તેની પાસે ગયો અને જો કે બે ત્રણ દિવસ તાવ આવવાથી તે દુર્બળ થઈ ગયો હતો, તો પણ હડકાયલી શિયાળણી પર તેણે લાકડીનો એવો સખ્ત ફટકો લગાવી દીધો કે જેથી તે ભોંય-ભેગી થઈ જઈને પંચત્વને પામી ગઈ.

પછી રાખાલને તે છોકરાને બરાબર સંભાળીને ઝાલવાની સૂચના આપી શિકારીએ તેને પોતાના ખભાપર ઉંચકી લીધો અને દ્રુતપદે તેને નદીકિનારે લઈ જઇને ઉતાર્યો. રાખાલના હાથમાંથી છોકરાને લઇને શિકારીએ તે પ્રૌઢાને આપ્યો અને પછી રાખાલને પોતાના ખભાપર લઇને ઉતાવળે પગલે તેના દાદાના ઘર તરફ ગમન કર્યું.

શરીરમાંથી ઘણું લોહી વહી જવાથી તથા હડકાયલી શિવાળણીના વિષનો પ્રવેશ તેના શરીરમાં થવાથી રાખાલ નિર્જીવ અને હતચેતન થઈ ગયો હતો. શિકારી અને વૃદ્ધ બન્નેએ મળીને ઘણા કષ્ટે તેને શુદ્ધિમાં આણ્યો. શિકારીએ પોતાની પાસેની દવા બહાર કાઢીને તે રાખાલનાં શરીરમાં પડેલા ઘાપર ચોપડી. ત્રણ ચાર દિવસ સુધી રાખાલ હાલ્યા ચાલ્યા વિના શય્યામાં પડ્યો રહ્યો. આ વખતમાં વચ્ચે વચ્ચે તે કાંઈક બકબકાટ કરતો. તેની આવી સ્થિતિ જોઇને તેના દાદાને ઘણો જ ભય લાગ્યો. તે એમ જાણતો હતો કે જેને હડકાયલું જાનવર કરડે છે તેને હડકવા હાલે છે અને તે મૃત્યુ પામે છે. શિકારીએ તેને આશ્વાસન આપ્યું અને રાત દિવસ રાખાલ પાસે બેસીને તે તેની સેવા શુશ્રૂષા કરવા લાગ્યો. આશરે એક માસ પછી રાખાલ સાજો થયો.

પોતાનું બાળક જીવતું જાગતું મળવાથી પ્રૌઢાને આનંદ થયો હતો. રાખાલને જોવાને તે દરરોજ આવતી અને વચ્ચે વચ્ચે તેની સેવા ચાકરી કરતી. જ્યારે રાખાલ બરાબર સાજો થઈ ગયો ત્યારે તે પ્રૌઢાએ તેને ઇનામ આપવા માંડયું, પણ રાખાલે તે લેવાની ચોખ્ખી ના પાડીને કહ્યું: "જે માણસ પોતાનું કર્તવ્ય કાર્ય કરીને પુરસ્કારની આશા રાખે છે તે માણસ માનવાકારમાં પશુવિશેષ છે. પુરસ્કારની આશાથી મેં તમારા છોકરાને બચાવ્યો નથી." રાખાલનાં આ વચન સાંભળીને શિકારી તથા વૃદ્ધને પરમ સંતોષ થયો. સર્વ જણાં તેનાં વખાણ કરવા લાગ્યાં. અલ્પ સમયમાં આખા ગામમાં ખબર પડી ગઈ કે શહેરના બીકણ છોકરાએ પ્રાૈઢાના છોકરાને જીવના જોખમે બચાવ્યો હતો.

ગ્રામ્ય લોકોને જણાયું કે રાખાલ ખરેખર ભીરુ નહોતો. જે સમયે સાહસ કરવાની આવશ્યકતા હોય ત્યારે તે સાહસ કરતાં પાછી પાની કરે તેમ નહોતું. બીજાને માટે પોતાની જિંદગીને જોખમમાં નાખે એવો ઉદાર ગુણ તે ધરાવતો હતો તેથી તે સામાન્ય છોકરો નહોતો. તેના ઉંચા ગુણની કદર તેઓ કરવા લાગ્યાં. તેઓ તેની મુકતકંઠે પ્રશંસા કરવા લાગ્યાં. સાહસની વાત નીકળતી ત્યારે તેઓ રાખાલનો દાખલો આપતાં. અને તેના સદ્‌ગુણથી મુગ્ધ થઇને તેની સાથે સારી રીતે વર્ત્તતાં હતાં.

રાખાલ હજી પણ ગ્રામ્યજનોમાં એટલો બધો મળી ગયો નહોતો; તો પણ જ્યારે જ્યારે પ્રસંગ મળતો, ત્યારે તે તેમનું ભલું કરવાને પોતાથી બને તેટલું કરતો હતો.

—⊰⊰⊰⊰⊱⊱⊱⊱—

# ભૂતોની માયા

એક ગામની ભાગોળ પાસે એક વિસ્તીર્ણ મેદાન હતું. ગામનાં સઘળાં છોકરાં તે મેદાનમાં રમવા જતાં. તે મેદાનની પાસે એક નિબિડ વન હતું અને વનના છેડે એક નદી હતી. તે વનમાં એક સરદાર રહેતો હતો. તે સરદારને કોઈ સગું વ્હાલું નહોતું. તે નિર્જન વનમાં એક નાનકડી કુટી બાંધીને તેમાં તે સરદાર એકલો પોતાના દિવસો ગાળતો હતો. મેદાનના છેડાથી વનના કેટલાક ભાગ સુધીમાં તેણે વાડ કરી હતી અને તેને તે પોતાનું ઉદ્યાન છે એમ તે લોકોને કહેતો હતો.

સરદારના ઉદ્યાનમાં ફળ કે ફૂલનાં કાંઈ ઝાડ નહોતાં. મનુષ્યના ઉપયોગમાં આવે એવાં જો કાંઈ વૃક્ષ તેમાં હોય તો તે આંબલી અને ખજૂરનાં વૃક્ષ જ હતાં. તે વિનાના કોઈ ઝાડનાં ફળ કે ફૂલ મનુષ્યના ખપમાં લાગી શકે તેમ નહોતું. બાકીનાં બધાં ઝાડ જંગલી હતાં. આમ હોવા છતાં પણ તેને સરદાર પોતાનું ઉદ્યાન કહેતો અને સવાર સાંઝ તે તેની દેખરેખ રાખવાની ચેષ્ટા કરતો. કિન્તુ તે એકલો હતો અને તેની સાથે અન્ય કોઈ રહેતું નહોતું એટલે તે પોતાના આખા ઉદ્યાનને બરાબર જાળવી શકતો નહિ.

પાસેના ગામનાં આબાલવૃદ્ધવનિતા સરદારની ઘૃણા કરતાં હતાં. ગામનાં લગભગ સઘળાં માણસો સાથે તે આલાપ કરતો હતો. ગ્રામ્યજનોને તે એવી એવી અદ્ભુત વાતો કહેતો, પોતાના વીરત્વની એવી વધારી વધારીને વાતો કહેતો કે તે કોઈ માને નહિ. આમ છતાં પણ તેની વાત અતિશયોક્તિ ભરેલી છે એમ કહેવાની કોઈ હિંમત કરી શકતું નહિ. તેની વાતમાં જો કોઈ શંકા પ્રદર્શિત કરતું તો સરદારનો મિજાજ હાથથી જતો અને તેને તે નહિ કહેવા લાયક વચન સંભળાવતો તથા ગાળો દેતો હતો. આ કારણથી ગામનાં લોકો તે સરદારને અંદર પેટેથી ચહાતાં નહોતાં.

યુવાવસ્થામાં સરદારે નાવિકનું કામ કરેલું હતું. તેનું એક વહાણ હતું તેમાં મુસાફરોને બેસાડીને તે સફર કરતો. જળરસ્તે તેણે અનેક સ્થાને ગમન કર્યું હતું તેથી ખરેખર તેણે સાહસનાં ઘણાં કામ કર્યાં

હતાં. જ્યારે આ કામો વિશે તે બોલવા બેસતો ત્યારે એટલું બધું મીઠું મરચું ભભરાવીને બોલતો કે લોકોના માનવામાં તે મુદ્દલ આવે નહિ.

ગામની બાયડીઓ પણ તે સરદાર તરફ સારી દૃષ્ટિથી જોતી નહોતી. તે તેની ઘણી ઘૃણા કરતી અને પ્રસંગ મળતો ત્યારે તેનું કાંઈ અને કાંઈ પણ અનિષ્ટ જ કરતી હતી. તે સરદાર દેખાવમાં પણ કુત્સિત હતો. તે ઘણો ઠીંગણો અને શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તેના દેહનો રંગ હબ્શી ભાઇને શરમાવે તેવો ઘોર કૃષ્ણ, તેના દાંત ઘણા મોટા અને વિકટ આકારના, અને તેની આંખો ઘણી નાની અને ઉંડી પેસી ગયેલી હતી. દેખાવમાં આવો કુત્સિત હોવાથી તેનું લગ્ન થયું નહોતુ અને તેથી તે રમણી માત્રના શત્રુ સમાન હતો.

ગામનાં છોકરાં સરદારનું નામ સાંભળતાં જ ભય પામતાં હતાં. તેઓ મેદાનમાં રમતાં હોય ત્યારે જો તેમની કોઈ ચીજ સરદારના ઉદ્યાનમાં જઇને પડે તો ઉદ્યાનમાં જઇને તે વસ્તુ લઈ આવવાની કોઈ હિંમત કરતું નહિ. જો કોઈ છોકરું આવું સાહસ કરે અને તે તે સરદારના જોવામાં આવે તો સરદાર તેને પકડી લેતો અને જ્યાં સુધી તેનાં માબાપ તેને લેવાને આવતાં નહિ ત્યાં સુધી તે તેને છોડતો નહિ.

આ સકળ કારણથી ગામનાં તમામ માણસો તે સરદાર તરફ ઘૃણા બતાવતાં અને મનમાં તેના માટે ભય પામતાં. પહેલાં કહેવામાં આવ્યું છે કે સરદારે જવાનીમાં નાવિક તરીકે કામ કરેલું હતું. તે પોતાનું વહાણ લઇને સમુદ્રયાત્રા કરવાને નીકળી પડતો. એક સમયે ઓચિંતું દરિયામાં તોફાન થયું અને ઘણાં વહાણો આરોહીઓ સાથે જળમગ્ન થઈ ગયાં. સરદાર નાનપણથી જ સમુદ્રયાત્રા કરતો હતો. તેથી તેનું સાહસ ઘણું વધી ગયું હતું. તેની સાથે તરવામાં હોડ બકે એવો કોઈ તારો તે ગામમાં અસ્તિત્વ ધરાવતો નહોતો. તે એક દિવસ અને એક રાત્રિ અનાહાર જળમાં રહીને તરી શકતો હતો. જ્યારે એકવાર તેનું વહાણ તોફાનમાં સપડાયું હતું ત્યારે તેણે ઘણા ઉતારૂઓને બચાવ્યા હતા અને અડધા ડૂબેલા વહાણમાં જઇને તે તેમાંથી એક પત્થરની રમણીની મૂર્તિ લઈ પોતાની હોડીમાં આવ્યો હતો. તે પત્થરની મૂર્તિને તેણે પોતાના ઉદ્યાનના મધ્યભાગમાં સ્થાપિત કરી હતી. તે પત્થરની મૂર્તિને સરદાર દરરોજ જોઈ આવતો અને કાળક્રમે તેનો નાશ ન થઈ જાય તે માટેની તે વિશેષ ચિન્તા રાખતો હતો.

સરદાર પોતે પોતાના હાથે જ રાંધતો હતો. દિવસમાં એક વખત તે રસોઈ કરતો હતો અને બે વખત આહાર કરતો હતો.

તેને કોઈ પણ પ્રકારની આવક નહોતી તો પણ તે સુખપૂર્વક પોતાનું ગુજરાન ચલાવી શકતો હતો. તે કયાંથી અને કેવી રીતે અર્થ લાવતો હતો તે કોઈ સમજી શકતું નહોતું. સર્વ એમ કહેતાં કે તેણે સારો ધનસંચય કરેલો હતો. દરરોજ દ્વિપ્રહરે આહારાદિ સમાપ્ત કરીને કુટીરનું દ્વાર બંધ કરી તે પત્થરની મૂર્તિ આગળ જઇને ઉભો રહેતો. પછી મનમાં કાંઈ બકતો બકતો તે ઉદ્યાનમાં ફરતો અને પછી મેદાનમાં થઇને ગામમાં જતો. તે ગામમાં બજાર હતું અને તેમાં ઘણી દુકાનો હતી. આજુબાજૂનાં ઘણાં ગામોનાં લોકો આ ગામમાં જ બજાર કરવા આવતાં હતાં. સરદાર એકાદ દુકાને બેસી જતો અને વાતોના તડાકા મારતો અને સંધ્યા સમયે પોતાના કુટીરે જતો.

સરદાર આ પ્રમાણે પોતાના દિવસો ગાળતો હતો. વર્ષાઋતુમાં એક દિવસ સરદાર એક દુકાનમાં બેસીને દુકાનદાર સાથે એક અદ્દભુત વાર્તા કરી રહ્યો હતો. વાતવાતમાં બંને વચ્ચે વાદવિવાદ ઉપસ્થિત થયો ને દુકાનદાર સરદારનો સ્વભાવ બરાબર જાણતો નહોતો તેથી જે જે વાત સાંભળતો હતો તે બનવા યોગ્ય હતી કે નહિ તે વિશે તે વિચાર કરવા લાગ્યો. પોતાની વાર્તા વિશે દુકાનદાર શંકા દર્શાવે છે એં જાણીને સરદારના ક્રોધનો કાંઈ પાર રહ્યો નહિ. તેનું મુખ કેસૂડાં સમાન લાલચોળ થઈ ગયું. તેનાં શરીરપરનાં રૂવાંટે રૂવાંટાં ઉભાં થઈ ગયાં અને ક્રોધથી તેનું શરીર વાયુથી કંપતા વૃક્ષપત્રની માફક કંપવા લાગ્યું. ક્રોધના આવેશમાં તે દુકાનદારને ન કહેવાય એવા શબ્દો કહેવા લાગ્યો. દુકાનદાર પણ તેના જેવો આગનો ભભૂકો હતો તેથી બાંયો ચડાવી તે તેની સાથે લડવાને તૈયાર થઈ ગયો. બંને જણા ભર્યા બજારમાં લડવા લાગ્યા. લોકો દોડી આવ્યા અને તેમણે બંનેને જૂદા પાડ્યા. તે દુકાનદાર ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવતો સરદાર પોતાના કુટીર તરફ જવા લાગ્યો.

તે સમયે મૂશળધાર વર્ષાદ વર્ષતો હતો. સરદારના હાથમાં છત્રી નહોતી; પણ તે વાત દુકાનદાર ઉપરના ગુસ્સામાં તે ભૂલી ગયો હતો. આવેશમાં ને આવેશમાં તે પોતાના કુટીર તરફ જવા લાગ્યો હતો. વૃષ્ટિના જળથી તેનું સર્વ શરીર ભીંજાઈ જવા લાગ્યું; કિન્તુ તે તરફ તેનું ધ્યાન નહોતું. પોતાના મનમાં દુકાનદારને ગાળો દેતો મેદાન પસાર કરી તે વનવિભાગમાં દાખલ થયો.

જ્યાં સૂધી સરદાર ગામમાં હતો ત્યાંસૂધી વર્ષાદનું જોર તેને જણાયું નહોતું; પણ મેદાનમાં જતાં તેને જણાયું કે વર્ષાદની સાથે સાથે સખ્ત

વાવાઝોડું પણ હતું. ગામમાંથી તે ધીમે ધીમે આવતો હતો; પણ વનમાં પ્રવેશ કર્યા પછી તે ઉતાવળે પગલે ચાલવા લાગ્યો.

કુટીર આગળ જઇને સરદારે જોયું તો દ્વાર ઉઘાડું ફાંક પડેલું હતું અને તે વાવાઝોડામાં આમ તેમ અથડાતું હતું. કુટીરમાંથી બહાર જતી વખતે દરરોજ તે બારણું બંધ કરી જતો હતો. બારણે તાળું વાસ્યા વિના કોઈ દિવસ તે ઉદ્યાન બહાર જતો નહોતો, તેથી આજ બારણાં ઉઘાડાં જોઇને તેના ક્રોધમાં વૃદ્ધિ થઈ. ક્રોધથી તેનું મસ્તિષ્ક વિઘૂર્ણિત થવા લાગ્યું. ચીત્કાર કરીને તે પોતાના મન સાથે બોલ્યો કેઃ- " આજ આ બારણાં કોણે ઉઘાડી નાખ્યાં છે ?"

આમ બોલીને તે ચારે તરફ દૃષ્ટિનિક્ષેપ કરવા લાગ્યો, કિન્તુ એટલામાં કોઇને પણ તેણે જોયું નહિ. પુનઃ ઉચ્ચ સ્વરથી ગર્જના કરીને તે બોલવા લાગ્યો કેઃ "આ બારણાં કોણે ઉઘાડી નાખ્યાં છે ?" અતિશય ક્ષીણ કંઠથી કોઇએ ઉત્તર આપ્યું કેઃ " સરદાર, મેં !"

કોઈ સ્ત્રીના જેવો કંઠસ્વર સાંભળીને સરદાર ચમકી ઉઠ્યો. તે પુનઃ ચારે તરફ દૃષ્ટિનિક્ષેપ કરવા લાગ્યો. તે વખતે સંધ્યા થઈ ગઈ હતી, અને આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું હતું; તેથી આખું વન ઘોર અંધકારથી આચ્છાદિત થઈ ગયું હતું; સરદાર કોઇને પણ જોઈ શકયો નહિ. સન્ સન્ અવાજ કરતો વાયુ પૂરા જોરમાં વાતો હતો અને તેથી કુટીરનાં દ્વાર ફડાફડ અફળાતાં હતાં.

તે અબળાનો ક્ષીણ કંઠરવ સાંભળીને સરદારના મનમાં કિંચિન્માત્ર પણ ભયનો સંચાર થયો નહોતો. ઘણાં વર્ષથી તે વનમાં એકલો રહેતો હતો. અત્યાર સુધીમાં કોઈ વખત તેને ભય જેવું દેખાયું નહોતું કિન્તુ આજ તે નિર્જન વનમાં રમણીનો કંઠસ્વર સાંભળીને તેના મનમાં એક પ્રકારનો સંદેહ થયો. તેણે ફરીથી ઉચ્ચ સ્વરથી બૂમ મારીને પૂછ્યું " અરે, અહીં કોણ છે?" સરદારના આ પ્રશ્નનું કાંઈ ઉત્તર મળ્યું નહિ. થોડીકવાર સુધી સરદારે અપેક્ષા કરી કિન્તુ તેના સવાલનો કાંઈ પણ જવાબ ન મળવાથી તેણે પોતાના મનમાં કહ્યું કેઃ " આજે શું મને કાંઈ ભ્રમ થઈ ગયો છે?" થોડી વાર રહીને તે ફરીથી બોલ્યોઃ અરે પ્રભુ ! આજ આ શો ચમત્કાર છે ? આટલામાં કોઈ માણસ ખાતું નથી અને આ કમાડ કોણે ઉઘાડ્યાં હશે ?"

રમણીના કંઠસ્વરથી કોઇએ કહ્યુંઃ " સરદાર ! અહીં કોઈ નથી એમ ધારવામાં તારી ભયંકર ભૂલ થાય છે. અત્યાર સુધી તારા પ્રશ્નોનાં ઉત્તર હુંજ આપી રહી છું."

આ ઉત્તર સાંભળીને સરદાર સ્થિર રહી શકયો નહિ; તેના મનમાં કાંઇક ભયનો સંચાર થયો અને તેથી તેણે પૂછ્યું; "એ કોણ બોલે છે ? જે હોય તે એકદમ મારી રૂબરૂ આવી જાઓ."

તેના સવાલનો કાંઈ જવાબ ન મળવાથી સરદારના ભયમાં વૃદ્ધિ થઈ. ચુપચાપ જે બાજૂથી પહેલાં ઉત્તર આવતાં હતાં તે બાજૂ જોતો તે ઉભો રહ્યો. કેટલોક વખત પછી હીસ્ હીસ્ એવો ધ્વાન કર્ણગોચર થયો. જે દિશાએથી તે અવાજ આવતો હતો તે દિશા તરફ સરદારે જોયું. એકદમ ત્યાં વીજળીનો ચમકારો થયો ! અને અજવાળામાં સરદારે પત્થરની મૂર્તિ જોઈ. પુનઃ વિજળીનો ચમકારો થયો. જે સ્થળે પત્થરની મૂર્તિ સ્થાપિત કરવામાં આવી હતી તે સ્થળે તે નહોતી કિન્તુ ધીમે ધીમે તે તેના તરફ આવી રહી હતી. સરદાર એકી ટસે તે દિશા તરફ જોઈ રહ્યો.

પુનઃ વિદ્યુદ્ ચમકાર થયો અને સરદારે જોયું કે તે પત્થરની મૂર્તિના માથાનો દરેક વાળ જીવતા સર્પમાં પરિણત થઈ ગયો હતો, અને તે સર્પના મુખમાંથી હીસ્ હીસ્ એવો સ્વર નીકળી રહ્યો હતો.

આ દશ્ય જોઇને સરદાર થરથર ધ્રૂજવા લાગ્યો. અત્યાર સુધીમાં ભય તે શી ચીજ હશે તે તે જાણતો નહોતો. ઉલટું લોકો તેને જોઇને ભય પામતાં હતાં પણ તે પોતે કોઇથી બીતો નહોતો. આજ કાલ ઘણાં વર્ષ થયાં તે તે વનમાં એકલો રહેતો હતો ને તે પત્થરની મૂર્તિ પણ ત્યાં ઘણાં વર્ષથી સ્થાપિત કરવામાં આવી હતી પરન્તુ કોઈ વખત આવો બનાવ બન્યો નહોતો.

ભયથી કંપતાં કંપતાં સરદારે કુટીરમાં પ્રવેશ કર્યો, પરન્તુ સાહસ કરી તેનાથી બારણું બંધ કરી શકાયાં નહિ. જ્યારે તે પોતાના શયનાગારમાં ગયો ત્યારે તેના હાથમાં એક મોટી લાકડી આવી. તે હાથમાં લઇને તે દ્વાર તરફ દૃષ્ટિ રાખીને ઉભો રહ્યો. તેણે જોયું કે તે રમણીની મૂર્તિ બારણાં આગળ આવીને ઉભી રહી હતી; તેની બન્ને આંખોમાંથી જ્વલંત અગ્નિકણ નીકળીને ચારે બાજૂએ ફેલાતા હતા. અને તેના માથાપરના વાળ કે જે સર્પના સ્વરૂપમાં ફરી ગયા હતા તે હીસ્ હીસ્ અવાજ કરતા તેની તરફ આવી રહ્યા હતા.

બે સર્પ તો તે સરદારના એટલી બધી પાસે આવી પહોંચ્યા હતા કે તેમના મુખમાંથી નીકળતા નિઃશ્વાસનો તેને અનુભવ થતો હતો. તે સર્પના ઝેરી નિશ્વાસથી સરદાર હતજ્ઞાન થઈ ગયો. તેનું સર્વ શરીર અવશ અને સંજ્ઞાશૂન્ય થઈ ગયું. તેણે પાછા હટી જવાની ચેષ્ટા કરી પણ તેનાથી એક પગલું પણ પાછા હટી શકાયું નહિ.

સહસા તે મૂર્તિનું મુખ હાલવા લાગ્યું. થોડી વાર પછી સરદારે તેને બોલતી સાંભળી. તે મૂર્તિ કહેવા લાગી કે;–

"અરે ઓ ઘૃણિત માનવી! તારા મનમાં જે કાંઈ આવે છે તે સત્ય હો કિંવા અસત્ય હો તેને શું તું લોકો આગળ સત્ય તરીકે કહે છે? અને જો તારી અસત્ય વાર્તા સાંભળીને કોઈ માણસ સત્ય અભિપ્રાય તારા આગળ કહે છે તો તું કોપાન્વિત થઈ તેનાપર ગાળોનો વર્ષાદ નથી વર્ષાવતો? મને વનની અંદર સ્થાપિત કરીને તું મને કેટલું બધું કષ્ટ આપી રહ્યો છે એનો શું તને કાંઈ વિચાર છે? આખો દિવસ અને રાત્રિ ખુલ્લા મેદાનમાં રહેવાથી શિયાળામાં કડકડતી ટાઢ, ઉનાળામાં માથું ચકરાવી નાખે તેવો તાપ અને ચોમાસામાં વર્ષાદના ધોધનો માર મારે સહન કરવાં પડે છે! વનના પક્ષીઓ મારા માથાપર બેસીને વિષ્ટાત્યાગ કરે છે. આ બધા દેખાવ તું છતી આંખે શું જોઈ શકે છે? આ ઉપરાન્ત ગામના લોકોમાં મારા વિશે તું કેવી કેવી ખોટી વાતો કહે છે તે તો તારાથી કાંઈ અજાણ્યું નથી જ. તારો મિથ્યા ગર્વ અને અહંકાર હવે મારાથી સહન થતો નથી. આજ મારા શિરપરના તમામ સર્પ તારા ઉપર ઘણા જ ગુસ્સે થયા છે; આજે તેઓ વૈરનો પ્રતિશોધ કરશે."

આમ બોલીને તે પત્થરની મૂર્તિ ચુપ થઈ ગઈ. હવે તેના માથા પરના સર્પ ધીમે ધીમે મોટા થવા લાગ્યા. આખરે તે સર્વ સર્પ ભેગા મળીને તે સરદારના શરીરની આસપાસ ફરી વળ્યા, તેથી તે સરદારમાં હાલવા ચાલવાની કાંઈ પણ શકિત રહી નહી. પહેલાં તે નિશ્ચેષ્ટ તો થઈ ગયો હતો. હવે એટલે તેના શરીરની આજૂબાજૂ સર્પ-વીંટળાઈ વળવાથી તે મૃતસમાન થઈ ગયો. છતાં પણ તેની સંપૂર્ણ સંજ્ઞાનો હજી લોપ થઈ ગયો નહોતો.

આ પ્રમાણે સર્પોથી તે સરદાર બંદી બની ગયો, ત્યારે તે રમણી મૂર્તિ બોલી ઉઠી: "ચાલો, હવે વિલંબ કરવાની કાંઈ જરૂર નથી." આવો આદેશ મળતાં જ સરદારને લઇને સર્પ ત્યાંથી જવા લાગ્યા. થોડી વાર પછી તે મૂર્તિ નદી કિનારે જઇને ઉભી રહી. ત્યાં પહોંચ્યા પછી એક વાર તેણે ચારે તરફ દૃષ્ટિપાત કર્યો. ત્યાર પછી ચીત્કાર કરીને એક પ્રકારનો તેણે અદ્ભુત સંકેત કર્યો. તે શબ્દ સરદારના સાંભળવામાં આવ્યો. આંખના પલકારામાં ત્યાં ચાર વિકટ આકૃતિવાળાં ભૂત ઉત્પન્ન થયાં. તેમાં બે ભૂત હતાં અને બે તેમની પત્નીઓ હતી. તેમના મુખ અને અંગભંગ જોઇને સરદારે ધારી લીધું કે હવે તેની ઘડીઓ જ ગણાતી હતી.

ચાર ભૂતમાંથી એકે કહ્યું: "કેમ, કોઈ સ્થળે એ ઘાયલ થયેલો છે કે? સરદાર તરફ જોઇને બીજાએ કહ્યું: "નહિ, નહિ, એને કોઈ સ્થળે કાંઈ વાગેલું નથી. જો એને કોઈ માથાનો મળ્યો હોત તો તો એનામાં આટલો બધો અહંકાર જ રહ્યો ન હોત."

બે ભૂતની આ વાર્તા સાંભળીને એક ભૂતપત્ની બોલી ઉઠી: "તમારી મરજીમાં આવે તેમ બોલો પણ આટલી અવસ્થામાં આ માણુસને પૂરો કરવો તે જ સારું છે. એનામાં લજ્જાનો તો અંશ માત્ર પણ નથી."

બીજી ભૂતપત્નીએ કહ્યું: "હવે ઝાઝી વાર નથી. જુઓને થોડીજ વારમાં એની કેવી દશા થાય છે તે જણાશે." ભૂતપત્નીની આ વાત સાંભળીને એક ભૂતે કહ્યું: "આ માણસનો શો દોષ છે?" ઉપહાસ કરીને બીજા ભૂતે કહ્યું: "અરે, એનામાં દોષ શો હોય? એ તો ભાઈ સાહેબ નિર્દોષતા તથા નિષ્પાપતાનું પૂતળુંજ છે ને? "અટ્ટહાસ કરીને એક ભૂતપત્નીએ સરદાર પાસે જઇને તેની છાતીમાં લાત લગાવી દીધી અને પછી તે પોતાની સોબતણુ પાસે આવીને બેઠી.

પત્થરની મૂર્તિ અત્યાર સુધી કાંઈ વાત બોલી નહોતી. પ્રેતોની કથીવાર્તા સાંભળીને તથા તેમનાં કાર્યોને જોઇને તેણે પોતાની અનુમતિ દર્શાવી. થોડીવાર પછી તેણે કહ્યું: "હવે વિલંબ કરવો ન જોઇએ. આ કામ જેમ જલ્દી પતાવી નાખવામાં આવે તેમજ સારું છે!"

તેનો આ આદેશ સાંભળીને બંને ભૂતોએ સરદારને બંને બાજૂથી દૃઢ ઝાલી લીધો અને એક ભૂતપત્ની આગળ અને એક પાછળ રહીને તેમણે ત્યાંથી પ્રયાણ કરવા માંડયું. તે રમણીની મૂર્તિના શિરપર જે સર્પ હતા તે ઉંચી ડોક કરી ફેણુ માંડી ફાંસ્ ફાંસ્ એવો શબ્દ કરતા હતા. કેટલીક વારે તેઓ એક ભયાનક વનમાં જઈ પહોંચ્યાં. સરદારે ત્યાં એક વૃદ્ધ પુરુષને એક સ્થળે ગંભીર ધ્યાનમગ્ન થઈ ગયેલો જોયો. તે કાષ્ઠ જેવું કાષ્ઠ હતો ને તેના દેહમાં પ્રાણ હશે કે નહિ તે પણ કહી શકાય તેમ નહોતું. સરદાર તે વૃદ્ધ પુરુષ તરફ એકી ટસે જોઈ રહ્યો. થોડી વારમાં તેની સામે વિકટ આકૃતિવાળાં પ્રેતો ઉત્પન્ન થવા લાગ્યાં; કિન્તુ તેમાનું કોઈ પ્રેત સરદાર કે તેના સાથી સામું જોતું નહોતું. સર્વ એક ધ્યાને તે વૃદ્ધ પુરુષ તરફ જોઈ રહ્યાં હતાં.

તે રમણીની મૂર્તિ અને તેની સાથેનાં બે ભૂત અને તેમની બે પત્નીઓ પણ સરદારને લઇને તે સ્થાનમાં ઉભાં રહ્યાં હતાં. એક ભૂતે અતિ મૃદુ સ્વરથી કહ્યું: "આપણે વખતસર જ આવી પહોંચ્યાં છીએ. આપણે વધારે વાર ખોટી થવું પડશે નહિ." આ પછી એક ભૂતે

બીજા ભૂતના કાનમાં કાંઇક કહ્યું. તેણે કહ્યું કે: "આપણે યોગ્ય સમયે આવી પહોંચ્યાં છીએ એમ કેમ કહી શકાય? આપણા અધિપતિ હજી ધ્યાનમગ્ન સ્થિતિમાં જ છે."

એક ભૂતપત્નીએ કહ્યું: "પ્રેત ભેગાં થવા માંડયાં છે એ ઉપરથી જણાય છે કે અધિપતિનો સમાધિ છૂટવાનો સમય થઈ ગયો છે."

તે ભૂતપત્ની આ શબ્દો કહી રહી હતી એટલામાં તે વૃદ્ધે પોતાની આંખો ઉઘાડી. આ જોઇને ત્યાં ઉભેલાં ભૂતપ્રેતોએ એક જયધ્વનિ કર્યો. વૃદ્ધે એક પછી એક માણસનો ઇન્સાફ કરવા માંડયો. જે માણસને પોતાની પાસે પહેલો લઈ જવામાં આવ્યો તેને જોઇને તે વૃદ્ધે કહ્યું: "હે માનવી! તારા જમણા હાથથી પ્રામાણિકપણે ધન ઉપાર્જન કરવાને બદલે દક્ષિણ બાહુથી તેં પારકું ધન બળપૂર્વક લઈ લીધું છે માટે તારો તે હાથ કાપી નાખવો જોઇએ."

વૃદ્ધના મુખમાંથી આ શબ્દો નીકળતાંની સાથે જ બે વિકટ આકારના દૈત્ય તે માણસને પકડીને લઈ ગયા અને તલવારથી તેમણે તેનો દક્ષિણ બાહુ કાપી લીધો, અને તેના પર એક પ્રકારનું ઔષધ લગાડી દીધું. પછી બીજા માણસ તરફ જોઇને વૃદ્ધે કહ્યું: "તને અહીં કોણ લાવ્યું છે?" ચાર ભયંકર આકૃતિવાળાં ભૂતોએ હસ્ત જોડીને કહ્યું કે તે માણસને તેઓ લાવ્યાં હતાં. વૃદ્ધે કહ્યું: "આ યુવક અપરાધી નથી." એક જણે નમસ્કાર કરીને કહ્યું: "મહારાજ! આ માણસની નજર ઘણી જ ખરાબ છે. ગામની સઘળી છોડીઓ એનાથી ભડકતી ને ભડકતી રહે છે. તળાવે કે કૂવા ઘાટે તેઓ જળ ભરવા ગઈ હોય છે ત્યારે આને જોતાંજ તેમને ઘણો ત્રાસ થાય છે."

વૃદ્ધે ગંભીર ભાવથી કહ્યું: "ખોટી વાત, તદ્દન ખોટી વાત; તમો સઘળાં ભૂલના ભોગ થઈ પડ્યા છો, અથવા કોઇને બદલે કોઇને ઉપાડી લાવ્યા છો. આ ભલા યુવકને પૂછવાથી જ સત્ય બીના જણાઈ આવશે. મારી ખાતરી છે કે એ મારી રૂબરૂ અસત્ય ભાષણ નહિ જ કરે."

આમ બોલીને અતિ મિષ્ટ સ્વરથી વૃદ્ધે તે યુવકને પૂછયું: "હે યુવક! જે ગામમાં તું વાસ કરે છે ત્યાંના માણસોની સાથે તારો પરિચય છે કે?" તે વૃદ્ધનો મિષ્ટ સ્વર સાંભળીને વિનીત ભાવથી યુવકે ઉત્તર આપ્યું: "મહારાજ, મારા ગામનાં તમામ માણસોનો મને ઘણો જ સારો પરિચય છે. ફક્ત થોડા વખત ઉપરજ જે લોકો મારા ગામમાં રહેવા આવ્યા છે તેમને પણ હું ઘણી સારી રીતે ઓળખું છું."

વૃદ્ધે કહ્યું: "ભલે, તમારા ગામમાં એવો કોઈ માણસ છે કે જેનાથી આખા ગામને ત્રાસ થતો હોય?"

કેટલોક વખત સુધી વિચાર કરીને યુવકે કહ્યું: "મહારાજ ! અમારા ગામમાં એવો એક પણ માણસ નથી કે જેથી આખું ગામ કંપતું હોય ! અમારા ગામમાં તેવો અત્યાચારી માણસ કોઈ નથી."

વૃદ્ધે પુન: પ્રશ્ન પૂછ્યો: "તમારા ગામમાં એવો કોઈ માણસ છે કે જેનાથી યુવતી સ્ત્રીઓને ત્રાસ થતો હોય ?"

તે યુવકે એકદમ કહ્યું: "મહારાજ અમારા ગામમાં એવો એક માણસ છે અને તેનાથી ગામની યુવાન બાયડીઓ બીતી ને બીતી રહે છે. તેની પાસે ધનસંપત્તિ સારી હોવાથી તે ફકત નામનું જ કામ કરે છે અને આખો દિવસ આખલો જેમ ગાયોની પાછળ ભટકયા કરે છે તેમ યુવતી સ્ત્રીઓની પાછળ તે ભટકયા કરે છે અને તેમના પાતિવ્રત્યનો ભંગ કરવાની ચેષ્ટા કર્યા કરે છે. ધન વિપુલ હોવાથી અત્યાર સુધીમાં તેણે ગામની ઘણી છોડીઓની લાજ લીધી છે. તે દુષ્ટાત્માથી યુવતીઓ ભડકેલી જ રહે છે. પણ મને અહીં શામાટે લાવવામાં આવ્યો છે તેનું કાંઈ કારણ હું સમજી શકતો નથી."

તે વૃદ્ધે કહ્યું: "તમે નિર્દોષ છો. તે નરપશુને બદલે આ પ્રેતો ભૂલથી તમને પકડી લાવ્યા છે. જો તમારી ઇચ્છા હોય તો પાછા તમારા ગામમાં તમને મોકલી આપવામાં આવશે. જે લોકો તમને અહીં લાવ્યા છે તે લોકો જ તમને પાછા મૂકી આવશે. તમને વિના દોષે જે કષ્ટ સહન કરવું પડયું છે તેના માટે હું તમને આ રુદ્રાક્ષ આપું છું. આ રુદ્રાક્ષમાં એવો ગુણ છે કે જો એને કોઈ દ્રવ્ય ઉપર મૂકી ઇચ્છા કરવામાં આવે તો તે દ્રવ્ય સુવર્ણમાં પરિણત થઈ જાય છે." તે યુવકે તે રુદ્રાક્ષ પોતાના જમણા હાથમાં લીધો. પછી ભૂમિ પર પડી તે વૃદ્ધને પ્રણામ કરી પોતાને ગામ જવાની ઇચ્છા તેણે વ્યકત કરી એટલે તેને પકડી લાવનાર પ્રેતોએ પોતાની ભૂલનો સ્વીકાર કર્યો અને ક્ષમા માગીને તેનાં ચક્ષુ બંધ કરી દેવાનું કહ્યું. તે યુવકે આંખો બંધ કરી દીધી. જ્યારે તેણે આંખો ઉઘાડી ત્યારે તેણે પોતાને પોતાના ઘરમાં બેઠેલો જોયો. આટલી થોડી વારમાં તે પોતાના ઘરમાં કેવી રીતે આવી શકયો એ વિશે તેને કાંઈ સમજણ પડી નહિ.

આ પછી તે સરદારને વૃદ્ધ સમીપ લઈ જવામાં આવ્યો. વૃદ્ધને જોઇને સરદારમાં હિમત આવી. તે તેના મુખ આગળ અદબ વાળીને ઊભો રહ્યો.

પેલી રમણીમૂર્તિ અને તેનાં ચાર સોબતી હાથ જોડીને વૃદ્ધની સામે ઉભાં રહ્યાં. વૃદ્ધે ગંભીર સ્વરથી સરદારને કહ્યું: "કેમ, તમે ગામના લોકોની આગળ ખોટી ખોટી તોપો જ મારો છો ને? બસ, તારા મનમાં આવે તેજ ખરું અને આખું જગત્ મૂર્ખ એવું જ તારું ધારવું છે કે? તારી મિથ્યા વાર્તા સાંભળીને જો કોઈ તારા મુખે સત્ય જણાવે તો તારે તેનાપર ગાળોનો વર્ષાદ વર્ષાવવો, કેમ? કેમ, મારું કહેવું સત્ય છે કે નહિ?" સરદારે પોતાની ભૂલ કબૂલ કરી અને કહ્યું કે: "હવે પછી એવો અપરાધ હું કદાપિ કરીશ નહિ." વૃદ્ધ આગળ તેણે પ્રતિજ્ઞા લીધી કે હવે પછી વિના કારણ ગામના લોકો સાથે તે વાતચીત પણ નહિ કરે.

વૃદ્ધે કહ્યું: "આટલું બસ નથી. કાલથી તું તારા ઉદ્યાનમાંથી બહાર નીકળી શકીશ નહિ. જો કોઈ ગામનો માણસ તારા ઉદ્યાનમાં આવે તો તેનો આદર સત્કાર કરીને તારે તેને ભોજન કરાવ્યા પછી જ જવા દેવો."

કેટલીક વાર સુધી વિચાર કરીને સરદારે કહ્યું: "કૃપાનિધાન, આપે મને મારા ઉદ્યાનની બહાર નહિ જવાની આજ્ઞા કરી છે તેનું પાલન મારાથી કઈ રીતે કરી શકાશે? મને જોઇતી વસ્તુઓ બજારમાં ગયા વિના હું કેવી રીતે લાવી શકીશ? કારણ કે, મને તે લાવી આપે એવો એક પણ માણસ મારા ઘરમાં નથી."

વૃદ્ધે તેને એક રુદ્રાક્ષ આપીને કહ્યું: "વત્સ! એ બાબતની તું ચિન્તા કરીશ નહિ. આ રુદ્રાક્ષથી તને જે વસ્તુની જરૂર હશે તે તને પ્રાપ્ત થશે." તે રુદ્રાક્ષ લઇને સરદાર તે રમણીમૂર્તિ પાસે ગયો. રમણીમૂર્તિએ તેને આંખો બંધ કરી દેવાની આજ્ઞા કરી. નિમેષ માત્રમાં સરદાર પોતાના કુટીરમાં જઇને ઉભો રહ્યો.

તે વખતે રાત્રિ પૂરી થઈ જવા આવી હતી. પૂર્વ દિશામાંથી આછું આછું અજવાળું વિસ્તરીને અંધકારના પટનો નાશ કરતું હતું. શનૈઃ શનૈઃ સૂર્યનો ઉદય થયો. સરદાર પોતાના ઉદ્યાનમાંથી બહાર નીકળી શકયો નહિ કિન્તુ તેથી તેને વિશેષ કોઈ કષ્ટ થયું નહિ. રુદ્રાક્ષની સહાયતાથી તેની મરજીમાં આવે તે તે ઉપન્ન કરી શકતો, એટલે તેને કોઈ વાતની તસ્દી વેઠવી પડતી નહોતી. પૂર્ણ સુખ અને અમન ચમનમાં તે પોતાના દિવસ વ્યતીત કરતો હતો.

કેટલાક દિવસ સુધી સરદારને ઉદ્યાનમાંથી બહાર ન આવેલો જોઇને કેટલાક લોકો તેને મળવાને તેના ઉદ્યાનમાં ગયા. સરદારે તેમની સારી આગતા સ્વાગતા કરી અને તેમને સારાં સારાં ભોજન જમાડીને વિદાય

કર્યાં. તે દિવસથી સરદારને ઘેર ગામના લોકો જવા લાગ્યા. તેમને તે મન ભાવતાં ભોજન જમાડતો હતો તેથી તેની ખ્યાતિ વધી. તેનું કુટીર દરરોજ માણસોથી ભરાયેલું રહેવા લાગ્યું અને તેમની સોબતમાં સરદાર પૂર્ણ આનંદમાં દિનયાપન કરવા લાગ્યો.

---

## વાવે તેવું લણે

કોઈ એક શિકારીને એક પુત્ર અને એક પુત્રી એમ બે સંતાન હતાં. છોકરાંને નાનાં મૂકીને ઘણા દિવસ પહેલાં શિકારીની સ્ત્રી મૃત્યુ પામી હતી. શિકારીની સ્ત્રી મરી ગઈ ત્યારે તેની બાલિકાની ઉમ્મર ચાર વર્ષની હતી. હાલમાં તે છોડી દશ વર્ષના વયની થઈ હતી. ભાઈ બહેનમાં ઘણું સારું હેત હતું. ભાઈ જેટલું બહેનને ચાહતો હતો તેટલું જ બહેન તેને ચાહતી હતી.

શિકારી પુત્રને સાથે લઇને જ શિકાર કરવાને જતો. વનમાંથી તે શિકાર કરીને લાવતો તેથી તેમનું સર્વનું ભરણપોષણ થતું હતું. છોડીને રાંધતાં આવડતું હતું.

એક વખત શિકારી ઓચિંતો માંદો પડી ગયો અને અલ્પ સમયમાં જ મૃત્યુને વશ થઈ ગયો. તેનાં પુત્ર પુત્રીએ રોઇ રોઇને ઘણો શોક કર્યો પણ મુઆ પાછળ ઓછું જ મરી પડાય છે. હવે આ દેશમાં રહેવું શિકારીપુત્ર અને તેની બહેનને ઉચિત લાગ્યું નહિ. તે દેશનો ત્યાગ કરીને કોઈ બીજા દેશમાં જવાનો ભાઈ બહેને નિશ્ચય કર્યો. શિકારી-પુત્રે પોતાનાં તેમ જ પોતાના બાપનાં તમામ હથિયાર લઇને પરદેશમાં જવાને પ્રસ્થાન કર્યું.

કેટલેક દૂર સુધી મુસાફરી કર્યાં પછી તેમણે એક મંદિર જેયું. તે મંદિરમાં કોઈ દેવતાની મૂર્તિ હતી કિન્તુ ત્યાં માણસનો વાસ હોય એમ જણાતું નહોતું. ભગિનીની સાથે તે મંદિરમાં રહેવાનો શિકારીના પુત્રે વિચાર કર્યો. પ્રતિદિન તે શિકાર કરવા જતો અને પાસેના વનમાંથી નાના-વિધ પક્ષીઓનો શિકાર કરીને તેમને ઘેર લાવતો હતો. તેની બહેન તે રાંધતી અને બંને જણ તેનો આહાર કરતાં. જે વખતે શિકારીનો પુત્ર શિકાર કરવા જતો હતો ત્યારે તે પોતાની બહેનને મંદિરનાં દ્વાર બરાબર બંધ રાખવાનું કહીને જતો હતો. જ્યારે તેની બહેન તેનો કંઠસ્વર સાંભળતી હતી ત્યારે જ કમાડ ઉઘાડતી હતી; ત્યાં સુધી તે મંદિરના દ્વાર અંદરથી બંધ કરેલાં જ રાખતી હતી.

આ પ્રમાણે તેમના દિવસ વીતતા હતા. શિકારીનો છોકરો શિકાર કરીને પાછો આવતો ત્યાર પછી જ તેની બહેન રાંધવા માંડતી હતી. એક દિવસ એવું બન્યું કે શિકારીપુત્ર વનમાંથી હરિણનો શિકાર કરી લાવ્યો. એક હરિણનું માંસ બે છોકરાં એક દિવસમાં ખાઈ શકે નહિ તેથી કેટલુંક માંસ વધ્યું હતું. બીજે દિવસે શિકારીનો છોકરો વનમાં શિકાર કરવા ગયો. ઘરમાં હરિણનું માંસ પડેલું હતું તેથી તેની બહેને રાંધવા માંડયું.

તે દિવસે ત્યાં થઇને એક દૈત્ય જતો હતો. માંસની ગંધ આવવાથી તેના મુખમાંથી પાણી છૂટવા લાગ્યું. મંદિરનાં બારણાં આગળ આવીને તેણે ધક્કો માર્યો એટલે અંદરથી શિકારીની પુત્રીએ કહ્યું; "કેમ, ભાઈ! તું પાછો આવ્યો છે!" દૈત્યે કહ્યું: "જી હા! હું આવ્યો છું; તું કમાડ ઉઘાડી નાખ."

તે દૈત્યનો કંઠસ્વર સાંભળીને શિકારીની પુત્રીએ જાણી લીધું કે તે તેનો ભાઈ નહોતો. બારણું ન ઉઘાડતાં તેણે કહ્યું: "તુ મારો ભાઈ નથી; તે શિકાર કરવા ગયો છે. શિકાર કરીને તેનો પાછા આવવાનો વખત થયો છે. હરામખોર! મારો ભાઈ આવશે ત્યારે તને અવશ્ય સજા કરશે. જ્યાં સુધી તે નહિ આવે ત્યાં સુધી હું આ કમાડ ઉઘાડીશ નહિ!"

ચકાર શબ્દ પણ નહિ બોલતાં દૈત્ય ત્યાંથી ચાલ્યો ગયો. જો કે તેના શરીરમાં અગાધ બળ હતું, અને શિકારીના છોકરા જેવા સેંકડો છોકરાને તે ચપટીની સાથે ઉડાવી દે તેમ હતું; તોપણ સાહસ કરીને મંદિરનાં દ્વાર તોડવાનું તેને યોગ્ય જણાયું નહિ. તે દિવસ કાંઈ પણ નહિ બોલતાં સુયોગ મળતાં બીજા કોઈ દિવસે ત્યાં આવવાનો વિચાર કરીને તે ત્યાંથી ચાલતો થયો.

થોડી વાર પછી શિકાર કરવા ગયેલો શિકારીનો પુત્ર પાછો આવ્યો તેનો અવાજ સાંભળીને શિકારીની પુત્રીએ મંદિરનાં દ્વાર ઉઘાડયાં. તેના હાથમાંથી શિકાર કરીને લાવેલાં પક્ષીઓને લઈને સર્વ વાત તેણે તેને કહી. ભગિનીની વાત સાંભળીને શિકારીના પુત્રના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તેણે કહ્યું: "આટલા બધા દિવસથી આપણે અહીં રહીએ છીએ છતાં કોઈ દિવસ નહિ અને આજ આવો પ્રકાર કેમ બન્યો?"

તેની બહેને કહ્યું: "ભાઈ આજ મારી એક કસૂર થઇ છે. દરરોજ તું આવે છે ત્યારે હું રાંધવા માંડતી હતી પરન્તુ આજ તું શિકાર કરવા ગયો ત્યારે ઘરમાં હરિણનું માંસ હતુ તે મેં રાંધવા માંડયું હતું. તે

માંસની ગંધથી કોઈ માણસે આવીને કમાડ ઠેલ્યાં હોય એમ હું ધારું છું. અત્યાર સુધી અહીં આપણને કોઈ રીતને ભય નહોતો પણ આજનો આ પ્રકાર જોઇને મારા મનમાં ભય ઉત્પન્ન થયો છે અને મારામાટે અહીં એકલાં રહેવું ભય ભરેલું છે એમ મને લાગવા માંડયું છે."

ભગિનીનું કહેવું છેક ખોટું નહોતું તેથી શિકારીના પુત્રના મનમાં પણ ભયનો સંચાર થયો અને તેથી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે: "જો હું શિકાર કરવા ન જાઉં તો પછી ભરણ પોષણ કેવી રીતે કરવું? અને બહેનને અહીં એકલી છોડીને કઈ રીતે જવું? એની મને કાંઈ સમજણ પડતી નથી." આ બાબત વિશે કેટલોક વખત સુધી તેણે વિચાર કર્યા પછી અને ભોજન કરી લીધા પછી પોતાની બહેનને કહ્યું: "ભગિની! મારા કહેવા પ્રમાણે તુ વર્તજે. જ્યાં સુધી હું શિકાર કરીને પાછો ન આવું ત્યાં સુધી તું દ્વાર બંધ કરીનેજ મંદિરમાં રહેજે. મારા કહેવા પ્રમાણે ન વર્તતાં જો તું ઉઘાડાં કમાડ રાખીને બેસીશ, તો તારી એવી દુર્દશા થશે કે જેનો વિચાર આવતાં મને પોતાને પણ કંપારી વછૂટે છે!"

ભાઇનું કહેવું બહેનને પણ ઉચિત લાગ્યું. તેણે વારંવાર પ્રતિજ્ઞા કરીને કહ્યું કે: "ભાઈ, હું આપના કહ્યા પ્રમાણે જ કમાડ વાસીને મંદિરમાં બેસી રહીશ. કોઈ દિવસ કમાડ ઉઘાડાં નહિ મૂકું તેમ તમે નહિ હો ત્યારે એકલી આટલામાં ફરવા પણ નહિ જાઉં; એ વિશે તમે તમારા મનમાં કશો પણ દગદગો રાખતા નહિ." બહેનના આ શબ્દો સાંભળીને શિકારીના પુત્રનો ભય કેટલેક અંશે ન્યૂન થઈ ગયો.

આ પછી કેટલાક દિવસો વીતી ગયા. ત્યારપછી એક દિવસે તે ભયાનક દૈત્યે મંદિર પાસે આવીને તેના દ્વાર પર કરાઘાત કર્યો. શિકારીની પુત્રી તે વખતે સાંસારિક કાર્યમાં પ્રવૃત્ત હતી. બારણું ઠોકવાનો અવાજ સાંભળીને મંદિરમાંથી ચીત્કાર કરીને તેણે પૂછ્યું; "કોણ છેરે? કેમ ભાઈ! તમે આવ્યા છો કે?"

એક દિવસ દૈત્યે સંતાઈ રહીને શિકારીના પુત્રનો કંઠસ્વર સાંભળ્યો હતો તેથી બરાબર તેના જેવોજ સ્વર કાઢીને તેણે કહ્યું: "હા, બહેન! હું છું. આજે હું તારામાટે ઘણી વસ્તુઓ લાવ્યો છું; બહેન ઝટ કમાડ ઉઘાડ; મારાથી ઉભા રહેવાતું નથી."

ભાઇનો કંઠસ્વર સાંભળીને શિકારીની પુત્રીને આનંદ થયો. તેણે એકદમ અંદરથી સાંકળ ઉઘાડીને કમાડ ઉઘાડી નાખ્યું. પરન્તુ હાય, પોતાના ભાઇને બદલે ભયંકર આકૃતિવાળા રાક્ષસને જોઈ તેના હોસ

કોસ ઉડી ગયા. બારણાં ઉઘડતાં જ દૈત્યે મંદિરમાં પ્રવેશ કર્યો અને શિકારીની પુત્રીના હાથ પગ તથા મોં બાંધી દઇને તેને પોતાના સ્કંધ ઉપર ઉપાડીને ત્યાંથી પ્રસ્થાન કર્યું. તે બાલિકા જો કે બેભાન થઈ ગઈ નહોતી તો પણ તેના મોઢાને ડૂચો દઇને બાંધી લેવામાં આવ્યું હતું તેથી તે બૂમો પાડી શકી નહિ. તે દૈત્યના હાથમાંથી છૂટવાને તે ભયંકર પ્રયત્ન કરવા લાગી; પણ સામાન્ય બાલિકાનું તે બળવાન્ દૈત્ય આગળ શું ચાલી શકે ? તેના હાથમાંથી પોતાનો બચાવ નહિ થઈ શકે એવું તે બાળાને સ્પષ્ટ જણાયું. તે ઘણી બુદ્ધિશાલિની હતી. વિપદ્‌માં સપડાઈ ગઈ હતી તો પણ તે એટલી બધી ગભરાઈ ગઈ નહોતી કે મુક્તિ પ્રાપ્ત કરવાને તે પ્રયત્ન ન કરે। જ્યારે તેણે જોયું કે તેને લઇને તે દૈત્ય ત્યાંથી પલાયન કરી જવાની ચેષ્ટા કરે છે ત્યારે તેણે ચૂલામાંથી પોતાની બંને મુઠ્ઠીઓમાં રાખ લઈ લીધી અને દૈત્ય તેને ઉચકીને ચાલવા લાગ્યો, ત્યારે તેણે પોતાની મુઠ્ઠીમાંની રાખ ધીમે ધીમે રસ્તાપર વેરવા માંડી.

અહીં શિકારીનો પુત્ર યથાસમય મંદિરમાં આવી પહોંચ્યો. મંદિરમાં તેણે જે દૃશ્ય જોયું તેથી એક વખત તો તે બાઘો જ બની ગયો. મંદિરનાં બારણાં ઉઘાડાં ફાંક પડેલાં હતાં અને અંદરના ભાગમાંની વસ્તુઓ ઇતસ્તતઃ પડેલી હતી. ઘરની અવસ્થા જોઇને તથા નાની બહેનને ન જોઇને શું બન્યું હશે તેની તેને કલ્પના થઈ ગઇ. અત્યાર સુધી જે સ્થિતિ તેના મનમાં હતી તે આજ સાચી પડેલી તેને જણાવા લાગી. તેના મનમાં ઘણું જ દુઃખ થયું અને હવે બહેનનો કેવી રીતે ઉદ્ધાર કરવો તેનો ઉપાય તે શોધવા લાગ્યો.

કેટલીક વાર સુધી વિચાર કર્યાં પછી મંદિરની પાસે કોઈ માણસનાં પગલાં છે કે નહિ તે તે જોવા લાગ્યો એટલે રસ્તાપર રાખની સીધી લીટી ચાલેલી તેની દૃષ્ટિએ પડી. તે રાખની લીટી જોઇને તેના મનમાં સંદેહ થયોઃ તેણે ધારીલીધું કે કોઈ દુષ્ટ તેની બહેનને લઈ ગયો હતો અને તે તેને શોધી કાઢે એટલામાટે તેની બહેને નિશાની દાખલ રસ્તાપર રાખ નાખેલી હતી. તેણે તે રાખના આધારે આધારે જવા માંડયું. ચાલતો ચાલતો તે એક ભગ્ન કુટીર પાસે જઈ પહોંચ્યો. દૈત્ય તે સ્થાનમાં વાસ કરતો નહોતો તથાપિ સંધ્યા પાસે આવી ગયેલી જોઇને અને તે બાળાને ઝાઝું દુઃખ ન થાય એટલામાટે રાતે તે જ કુટીરમાં રહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તે ભગ્ન કુટીર તે દૈત્યનું જ હતું. ઘણા દિવસથી તેમાં કોઈ વાસ કરતું નહોતું. દૈત્ય કોઈ કોઈ વખત તે કુટીરમાં વિશ્રામ લેતો તેથી તેણે જિંદગીની થોડીક જરૂરીઆતી વસ્તુઓ ત્યાં રાખી હતી. દૂરથી શિકારીના પુત્રને આવતો જોઇને દૈત્યે તેની બહેનને કોઠારમાં પૂરી દીધી

અને મોં ઢાવકું રાખી પલાંઠી વાળીને કુટીરમાં બેઠા. શિકારીની પુત્રીનાં હાથ પગ તથા મુખ એવાં દઢ રીતે બાંધેલાં હતાં કે તે હાલી ચાલી કે બોલી શકે નહિ.

કુટીરનું દ્વાર ઉઘાડું હતું. શિકારીના છોકરાએ નિર્ભયતાથી તે કુટીરમાં પ્રવેશ કર્યો અને દૈત્ય પાસે જઇને ઉભો રહ્યો. દૈત્યની વિકટ આકૃતિ જોઇને તેના મનમાં કાંઈ પણ ભય ઉત્પન્ન થયો નહિ. પોતાની બહેનને બચાવવાનો યત્ન કરતાં પોતાના પ્રાણનો ભોગ આપવો પડે તોએ તે આપવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો. દૈત્ય પાસે જઇને તેણે કહ્યું: "તમે મારી બહેનને ચોરીને કેમ લઈ ગયા છો? મેં તમારો કાંઈ પણ અપરાધ કર્યો નથી." ચમકી ઉઠયા જેવો ડોળ કરીને દૈત્યે કહ્યું "તું કોણ છે અને મારા કુટીરમાં કેમ આવ્યો છે? હું તારી બહેનને ચોરી લાવ્યો નથી. ચાલ; ચાલ્યો જા અહીંથી."

દૈત્યનું આ કથન સાંભળીને શિકારીનો પુત્ર વિસ્મિત થયો: તેના બોલવામાં તેને મુદ્દલ વિશ્વાસ નહોતો તેથી તેણે પુનઃ કહ્યું: "મહાશય! તમે મને વૃથા કષ્ટ શામાટે આપી રહ્યા છો? મારી બહેનને છોડી મૂકો. મારી બહેન વિના આ જગતમાં મારું કોઈ નથી. જો તમે તેને છોડી દેશો તો મારી આખી જિંદગી સૂધી હું તમારો કૃત દાસ થઇને રહીશ."

તે છોકરાનાં આ વચન સાંભળીને અધિક કોપાયમાન થઇને દૈત્યે કહ્યું: "તું મારો જીવ કેમ ખાધા કરે છે? તારી બહેન અહીં નથી; મેં તેને જોઈ નથી. જો તને વિશ્વાસ ન આવતો હોય તો અહીં તપાસી જો. જો તે અહીં નહિ હોય, તો હું તને એમને એમ જતો કરી નહિ દઉં."

દૈત્યનો આ શબ્દો સાંભળીને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તેણે ત્યાંથી ચાલવા માંડયું. તેના મનનો દઢ નિશ્ચય થઈ ગયો હતો કે તેની બહેન તે કુટીરમાં જ હતી. કેટલીક વાર સુધી તે તે દૈત્યના ભગ્ન કુટીરની પાસે ફર્યો. તેના મનમાં સહસ્ર વીંછીના દંશ સમાન દુઃખ થઈ રહ્યું હતું; પણ ભયને લીધે તે કાંઈ બોલી શકતો નહોતો. દૈત્યના ભાવ તથા રીતભાત ઉપરથી શિકારીનો છોકરો સમજી ગયો હતો કે દૈત્યે તેને ઓળખી લીધો હતો. તે કેટલીક વાર સૂધી એક આંબાના વૃક્ષ નીચે બેઠો અને પોતાની બહેનનો કેવી રીતે ઉદ્ધાર કરવો તેનો વિચાર કરવા લાગ્યો.

કેટલીકવાર સૂધી વિચાર કર્યા પછી તેને એક વિચાર સૂઝી આવ્યો. તેણે એક પ્રકારનો છદ્મવેશ ધારણ કર્યો. અને પછી વૃક્ષપર ચઢીને તેણે એક મોટો મધપૂડો પાડયો. તે વખતે રાત્રિ પડી ગઈ હતી. મધુમક્ષિકાઓ

રાત્રિએ જોઈ શકતી નથી એટલે મધપૂડો ભાંગતાં તેને વિશેષ કષ્ટ પડયું નહિ. વળી તે પાકો શિકારી હતો. નાનપણથી જ તે વને વન ભટકતો હતો તેથી જે કામ બીજા માણસો ઘણા કષ્ટે કરી શકતા હતા તે કામ તે ઘણી સહેલાઈથી સાધી શકતો હતો.

મક્ષિકાઓ સાથે મધપૂડાને પોતાના લૂગડામાં બરાબર સંભાળીને બાંધી લઈ તે પુનઃ પેલા ભગ્ન કુટીર પાસે ગયો. કેટલીક રાત્રિ વ્યતીત થઈ ગઈ હતી. આકાશમાં ચંદ્રનો ઉદય થઈ ચૂક્યો હતો. વનભૂમિ ચંદ્રકિરણોથી ઉલ્લસિત થઈ ગઈ હતી. પક્ષીઓ પોતપોતાના માળામાં નિદ્રાને આધીન થઈ ગયાં હતાં. આવા સમયમાં કુટીર પાસે જઇને ઉચ્ચ સ્વરથી બૂમ મારીને શિકારીના પુત્રે કહ્યું: "અરે કુટીરમાં કોઈ છે કે ? મને ઘણી તૃષા લાગેલી છે, અને આટલામાં કોઈ જળાશય નથી માટે મને જળપાન કરાવો. તૃષાથી હું ઘણો જ વ્યાકુળ થઈ ગયો છું. અત્યારે જો મને જળ નહિ મળે તો તૃષાથી મારો કંઠ સૂકાઈ જશે અને હું મરણને શરણ થઈ જઇશ." તે નિર્જન વનમાં તે છોકરાનો કંઠસ્વર સાંભળીને દૈત્યના મનમાં અત્યંત આનંદ થયો. તેણે પોતાના મનમાં વિચાર્યું કે તે દિવસે ભગવાને તેના નસીબમાં ઘણું સુખ લખેલું હતું, નહિ તો તે છોકરો હીંડી ચાલીને તેની પાસે આવે ક્યાંથી ? આમ વિચાર કરીને તે દ્વાર પાસે ગયો. દ્વાર ઉઘાડીને તેણે તે છોકરાને અંદર કુટીરમાં આવવાને આહ્વાન કર્યું. તે છોકરાએ એકવાર તે દૈત્યના વિકટ સ્વરૂપ તરફ જોયું. પછી ભય પામતાં પામતાં તેણે તે કુટીરમાં પ્રવેશ કર્યો. પોતાના લૂગડામાં તેણે મધુમક્ષિકા સાથેનો જે મધપૂડો બાંધ્યો હતો તે તેણે ઘણો છુપો રાખ્યો હતો.

કુટીરમાં દાખલ થયા પછી શિકારીના પુત્રે ઘણા વિનીત ભાવથી કહ્યું: "મને બહુજ પિપાસા લાગેલી છે માટે મને થોડુંક જળ આપો એટલે તેનું પાન કરીને હું મારી તૃષા મટાડું."

દૈત્ય જળ લેવાને ગયો. તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે: "પાણી સાથે કોઈ કેફી દ્રવ્ય મેળવીને એને પીવડાવવું કે જેથી એ કેટલીક વાર સુધી બેભાન થઈ જાય ને એ અવસરનો લાભ લઇને એને કેદ કરી મારી ઇચ્છામાં આવે ત્યાં મારાથી લઈ જઈ શકાય !"

જળ લાવતાં દૈત્યને વિલંબ થયો. એટલામાં તે છોકરો કુટીરમાં ચારે તરફ ચપળ નેત્રથી તપાસીને જોવા લાગ્યો. સહસા તેની દૃષ્ટિ કોઠાર તરફ ગઈ. કોઠારમાં એક કોઠીને હાલતી તેણે જોઈ. તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો અને તેથી થોડી વાર સુધી તે તેની તરફ જોઈ રહ્યો. કોઠીને હાલતી જોઇને તે ઉઠયો અને દૈત્ય જે દિશામાં જળ લેવા ગયો હતો તે દિશા

તરફ નજર કરી. પછી ધીરે ધીરે કોઠી પાસે જઇને તેણે તેના પર મૂકેલી માટલી ઉપાડીને જોયું તો તેના મનમાં પરમ આલ્હાદ થયો. તેણે જોયું કે તેની ભગિની હાથ પગ બાંધેલી સ્થિતિમાં તે કોઠીમાં હતી.

તે શિકારીના છોકરાએ પોતાની બહેનને કોઠીમાંથી બહાર કાઢી અને તેના બંધોને છોડી નાખ્યા. પછી તે કોઠીમાં મધુમક્ષિકા સાથેનો મધપૂડો મૂકીને તેણે ઉપર માટલી મૂકી દીધી.

આ પછી તેણે પોતાની બહેનને કુટીરની બહાર કાઢી દીધી. તેની બહેન ઘણી બુદ્ધિમતી હતી. પોતાના ભાઇના મનોભાવને સમજી જઇને તે એકલી કુટીર બહાર નીકળી ગઈ અને જતી વખતે તેણે કહ્યું કેઃ " નિકટના કોઈ મોટા વૃક્ષપર હું વિશ્રામ કરીશ."

શિકારીનો છોકરો કુટીરમાં બેઠો બેઠો દૈત્યના આગમનની અપેક્ષા કરવા લાગ્યો. જળમાં કેફી પદાર્થ મેળવતાં દૈત્યને ઘણી વાર લાગી. પાણીમાં બરાબર તે કેફી પદાર્થ મેળવીને, તે પાણી લઇને તે તે છોકરા પાસે આવ્યો અને જળનું પાત્ર તે છોકરાના હાથમાં આપ્યું. તે છોકરો તે જળ પીવા જતો હતો એવામાં તેના મનમાં સંદેહ થયો તેથી તે જળ પીવાનું તે સાહસ કરી શકયો નહિ. પોતે જળપાન કરે છે એવો ડોળ કરીને તેણે જળને જમીનપર રેડી દીધું.

દૈત્ય તે વખતે તે કુટીરની અંદર ચારે તરફ જોઈ રહ્યો હતો તેથી તે છોકરાએ જળ ઢોળી નાખ્યું તે તેના જોવામાં કે જાણુવામાં આવ્યું નહિ. જે કોઠીમાં શિકારીની છોકરીને રાખી હતી તેના પર મૂકેલી માટલી વાંકી મૂકાયેલી જોઇને દૈત્યના મનમાં સંશય ઉત્પન્ન થયો. પોતે કુટીરના આંતર ભાગમાં ગયો હતો તે વખતે તે કોઠી ઉપરથી માટલી કોઇએ ઉપાડી હશે એવો તેના મનમાં સંદેહ થયો પણ તે છોકરાને કાંઈ પ્રશ્ન તે પૂછી શકયો નહિ.

જળપાન કર્યા પછી તે છોકરો ત્યાંથી ઉઠયો અને કુટીર બહાર ગયો. પરન્તુ તે બહુ દૂર ગયો નહિ. તે કુટીરથી થોડેક દૂર એક નિબિડ ઝાડી હતી અને તેમાં કેટલાંક વાંસનાં ઝાડ હતાં. તે છોકરો તે વાત જાણતો હતો માટે તે ઝાડીમાં પ્રવેશ કરીને એક સ્થળે તે છુપાઈ રહ્યો.

અહીં, તે છોકરો કુટીરમાંથી બહાર નીકળ્યો કે તરત જ દૈત્ય કોઠી પાસે ગયો અને તેના મુખપર મૂકેલું માટલું ઉપાડી લઇને તેણે પોતાનો હાથ, કોઠીમાં શિકારીની છોકરી છે કે નહિ તે જાણવાને માટે, તેમાં ઘાલ્યો. તે વખતે કોઠી ઉપર ચંદ્રનું અજવાળું પડતું હતું. દૈત્યે કોઠીમાં હાથ ઘાલ્યો કે તરત જ તેમાંથી ભ્રમર, તથા મધુમક્ષિકાઓ

વગેરે બહાર નીકળ્યાં અને તેના હાથ, પગ, કાન, છાતી વગેરે સ્થાનોમાં દંશન કરવા લાગ્યાં. મધપૂડાની પાસે જ ભમરાનું એક નિવાસસ્થાન હતું તે પણ તે છોકરાએ ભૂલમાં કાપી લીધું હતું.

માખીઓ અને ભ્રમરના દંશનથી દૈત્ય ગભરાઈ ગયો. માખીઓએ તેની આંખોમાં ડંખ માર્યાં હતા તેથી તે અંધ થઈ ગયો હતો. આંખમાં તેને એટલી બધી પીડા થતી હતી કે તે તેમને ઉઘાડી શકતો નહોતો. ભ્રમરના ડંખથી તેનું આખું શરીર સૂજી ગયું અને તેમાં ભયંકર પીડા થવા લાગી, તેથી તે ઉચ્ચસ્વરથી બૂમો પાડવા લાગ્યો.

વાંસની ઝાડીમાં બેઠે બેઠે શિકારીના છોકરાએ દૈત્યનો ચીત્કારધ્વનિ સાંભળ્યો અને તે શાથી બૂમો પાડતો હતો તેનું કારણ તે સમજી ગયો. મનમાં આનંદ પામતો તે ઝાડીમાંથી બહાર નીકળ્યો અને પુનઃ તે ભગ્ન કુટીર પાસે જઈને તેમાં પ્રવેશ કરીને બોલ્યો: "કેમ મહાશય! શું થયું છે? આપ આ ચીત્કાર કેમ કરો છો? અણીના વખતે મને જળ આપીને આપે મારો પ્રાણ બચાવ્યો છે તેથી આપના પર ઉપકાર કરવાને હું પ્રસ્તુત છું. બોલો, આપનું મારાથી કાંઈ ભલું થઈ શકે તેમ છે કે?"

દુઃખથી વ્યાકુલ થઈ રહેલા દૈત્યે કહ્યું: "મને ભમરીઓ અને માખો કરડેલી છે. એક નહિ કિન્તુ અસંખ્ય મધમાખીઓ અને ભમરા મારી પેલી કોઠીમાંથી બહાર નીકળ્યાં અને મને એવી રીતે કરડ્યાં છે કે તેથી હું અંધ થઈ ગયો છું. તેમના દંશનથી મારા શરીરમાં આગ ઉઠી રહી છે. મને એમ લાગે છે કે હું લાંબો વખત સુધી જીવી શકીશ નહિ."

તે શિકારીના પુત્રે જાણે પોતે કાંઈ જાણતો ન હોય અને આશ્ચર્યથી ચકિત થઈ ગયો હોય તેમ કહ્યું: "તમારી કોઠીમાં ભમરા અને માખીઓ આવીને ક્યાંથી ભરાયાં? શું તેમાં મધપૂડો હતો કે? તેમાં ભમરીનાં દર હતાં? શું એ વાત પહેલાં તમે જાણતા નહોતા કે એમને એમ તમે તેમાં હાથ ઘાલ્યો?"

દૈત્યે કહ્યું; "મારા પોતાના દોષનું જ મને ફળ મળ્યું છે. જેવાં મારાં કર્મ હતાં તેવું જ મને પ્રતિફળ મળ્યું છે. સત્ય કહેવામાં આવ્યું છે કે જેવું વાવે તેવું લણે! બાવળ વાવીને આમ્રફળોની આશા રાખે તે ક્યાંથી ફળે? બાવળના વાવનારને તો શૂળો જ ઘોંચાય! એ કોઠીમાં આજ મેં એક છોકરીને પકડી લાવીને પૂરી હતી. કોણ જાણે તે છોકરી ક્યાં ગઈ અને તેને સ્થળે ત્યાં અસંખ્ય ભ્રમર અને મધુમક્ષિકાઓ થઈ પડ્યાં. મેં કોઠી ઉઘાડી કે તરત જ તેઓ ઉડીને બહાર નીકળ્યાં અને મને ડંખ

મારવા લાગ્યાં. તેમના કરડવાથી હું ગભરાઈ ગયો છું. મારા મનની ખાતરી થઈ ગઈ છે કે હું હવે જીવી શકીશ નહિ. મરતાં મરતાં હે છોકરા! હું તને એક કામ બતાવું છું તે જો તું કરીશ તો મારા પર તારો મોટો ઉપકાર થશે."

તે છોકરાએ કહ્યું: "મહાશય! બોલો, તમે મને શું કામ બતાવો છો? જો તે કામ મારાથી થઈ શકે તેમ હશે તો તે હું અવશ્ય કરીશ. ખરી વખતે મને જળ આપીને તમે મારો પ્રાણ બચાવ્યો છે એટલે તમે મને જે કામ બતાવશો તે કરવાને હું બંધાયલો છું."

દૈત્યે કહ્યું: "હે ભલા છોકરા! અહીંથી કેટલેક દૂર મારું ઘર છે, ત્યાં મારાં સ્ત્રી પુત્ર વસે છે. જો કૃપા કરીને તું તેમને મારા મરણના સમાચાર આપીશ તો તેઓ આવીને મારી ઉત્તરક્રિયા કરશે. મરતાં મરતાં હું તને એક સાચી વાત કહું છું. તારા ઉપર દયા કરીને મેં તને જળ પીવાને આપ્યું નહોતું પરન્તુ તને કેફમાં નાખવામાટે મેં તેમાં કેફી પદાર્થ મેળવ્યા હતા. પણ પરમેશ્વરની કૃપાથી કેફી પદાર્થને બદલે કોઈ બીજી જ વસ્તુ મારાથી પાણીમાં મેળવાઈ ગઈ છે કે જેથી તું જીવતો અને શુદ્ધિમાં રહી શકયો છે અને આવા અણીના વખતે મને સાહાય્ય કરવાને આવી પહોંચ્યો છે. તને મારી નાખવાને આજે મેં પ્રયત્ન કર્યો હતો તેવા અનેક પ્રયત્નો મેં પહેલા પણ કર્યાં હતા પણ તે સર્વનું ફળ આજ મને મળ્યું છે. પરમેશ્વરે તને જીવતો રાખ્યો છે તેથી હું તારા આગળ મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરું છું. ભાઈ, આ કુટીરમાં ઘણી કોઠીઓ દાટેલી છે અને તેમાં પુષ્કળ દ્રવ્ય ભરેલું છે. મારા મૃત્યુ પછી તે સર્વ દ્રવ્ય તું કાઢી લેજે. તે ધન તારી પેઢીઓની પેઢીઓ સૂધી ચાલશે. બસ હવે હું જાઉં–છું મારો કં–ઠ સૂ–કા–ઈ જા–ય છે."

આમ બોલતાં બોલતાં તે દૈત્યની વાચા બંધ પડી ગઈ, તેનો શ્વાસ રુંધાવા લાગ્યો અને થોડી વારમાં તે મૃત્યુ પામી ગયો.

દૈત્યને મરણ પામેલો જોઇને શિકારીનો પુત્ર કુટીરમાંથી બહાર નીકળ્યો અને પછી વનની અંદર તે પોતાની બહેનનો શોધ કરવા લાગ્યો. તે એક ઉંચા વૃક્ષપર બેઠી હતી. ભાઇને સહીસલામત આવેલો જોઇને તેને પરમ આનંદ થયો. તે વૃક્ષપરથી નીચે ઉતરીને પોતાના ભાઇને ભેટી. શિકારીના પુત્રે બનેલી સર્વે બીના તેને કહી. પછી ભાઈ બહેન બંને તે રાક્ષસના કુટીરમાં ગયાં અને જમીન ખોદીને તેમાંથી ધન બહાર કાઢ્યું, અને રાતો રાત તેને પોતાના કુટીરમાં લઈ ગયાં. દૈત્યના મરણના સમાચાર તેને ઘેર કહેવા જવાનું તેને ઉચિત લાગ્યું નહિ; કારણ કે, તેમ કરવા જતાં તેનાપર વિપત્તિ આવી પડે એવી સંભાવના તેને દેખાવા લાગી.

તે દિવસથી શિકારીના પુત્રનું ગરીબાઇનું દુઃખ ટળી ગયું અને પોતાના ભરણ પોષણને માટે તેના મનમાં કાંઈ ચિન્તા રહી નહિ. થોડા દિવસમાં કુટીરને સ્થળે તેણે એક મોટી અટ્ટાલિકા બંધાવી અને તેમાં પોતે રહેવા લાગ્યો. પોતાની સેવા ચાકરી કરવાને તેણે ઘણાં દાસ દાસીઓ રાખ્યાં. એક સારો વર શોધી કાઢી તેણે તેની સાથે પોતાની બહેનનાં લગ્ન કર્યાં. લગ્ન વખતે તેણે મોટી ધામધૂમ કરી અને ગરીબ ગુરબાંને પુષ્કળ દાન આપ્યું. તેની ખ્યાતિ ઘણે દૂર સુધી પહોંચી અને ઘણા મોટા મોટા માણસોએ તેને પોતાની કન્યા આપવાની ઇચ્છા દર્શાવી. શિકારીએ એક અતિ સ્વરૂપવતી સુંદરીને પસંદ કરીને તેની સાથે લગ્ન કર્યું. થોડા વખતમાં પોતાના લગ્નનું ફળ મળ્યું. શિકારી તેની સ્ત્રી અને પુત્ર પૂર્ણ આનંદમાં પોતાના દિવસો ગાળવા લાગ્યાં.



## રાક્ષસીનો દાંત

ગંગા નદીના મુખથી કેટલેક દૂર એક ગામડામાં એક નાવિક વસતો હતો. તે નાવિકની ઉમર ચાળીશ વર્ષની હતી પરન્તુ દેખાવે તે સબળ અને મજબૂત હોવાથી ભાગ્યે ત્રીસ વર્ષનો હોય એમ દેખાતો હતો. આટલા વયમાં પણ તે કઠિન પરિશ્રમ કરી શકતો હતો. તે નાવિકની બે પ્રકાંડ નાકાઓ હતી જે દ્વારા તે વાણિજ્ય દ્રવ્ય અને આરોહીઓને એક સ્થાનમાંથી બીજે સ્થાને લઈ જતો હતો. આ કાર્યથી તેણે બે પૈસા ભેગા કર્યા હતા. તે પોતે એક નૌકામાં નાવિકનું કામ કરતો હતો અને બીજી નૌકામાં તેના પગારદાર માણસો કામ કરતાં હતાં.

તે નાવિકની સ્ત્રી જીવતી નહોતી. લગભગ દશ વર્ષ પૂર્વે તેણે પોતાની માનવલીલા સમાપ્ત કરી હતી. તેને ફક્ત એકજ પુત્ર હતો. તેનું વય આશરે પંદર વર્ષનું હતું. તે પાંચ વર્ષનો હતો ત્યારે તેની માતા મૃત્યુ પામી હતી. જો નાવિકે ઇચ્છા કરી હોત તો તે બીજી સ્ત્રી પરણી શકત. ઘણે સ્થળેથી તેને માગાં આવતાં હતાં પરન્તુ ફરીથી લગ્ન કરવાની તે ઇચ્છા બતાવતો નહિ. તે પોતાની મૃત પત્નીને બહુ જ ચાહતો હતો. તેના મૃત્યુ પશ્ચાત્ તેના મુખ પર કોઈ દિવસ હાસ્ય વિકસિત થયું નહોતું.

તે ઘણા કષ્ટે પોતાના છોકરાની દેખરેખ રાખતો અને તેને પોતાની સાથે રાખીને તેણે તેને નાવિકવિદ્યા શીખવી હતી. અલ્પ સમયમાં જ તેનો છોકરો સુદક્ષ નાવિક થઈ ગયો હતો તો પણ તેનો બાપ કોઈ દિવસે તેને એકલો કયાંય મોકલવાનું સાહસ કરતો નહોતો.

તે છોકરો અલ્પ વયમાં જ માતૃહીન થઈ ગયો હતો તેથી માતાના સ્નેહથી તે વંચિત રહી ગયો હતો. નાનપણમાં તેની મા તેને ખોળામાં બેસાડીને ઘણા વહાલથી મીઠી મીઠી વાતો કહેતી તે વાત તેના સ્મરણમાં હતી. તેનો બાપ તેને પોતાના જીવ કરતાં પણ અધિક ચાહતો હતો તે વાર્ત્તા તે બરાબર જાણતો હતો તો પણ તેના પિતા તરફથી કોઈ દિવસ તેને વહાલથી કાંઈ વાત કહેવામાં આવતી નહોતી. તેના માતાના મૃત્યુ પછી કોઈ દિવસ તેના મુખપર હાસ્ય વિલસિત થયું નહોતું. તેનું ગંભીર મુખ જોઇને તે છોકરો ભય પામતો તો પણ તેના સદાચરણને જોઇને તેના મનમાં ભક્તિ ઉત્પન્ન થઈ આવતી હતી.

આ પ્રમાણે દિવસો ઉપર દિવસો જતા હતા. છોકરો કોઈ કોઇ વખત પોતાના પિતાની સાથે નૌકામાં જતો પરન્તુ મોટે ભાગે ઘેર રહીને તે ઘરનું કામકાજ જ કરતો હતો. નાવિક એક નાનકડી અટ્ટાલિકામાં નિવાસ કરતો હતો તે અટ્ટાલિકા નદીથી ઝાઝી દૂર નહોતી. ઘરની બારીમાં બેઠા બેઠા તે છોકરો નદીના પ્રબળ તરંગભંગને જોઈ શકતો હતો.

કિનારેથી કેટલેક દૂર નદીમાં એક સ્થાને એક ભયંકર વમળ હતો. ત્યાં વાંસ વાંસપૂર પાણી ઉછળતું હતું અને ભોગ જોગે જો કોઈ નૌકા ખેંચાઈને તે વમળ પાસે જતી તો તે ફરીથી પાછી આવી શકતી નહોતી. વમળે ચઢીને તે નૌકા ભાંગીને ચૂરેચૂરા થઈ જતી હતી. આથી લોકોએ તે વમળને ‘મૃત્યુનો દરવાજો’ એવું નામ આપ્યું હતું. તે નાવિક પાસે બે હોડીઓ હતી. તેમને તે નદી કિનારે બાંધી મૂકતો હતો. પોતાના હુકમ વિના તે હોડીઓનો સ્પર્શ નહિ કરવાનો નાવિકે પોતાના પુત્રને આદેશ કર્યો હતો; તેથી તે છોકરો એકલો હોય ત્યારે તેમાં કદાપિ બેસતો નહિ. તે વમળ તરફ કોણ જાણે કેટલાંય વહાણ ખેંચાઇને ભાંગી જતાં હતાં તેમની ગણના કરીએ તો કરી શકાય તેમ નહોતું. જો આવું એકાદ વહાણ તે વમળ તરફ ખેંચાઈ જતું નાવિક જોતો તો તેમાં બેઠેલાં માણસોને બચાવી લેવાને તે પોતાની હોડી લઇને નીકળી પડતો અને ઘણી વખત તે ઘણા માણસોને બચાવી શકતો.

નાનપણથી જ તે છોકરાના ગળામાં એક રૂપાની સાંકળ નાખવામાં આવી હતી. અને તે સાંકળમાં એક સ્થળે એક ભયાનક દાંત જડેલો હતો. તે દાંત કોનો હતો અને તેને સાંકળમાં કેમ જડી લેવામાં આવ્યો હતો તેનું કારણ તે છોકરો જાણતો નહોતો. જ્યારે તેની ઉમર બાર વર્ષની થઈ ત્યારે એક દાસીએ છુપી રીતે તેને કહ્યું કે તે દાંત રાક્ષસીનો હતો. તે રાક્ષસી જળ ઉપર રહેતી હતી તેથી જેની

પાસે તે દાંત હોય તે જળમાં કદાપિ ડૂબી શકે તેમ નહોતું અને તેથી જ તે છોકરાની માતાએ તે દાંતને સાંકળમાં જડીને તેની ડોકમાં તે સાંકળ ઘાલી હતી. દાસીના મુખથી આ વાર્તા સાંભળીને નાવિક-પુત્રે તે કોઇને કહી નહિ તેમ પોતે તે દાંતના પ્રતાપે ડૂબી શકે છે કે નહિ તેની કાંઈ પરીક્ષા કરી નહિ.

એક દિવસ નાવિક કોઈ વિશેષ કાર્યમાટે પોતાના ઘરથી પાંચ કોસ દૂર એક મહાજન પાસે ગયો હતો; કારણ કે, તે મહાજન પાસે તેના કેટલાક રૂપિયા લેણા હતા. હિસાબમાં કાંઇક ગોટાળો થયેલો હોવાથી મહાજને નાવિકને પોતાની પાસે આવી હિસાબ મેળવી જવા કહાવી મોકલ્યું હતું. તે દિવસે સવારમાં નાવિક વહાણુ લઇને બહાર ગયો હતો. બપોરે ઘેર આવી ભોજન કર્યું એટલે મહાજનનો સંદેશો તેને મળ્યો. અમુક કાર્યવશાત્ પોતે ગામ જાય છે એમ પુત્રને કહીને નાવિક પોતાની સાથે ફક્ત એક નોકરને લઇને એક નાની હોડીમાં બેસીને મહાજનની પેઢીએ જવાને નીકળી પડ્યો.

પાછા આવતાં વાર થશે કે નહિ એ વિશે નાવિકપુત્રે નાવિકને પૂછ્યું એટલે નાવિકે કહ્યું કે: "તું મારામાટે કાંઈ ચિન્તા કરીશ નહિ; કારણ કે, હું શહેરમાં જાઉં છું. જો કામ થઈ જશે તો હું આંજે ને આજે જ પાછો આવીશ, નહિ તો કાલે આવીશ."

સંધ્યા પછી આહારાદિ કરીને નાવિકપુત્રે શયન કર્યું. આકાશના પશ્ચિમ ભાગમાં એકાએક વાદળું ચઢી આવ્યું. તે વાદળું ઘણું ઘટ્ટ હોવાથી નાવિકપુત્રે અનુમાન કર્યું કે વર્ષાદ આવ્યા વિના નહિ રહે! તે દિવસે તેનો પિતા જો શહેરમાંથી આવતો હશે તો નદીમાં તેને અવશ્ય તોફાન નડશે એવી ભીતિ તેને લાગવા માંડી. વિચાર કરતો તે બારી આગળ સૂઇ રહ્યો.

રાત્રિનો એક પ્રહર વ્યતીત થઈ ગયો એટલે પવન જોશમાં ફુંકાવા લાગ્યો. અને વર્ષાદ પણ જોશબંધ પડવા લાગ્યો. ધીમે ધીમે વર્ષાદ અને પવનનો જોશ વધવા લાગ્યો. શય્યામાં પડ્યો પડ્યો નાવિક-પુત્ર પાસાં બદલવા લાગ્યો. તેણે ઘણો પ્રયત્ન કર્યો તોએ તેને નિદ્રા આવી નહિ.

થોડીવારે પવનનું જોર કાંઇક ઓછું થયું; જો કે વર્ષાદ તો મૂષ-ળધાર જ વર્ષતો હતો. નાવિકપુત્ર પોતાની શય્યામાંથી ઉઠયો અને બારી ઉઘાડી. વર્ષાદ અને પવનનું જોર એટલું બધું હતું કે બારી ઉઘાડ્યા પછી તરત જ બંધ કરી દેવી પડી. બારી બંધ કરીને તે શય્યામાં જઇને સૂઈ રહ્યો પરન્તુ મનમાં ચિન્તા હોવાથી નિદ્રા ક્યાંથી

આવી શકે ? ચિન્તામાં ને ચિન્તામાં તેની આંખો કાંઇક બંધ થઈ ગઈ અને તે અવસન્ન થઈ ગયો. થોડીવારે તેને ગાઢ નિદ્રા આવી ગઈ.

તે નાવિકપુત્ર કેટલીક વાર સુધી નિદ્રિત અવસ્થામાં રહ્યો તે તે જાણી શકયો નહિ. એકાએક એક ચીત્કારધ્વનિ સાંભળતાં જ તેની આંખો ઉઘડી ગઈ. તે કંઠસ્વર તેના પિતાના જેવો હતો તેથી તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. હવે તે શય્યામાં શયન કરી શકયો નહિ. શય્યામાંથી ઉઠીને તેણે દીવો સળગાવ્યો અને પછી તેનો બાપ જે ઓરડામાં સૂઈ રહેતો હતો તે ઓરડામાં તે ગયો. ત્યાં જઇને તેણે જોયું તો તેનો બાપ ત્યાં નહોતો. પહેલાં તેણે પોતાના મનમાં એમ ધાર્યું હતું કે તેનો પિતા ઘેર આવ્યો હશે અને તેણે જ તે ચીત્કાર કર્યો હશે પરંતુ તેને તેના શયનાગારમાં ન જોવાથી તેની ચિન્તા વધી પડી. તે ચીત્કારધ્વનિ તેના પિતાનો હતો એ વિશે તેની ખાતરી થઈ ગઈ હતી.

તે વખતે આકાશ મેઘથી આચ્છાદિત થઈ ગયું હતું અને વર્ષાદ પણ જોરમાં વર્ષી રહ્યો હતો. પવનનો વેગ પહેલાં કરતાં જો કે કાંઇક નરમ પડ્યો હતો તોપણ તે ઘણા વેગમાં પ્રવાહિત થતો હતો. હવે શું કરવું તે એ વિશે તે છોકરો પોતાના મનમાં કાંઈ પણ નિશ્ચય કરી શકયો નહિ. કાંઈ પણ નિર્ણય ઉપર આવ્યા વિના તે પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો અને નદી તરફ જવા લાગ્યો.

અતિ કષ્ટે નદીતીરે જઇને તેણે જોયું તો નદીમાં ભયંકર મોજાં ઉછળી રહ્યાં હતાં. જળની મોટી મોટી લહરીઓ ઉત્પન્ન થઇને કિનારા સાથે અથડાતી ને મોટા ભયંકર અવાજ ઉત્પન્ન કરતી હતી. આવા તોફાનનો વખતમાં તે પોતાની હોડી પાસે ગયો.

અત્યાર પહેલાં ઘણીવાર તે છોકરાએ નદીમાં તોફાનો જોયાં હતાં અને ભાગેલા વહાણમાંથી તેણે માણસોને બચાવ્યાં હતાં; પરંતુ આજનો સમય તેને ઘણો જ ભયંકર લાગ્યો. પહેલાં તે તોફાનમાં હોડી ઝોકાવતો ત્યારે તેનો પિતા તેની સાથે રહેતો તેથી તેને પોતાની જિંદગીના ભયનો વિચાર આવતો જ નહોતો; કિન્તુ તે દિવસે તેનો પિતા તેની પાસે નહોતો. તે કયાં હતો તેની પણ તેને ખબર નહોતી તેથી હોડીમાં બેસીને તોફાનમાં ઝોકાવવાનું તે સાહસ કરી શકયો નહિ.

સહસા પહેલાંના જેવો ચીત્કારધ્વનિ તેના કાને પડ્યો. તરંગભંગના પ્રચંડ ધ્વનિ અને વાયુના સુસવાટામાં તે ચીત્કાર તેને કર્ણગોચર થયો. તે સાંભળીને તેના હૃદયમાં ભયંકર આઘાત થયો. તે તેના પિતાનો ચીત્કાર હોય એમ તેને જણાયું. એકદમ તે હોડીમાં કૂદી

પડ્યો અને જે બાજૂથી ચીત્કારધ્વનિ આવતો હતો તે તરફ તેને હંકારીને લઈ જવા લાગ્યો.

તે ઘોર અંધારી કાળી રાત્રિએ વાયુ, તરંગભંગ અને વૃક્ષોનાં ખરી પડતાં પાંદડાંના અવાજ થતા હતા તે વિના અન્ય કાંઈ અવાજ કર્ણગોચર થતો નહોતો. બન્ને હાથમાં હલેસાં ઝાલીને સરિતાના તરંગ સાથે યુદ્ધ કરતો કરતો તે આગળ વધવા લાગ્યો.

પુનઃ તે આર્તનાદ તેના કાને પડ્યો. દૂર કોઈ સાહાય્યમાટે પ્રાર્થના કરી રહ્યું હતું! તે અવાજ વમળ કિંવા 'મૃત્યુના દરવાજા' તરફથી આવતો હતો. તે અવાજ તેના બાપના જેવો હતો પણ તે આવા વખતમાં પાછો ક્યાંથી આવે? તે અવાજ ગમે તેનો હોય પણ તે કોઈ દુઃખી માણસનો અવાજ હતો એ તો ચોકસ હતું તેથી દ્વિગુણિત ઉત્સાહથી તે પોતાની હોડીને વમળ તરફ હંકારવા લાગ્યો.

નદીની ખેંચ વિપરીત બાજૂએ હતી અને ભયંકર મોજાં ઉછળી રહીને તેના માર્ગમાં વિક્ષેપ નાખતાં હતાં તો પણ ધીમે ધીમે અને કુશળતાથી તે પોતાની હોડીને આગળ હંકારી રહ્યો હતો.

જેમ જેમ તે મૃત્યુના દરવાજાની નજીકને નજીક જતો ગયો તેમ તેમ તે ચીત્કારધ્વનિ તેના બાપનો હોય એમ તેને સ્પષ્ટ જણાવા લાગ્યું. શહેરમાં કામ વહેલું પતી ગયું હોય અને તોફાન શરૂ થયા પહેલાં તે નીકળ્યો હોય તો તે તેને સંભવિત દેખાવા લાગ્યું. તેનો પિતા સાહાય્યમાટે બૂમો પાડી રહ્યો છે એ સાંભળીને તથા જાણીને તેનો ઉત્સાહ ઘણો વધી ગયો અને તેનું સાહસ દ્વિગુણિત થઈ ગયું. તેનો પિતા તેને તેના પ્રાણ કરતાં પણ વધારે વહાલો હતો તેથી તેની રક્ષામાટે પોતાનો જીવ આપવો પડે તો પણ તે પાછી પાની કરે તેવો નહોતો, એટલે તેણે પોતાની હોડી જોશમાં ચલાવવાના પ્રયત્નો કરવા માંડ્યા.

કિનારાથી મૃત્યુના દરવાજાનો વમળ અડધો કોસ દૂર હતો. તે અડધાથી વધારે માર્ગ કાપી ગયો એટલામાં કલાન્ત થઈ ગયો. થોડી વાર સુધી વિશ્રામ લેવાનો તેણે વિચાર કર્યો એટલામાં પાણીની ખેંચથી તેની હોડી વીસ પચીસ હાથ દૂર ઘસડાઈ ગઈ. તેનું જેટલું બળ હતું તે બળનો ઉપયોગ કરીને તે તે વમળ તરફ આગળ વધવા લાગ્યો. મહા કષ્ટે તે તે વમળની લગભગ આવી પહોંચ્યો પરન્તુ ઘોર અંધકાર છવાઈ રહેલો હોવાથી ત્યાંની કાંઈ વસ્તુ તેની નજરે પડી નહિ.

આ જોઇને નાવિકપુત્ર હતાશ થઈ ગયો. તેના મુખપરનું તેજ ઉડી ગયું. ઘણા કષ્ટથી તે ત્યાં ઉત્પન્ન થતા તરંગ સાથે યુદ્ધ કરવા

લાગ્યો. કિન્તુ અલ્પ સમયમાં જ એક મોટી વિપત્તિ ઉપસ્થિત થઈ. તેની પોતાની હોડી મૃત્યુમુખ વમળમાં તણાવા લાગી. પોતાની હોડીને વમળમાંથી બહાર કાઢવાની નાવિકપુત્રે ઘણી ચેષ્ટા કરી પણ તેમાં તે ફાવી શકયો નહિ. જેમ જેમ હોડી વધારે જોરથી ખેંચાવા લાગી તેમ તેમ તે બળહીન થતો ગયો. કેટલીક વારે તે હતજ્ઞાન થઈ ગયો અને તેની હોડી 'મૃત્યુના દરવાજા'ના વમળમાં દાખલ થઈ ગઈ હતી તે તે જાણી શકયો નહિ.

નાવિકપુત્રે જ્યારે આંખો ઉઘાડી ત્યારે તેણે પોતાને પોતાના પિતાની શય્યામાં સૂતેલો જોયો. તેનો પિતા પોતે અને બીજા નોકર ચાકરો તેની શય્યાની આસપાસ બેઠા હતા. આંખ ઉઘાડતાં જ તે પોતાના પિતાને જોઈ શકયો.

એક દીર્ઘ નિઃશ્વાસનો ત્યાગ કરીને અતિ ક્ષીણસ્વરથી નાવિકપુત્રે કહ્યું: "અરે હું અહીં!..."

તેને બોલવાની મના કરતાં નાવિકે કહ્યું: "ભાઈ, અત્યારે તું કાંઈ પણ બોલીશ નહિ. હાલમાં તારામાં ઘણી અશક્તિ આવી ગઈ છે. વૈદ્યની એવી સલાહ છે કે તારે બોલવું ચાલવું કે હાલવું પણ નહિ. તારા પર એક મોટી આફત આવી ગઈ છે પણ પરમેશ્વરે તે આફત- માંથી તને બચાવીને નવો જન્મ આપ્યો છે."

નાવિક આ શબ્દો એવી મિષ્ટતાથી બોલ્યો કે જેવી મિષ્ટતા તેના બોલમાં નાવિકપુત્રને પહેલાં કદાપિ લાગી નહોતી. પિતાનું મિષ્ટ સંભાષણ સાંભળીને તેને પરમ આનંદ થયો. તેનું શરીર પુલકિત થઈ ગયું અને તે મુખમાંથી કાંઈ પણ શબ્દ બોલવાનું સાહસ કરી શકયો નહિ.

તેના પિતાએ કહેવા માંડયું! "સાંભળ, દીકરા! જો તું અમારી સહાયતા માટે ન આવ્યો હોત તો હું અને રઘુ બચી શકત નહિ. સાહાય્ય- માટે હું બૂમો પાડતો હતો તે સૌભાગ્ય ક્રમે તારા સાંભળવામાં આવી અને હોડી લઈને તું અમારી મદદે દોડી આવ્યો. તું જો ન આવ્યો હોત તો અમે વમળમાં ડૂબીને મરણ પામત. દીકરા, અત્યાર સુધી કોઈ દિવસ મેં તને મિષ્ટ વચન કહ્યાં નથી તો પણ તું જાણી ચૂકયો હઈશ કે હું તને મારા પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું. તારા ગઈ કાલના સાહસથી હું તારા પર ઘણો જ પ્રસન્ન થઈ ગયો છું. તેં મને મોતના મુખમાંથી બચાવ્યો છે એ વાત હું જીવીશ ત્યાં સુધી ભૂલી શકીશ નહિ."

નાવિકપુત્રનાં શ્રવણોને આ મિષ્ટ શબ્દો અમૃતના વર્ષાદ સમાન ભાસ્યા. ગઈ રાત્રિની તેના પરની વિપત્તિથી તેને કઠિન આઘાત થયો

હતો. તેના સઘળા બળનો નાશ ન થઈ ગયો હોય તેમ તે નિર્બળ બની ગયો હતો. કેટલાક દિવસ સુધી ઔષધનું સેવન કર્યું ત્યારે તેને સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થયું. નાવિકે પોતાની જ્ઞાતિની એક સ્વરૂપવતી બાળાને શોધી કાઢી અને તેની સાથે પોતાના પુત્રનું લગ્ન ઘણી ધામધૂમથી કર્યું. સ્વરૂપવતી સ્ત્રી મળવાથી નાવિકના પુત્રને પરમ આનંદ થયો. તે તેની સાથે પરમ સુખમાં પોતાનો સંસાર ચલાવા લાગ્યો. તે દિવસ પછી કોઈ દિવસ તે નાવિકપર કાંઈ આફત આવી નહોતી. પુત્રને ને પુત્રવધૂને પરમ સુખ અને શાન્તિમાં રહેતાં જોઈને નાવિકને અપૂર્વ આનંદ થતો. થોડા વખતમાં પુત્રવધૂએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. નાવિક પૌત્રને ઘણા હેતથી રમાડતો અને પૂર્ણ સુખમાં પોતાના દિવસો વ્યતીત કરતો હતો.



## શ્વાનનું શબ

કોઇક દેશમાં એક ઘણો પ્રબળ અને પ્રતાપશાળી રાજા રાજ્ય કરતો હતો. તે પોતાની પ્રજાને બહુજ ચાહતો હોવાથી તેમની ઉન્નતિ તથા તેમનું મંગળ થાય તેવાં કામ તે હર હમેશાં કરતો હતો. આ ઉપરાંત તે રાજામાં એક વિશિષ્ટ ગુણ હતો. દરરોજ રાત્રિના સમયે છદ્મવેષ ધારણ કરીને તે રાજપ્રાસાદમાંથી બહાર નીકળતો અને સુયોગ મળતાં સારા માણસને ઉત્તેજન અને દુષ્ટને શિક્ષા આપતો હતો. આ પ્રમાણે છુપો વેષ ધારણ કરીને તે ચોર લૂટારા વગેરેને પકડી પાડતો અને તેમને શિક્ષા કરીને પ્રજાના જાન માલને નિર્ભય બનાવતો. કોઇ કોઇ વખત તે મંત્રી અને શહેરના કોટવાળને પોતાની સાથે લેતો હતો.

એક દિવસ સંધ્યા પછી રાજાએ ભીખારીનો વેષ ધારણ કર્યો. પછી તે શહેરમાંની એક મદ્યની દુકાનમાં જઇને બેઠો. મદ્યાલયમાં તે સમયે કેટલાક ચોર મદ્ય પીવાને આવ્યા હતા; મદ્ય પીતાં પીતાં તેઓ પોતાના પરાક્રમોની વાતો કરવા લાગ્યા. રાજાએ છુપી રીતે તેમની સર્વ વાતો સાંભળી લીધી અને તેમને બીજે દિવસે પ્રભાતમાં પકડાવવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

આવામાં એક ચોરની દૃષ્ટિ રાજાપર ગઈ. એકદમ તે તેની પાસે ગયો અને તેને ગુપ્તચર સમજીને તેને પકડયો અને સર્વ ચોરોએ મળીને તેને સખ્ત માર માર્યો. ચોરોએ તેને એટલો બધો માર

માર્યો કે તે બેભાન થઈ ગયો. તેને મરેલા સમજીને ચોરે તેને ઉંચકી લઇને વનના એક ઘાડા ભાગમાં નાખી દીધા. રાજા બેભાન અવસ્થામાં તે સ્થળે પડયો રહ્યો.

એક પંડિત તે વનમાં થઇને જતો હતો. રાજાનું શબ સમાન શરીર રસ્તા વચ્ચે પડયું હતું તેથી પંડિતને ઠોકર વાગી. પંડિત નીચો નમ્યો અને જોયું તો શબ જેવું પડેલું કાંઇક જોયું. તેણે રાજાની નાડી જોઇ તો તે ચાલતી હતી. તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે હજી તેનામાં જીવ હતો. તે રાજાને ઉપાડીને પોતાના કુટીરમાં લઈ ગયો અને તેના શરીરપર જ્યાં જ્યાં વાગ્યું હતું ત્યાં ત્યાં દવા ચોપડીને તેણે પાટા બાંધ્યા અને તેના મુખ તથા તેની આંખોપર તે પાણી છાંટવા લાગ્યો.

પંડિતે કેટલાક ઉપચાર કર્યા પછી રાજાને ભાન આવ્યું. આંખો ઉઘાડતાં તેણે પંડિતને જોયો. આવા આવા પ્રસંગ ઘણી વખત રાજાને આવી પડ્યા હતા અને ઇશ્વરકૃપાથી તે સર્વમાંથી તે જીવતો જાગતો રહી શકયો હતો. પંડિતને જોઇને રાજાએ પૂછ્યું: "મહાશય! તમે ઘણું કષ્ટ સહન કરીને મને અહીં લાવ્યા છો અને મારો જીવ બચાવીને મારા પર તમે મોટો ઉપકાર કર્યો છે; પણ હું તે ઉપકારનો બદલો કેવી રીતે આપું? હાલમાં મારી પાસે એક ટંક ખાવાની પણ સોઈ નથી તો પછી ઉપકારનો બદલો હું કઈ પેરે આપું?" પંડિતે મંદ સ્મિત કરીને કહ્યું: "ભલા માણસ! તારી પાસે અત્યારે કાંઈ નથી એ તારા લૂગડાંના દેખાવપરથી જ હું. જાણી શકયો છું; છતાં પણ તું આ દુનિયામાં ભીખારી તરીકે રહેવાને સર્જાયલો નથી. તારું કપાળ કેવું ભવ્ય અને ચકચકિત છે! ખરેખર, તું કોઈ મોટો માણસ થવાને નિર્માણ થયેલો છે. તારું મુખ જેતાંજ મારી ખાતરી થઈ ગઇ છે કે તું કોઈ મોટો બુદ્ધિશાળી પુરુષ છે. તારી પાસે અત્યારે ધન ન હોય તો તું ચિન્તા કરીશ નહિ. તારા આહારમાટે મારા કુટીરમાં જોઇએ તેટલાં ફળ છે. મારી પાસે પહેલાં ઘણું દ્રવ્ય હતું પણ તે સર્વ મેં જ્ઞાન ઉપાર્જન કરવામાં ખર્ચી નાખ્યું છે. મને જ્ઞાન સંપાદન કરવાનો ઘણો નાદ છે; દિવસોના દિવસો સુધી હું કુટીરમાં પુસ્તકો વાંચતો બેસી રહું છું. અત્યાર સુધીમાં સંસારના ઘણા વિષયોનું મેં જ્ઞાન સંપાદન કર્યું છે. ચાલ, આજથી આપણે એક બીજાના મિત્ર થઇએ. આપણે એક બીજાને સાહાય્ય કરીશું તો મારી ખાતરી છે કે આપણા બંનેનું જીવન ઘણાજ સુખમાં જશે. તારા જેવો એક સારો માણસ ઇશ્વરકૃપાથી મને મળ્યો છે તેમાટે હું મારા મનમાં પરમ આનંદ પામું છું.

તારી પાસેથી કાંઈ પુરસ્કાર લેવાનું મારે કાંઈ પ્રયોજન નથી તેમ તેવી મારી આશા પણ નથી."

તે પંડિતનું કથન સાંભળીને રાજાના મનમાં આનંદ થયો. રાજા દેશનો અધિપતિ હોવાથી સર્વ લોકો તેનાથી ભય પામતા તથા તેના તરફ પ્રીતિ પ્રદર્શિત કરતા હતા; પરન્તુ લોકો આવી રીતે તેને ચાહાય એ રાજાને પસંદ નહોતું. પંડિતના બોલવાથી રાજા ઘણી સારી રીતે સમજી શકયો કે તે ફકત તેને તેના સારા ગુણથી જ ચાહાતો હતો. આવો એક બન્ધુ પોતાને પ્રાપ્ત થવાથી તે પોતાને અહોભાગ્ય સમજવા લાગ્યો. પુલકિત થઇને રાજાએ કહ્યું: "ભલે, ભાઈ! તમારી સાથે મૈત્રી કરવાને હું ઘણો જ ખુશ છું. ધારો કે તમારા કહેવા પ્રમાણે હું મોટી મિલ્કતનો માલિક થયા પછી હું શું કરું તો તમે પ્રસન્ન થાઓ? હું તમને શું આપું તો તમારા મનને સંતોષ થાય? હું ઘણી સારી રીતે જાણું છું કે અત્યારે હું તમારી ઇચ્છા પૂર્ણ કરી શકું તેવી સ્થિતિમાં નથી; પરન્તુ તમારી ઇચ્છા જાણવામાં કાંઈ બગડી જવાનું નથી. મિત્ર મિત્રની ઇચ્છા જાણે એ ઘણું સારું છે. હું મિત્રભાવથી તમારી ઇચ્છા જાણવા માગું છું.

પંડિતે કહ્યું: "મિત્ર! મારી ઇચ્છા ઘણી જ ઉંચી છે. જો કોઈ માણસ મને મોટું પુસ્તકાલય બંધાવી આપે તો તેમાં બેઠાં બેઠાં રાત્રિ દિવસ પુસ્તકોનું અધ્યયન કરવું એ જ મારી મનીષા છે. પરન્તુ ભાઈ, મારી આશા વામનની ચંદ્રપ્રાપ્તિમાટેની આશા સમાન છે."

થોડોક વખત સુધી વિચાર કરીને રાજાએ કહ્યું: "મિત્ર! મારો એક આત્મીય અહીંના રાજાને ઘેર કામ કરે છે એટલે તેને કહીને હું તમારી ઇચ્છા પૂર્ણ કરાવી શકું તેમ છે. તે માણસનું રાજ્યમાં એટલું બધું ચાલે છે કે રાજ્યમાં કોઈ સારા પદપર તમને તે નિયુક્ત કરી શકશે."

નવાઈ પામીને પંડિતે કહ્યું: "મિત્ર, જુઓ, ત્યાં જઈ અપમાનિત તથા લજ્જિત થઇને આપણને પાછા આવવું ન પડે તેવું હોય તો જ આપણે ત્યાં જઇએ. રાજકાજના ખેલ ઘણા વિચિત્ર હોય છે. રાજા અને રાજાની પાસે રહેનારનો વિશ્વાસ કરવો વ્યર્થ છે; કારણ કે સંસારમાં રાજા વાજાં ને વાંદરાં સરખાં ગણાય છે. તમારા આત્મીય ઉપર તમને વિશ્વાસ હોય તો જ હું તમારી સાથે આવું; નહિ તો આપણી આ પર્ણકુટી ઘણી સારી છે; અહીં આપણે આનંદમાં આપણા દિવસો વ્યતીત કરી શકીશું."

રાજાએ કહ્યું: "મહાશય, મારો આત્મીય ઘણો જ સારો માણસ છે અને તે કોઈ દિવસ આપણું અપમાન નહિ કરે એ વિશે મને પૂરે

પૂરી ખાતરી છે. હું પણ તેને મળવાને જ જતો હતો. આપણું નસીબ ઘણું જ જોર કરે છે. જુઓને પૂર્વમાં સૂર્યનો ઉદય થવા માંડ્યો છે. ચાલો, આપણે આજ રાજધાનીમાં જઇએ."

આમ બોલી પંડિતને પોતાની સાથે લઇને રાજા રાજધાનીમાં આવ્યો. મહાલય પાસે એક સ્થાને પંડિતને બેસાડીને રાજા મહાલયમાં ગયો અને રાજોચિત વસ્ત્ર પરિધાન કરીને તે રાજસભા તરફ જવા લાગ્યો. કેટલોક વખત સુધી વિશ્રામ લીધા પછી રાજાની દૃષ્ટિ તે પંડિતપર પડી. તેને પોતાની પાસે બોલાવીને રાજાએ કહ્યું: "બન્ધુ! કાંઈ ઓળખાણ પડે છે કે?"

પંડિતે રાજાને ઓળખી લીધો. તે વખતે તેને જણાયું કે તેણે રાજાના પ્રાણની જ રક્ષા કરી હતી. રાજાએ તેની ઘણી પ્રશંસા કરી, તેને એક ભવ્ય પુસ્તકાલય કરાવી આપ્યું અને તેને રહેવાને માટે એક જૂદો મહાલય બંધાવી આપ્યો.

તે મહાલયમાં પંડિત નિવાસ કરવા લાગ્યો. અલ્પ સમયમાં જ તે રાજાનો પ્રિયપાત્ર થઈ ગયો. એક દિવસ સભામધ્યે સર્વ આહાર કરવા બેઠા હતા એવામાં પંડિતે રાજાના પાત્રમાંથી દૂધનું ભરેલું પાત્ર લઈ લીધું અને તેને સ્થળે પોતાનું દૂધનું પાત્ર મૂક્યું. પંડિતનું આ કૃત્ય જોઇને રાજા ઘણો વિરક્ત થયો કિંતુ તે વખતે તે તેને કાંઈ પણ કહી શકયો નહિ.

તે દિવસે રાજા પંડિતના મહાલયમાં ગયો તો આંગણામાં જ એક શ્વાનનું શબ પડેલું હતું. વિસ્મય પામીને રાજાએ પૂછ્યું: "પંડિતરાજ! આ શ્વાનનું શબ અહીં ક્યારનું પડી રહ્યું છે? શું આપની પાસે નોકર ચાકર નથી કે તેને આંગણામાં પડી રહેવા દીધું છે?" પંડિતે કહ્યું: "બન્ધુ, આપના ભાણામાંથી મેં જે દૂધ લઈ લીધું હતું તે સાદું દૂધ નહોતું પણ તેમાં વિષ ભેળવેલું હતું. ભોજન કરતી વખતે મેં દૂધ પીવાનો ફક્ત ડોળ જ કર્યો હતો; પણ દૂધને તો પાત્રમાં જેમનું તેમ જ રહેવા દીધું હતું. ઘેર આવીને મેં એ દૂધ આ કૂતરાને પાયું હતું. બન્ધુ, જુઓ; તે દૂધ પીવાથી આ કૂતરાના કેવા હાલ થયા છે?"

પંડિતે પુનઃ પોતાના પ્રાણ બચાવ્યા હતા તે જોઇને રાજાને તેનાપર ઘણું જ હેત આવ્યું. તે તેની વારંવાર પ્રશંસા કરવા લાગ્યો. પોતાના પ્રાણ લેવાનું કાવતરું કોણે કર્યું હતું તે વિશેની રાજાએ તપાસ કરી. તપાસના અંતે તેને જણાયું કે એક ગુપ્તચરે આવીને દૂધમાં વિષ મેળવી દીધું હતું. રાજાના આદેશથી તે ગુપ્તચરને એકદમ

બંધાવી મંગાવવામાં આવ્યો અને રાજાએ તેને મરણની શિક્ષા આપી. તે દિવસથી પંડિત રાજાનું અત્યંત પ્રિયપાત્ર બન્યો અને મરજીમાં આવે તેવાં જ્ઞાનનાં પુસ્તકોનું વાંચન કરવામાં અને રાજા સાથે વાર્તાલાપ કરીને અમન ચમન તથા સુખ ચેનમાં પોતાના દિવસો વીતાડવા લાગ્યો.



## ઘૂવડની વાણી

એક ખેડૂતે કેટલીક જમીન વેચાતી લીધી. તે જમીનની પૂરેપૂરી કીમત આપવાના પૈસા તેની પાસે નહોતા. જમીનનો કબજો લેતી વખતે તેણે અડધા ઉપરાંત પૈસા આપી દીધા અને બાકીના પૈસામાટે વાયદો કર્યો.

બહુ દિવસથી પોતાના માટે ખેતર વેચાતું લેવાની ખેડૂતની અભિલાષા હતી. દમડી દમડી કરીને તેણે કેટલાંક રૂપિયા ભેગા કર્યાં હતા; કિન્તુ તેની પાસેની રકમ તેને જોઇતું હતું તેવું ખેતર વેચાતું લેવાને માટે પૂરતી નહોતી. આખરે એક વાણિયા પાસેથી એક નાનું ખેતર તેણે પોતાના માટે વેચાતું લીધું.

ખેતરનું પૂરેપૂરું મૂલ્ય પોતે આપી શકયો નહોતો તેથી ખેડૂતને ભયંકર ચિન્તા થયા કરતી હતી. તે ગરીબ માણસ હતો. કોઇની પાસેથી વ્યાજે રૂપિયા કાઢવા એ તેને મુદ્દલ ગમતું નહોતું. રોળ ઓછી ને વ્યાજ તો ઘોડાવેગે વધ્યું જ જાય એટલે આખરે ખેતર, પણ તેમાં ડૂબી જાય એવી તેને ભીતિ હતી. તો પણ કોઇ સાધારણ વ્યાજે ખેતર પર રૂપિયા આપે તો તે લેવાને તે ખુશ હતો પણ ગામડું ગામ, તેમાં હલકા વ્યાજે નાણાં ધીરનાર કોણ હોય? પૈસાની સવડ નહિ થવાથી ખેડૂતને ભયંકર ચિન્તા થતી હતી. કરેલો વાયદો થવા આવ્યો એટલે વાણિયો ઉઘરાણી કરવા આવ્યો પરંતુ ખેડૂતના ઘરમાં પૈસા હતા ક્યાં કે તે તેને આપે! મુદત પૂરી થતાં પણ પોતાના પૈસા ન મળ્યા એટલે વાણિયાએ ખેડૂતના ઘર આગળ આવીને ગાળો ભાંડવા માંડી.

એક દિવસ સંધ્યા સમયે ખેડૂત ખેતરમાં એક જાંબુડાના વૃક્ષ નીચે બેઠો બેઠો મનમાં ચિન્તા કરી રહ્યો હતો એવામાં પાસેના એક વૃક્ષપર એક ઘૂવડ બેઠો હતો તેણે કહ્યું:—

"શાને ખેડુત ચિન્તા કરે, ધનની ખોટ ન તારે ખરે,
જે સ્થાને તું બેઠો સહી, ભંડાર છે છુપો તે મહીં;

હસ્તમાંહ કોદાળી ધરી, ઉત્ખાતન સત્વર લે કરી,
મળી જશે ધનનો ભંડાર, ચિન્તા ટળશે નિશ્ચિત ધાર."

ઘૂવડને આમ મનુષ્યની માફક બોલતું સાંભળીને ખેડૂતને ઘણું આશ્ચર્ય થયું. તે પક્ષીના આદેશ પ્રમાણે જાંબુડા નીચે તેણે ખોદ્યું કેટલોક વખત સુધી ખોદ્યા પછી એક પેટી દેખાવા લાગી. પેટી જોઇને ખેડૂતનો ઉત્સાહ દ્વિગુણિત થયો અને તેણે જોરથી ખોદવા માંડ્યું.

થોડી વારમાં તેણે તે પેટીને, આજૂબાજૂની જમીન ખોદીને, બહાર કાઢી. પેટીને ગાડામાં નાખીને રાતના સમયે તે પોતાને ઘેર લઈ ગયો. બીજે દિવસે તે તે પેટીને ઉઘાડવાનો પ્રયત્ન કરતો હતો તેવામાં વાણિયો ઉઘરાણી કરવાને આવ્યો. ખેડૂતને પેટી ઉઘાડવાની ચેષ્ટા કરતો જોઇને તે સર્વ વાત સમજી ગયો અને તેથી તેણે ખેડૂતને કહ્યું: "તેં હજી મારા ખેતરના પૈસા પૂરેપૂરા આપ્યા નથી તેથી તેમાંથી જે ધન નીકળ્યું છે તે લેવાનો તારો અધિકાર નથી. આ પેટી મારા બાપદાદાએ અવશ્ય ખેતરમાં દાટેલી હશે એટલે તે લેવાનો મારો અધિકાર છે. ભગવાને મને ઘણે સારે ટાંકણે મોકલી આપ્યો છે. જો હું આજ અત્યારે અહીં ન આવ્યો હોત તો પેટી ઉઘાડીને અંદરનું તમામ ધન તેં લઈ લીધું હોત; પણ પરમેશ્વર ઘણો દયાળુ છે; એ ધન મારા નસીબનું હશે તેથી જ મને નસીબ અહીં ખેંચી લાવ્યું છે."

આમ કહીને તે પોતાની સાથે પોતાના એક ચાકરને લાવ્યો હતો તેને તેણે પેટી ઉપાડી લેવાનો આદેશ કર્યો. ખેડૂત હતાશ થઈ ગયો અને તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ.

બીજે દિવસે ખેડૂત જાંબુડાના વૃક્ષ નીચે જઇને પુનઃ વિચારમગ્ન સ્થિતિમાં બેઠો. એવામાં આગલે દિવસે તેને જે ઘૂવડે પેટી બહાર કાઢવાનું કહ્યું હતું તેણે જ કહ્યું:–

"શોચ ન કરતો ખેડૂત કાંઈ, કોદાળી લે હાથે ભાઈ;
તનેજ મળશે ધન ભંડાર, ચિન્તાનો થાશે સંહાર!"

હાથમાં કોદાળી ઝાલીને પોતે જે સ્થળે બેઠો હતો ત્યાં ખેડૂતે ખોદવા માંડ્યું. કેટલુંક ખોદતાં તેના હાથમાં મોહોરોની ભરેલી એક ચરૂડી આવી. તે તેને પોતાને ઘેર લઈ ગયો, અને તેને સાચવીને પોતાના ઘરમાં સંતાડીને રાખી. તે દિવસથી ખેડૂતના નસીબનું પાંદડું ફરી ગયું.

અહીં કેટલાક દિવસો સુધી વાણિયાને પોતાને ઘેર ઉઘરાણી કરવા ન આવેલો જોઇને ખેડૂતના મનમાં સંદેહ થયો તેથી તેના દેવામાંથી મુક્ત થવાને તે પૈસા લઇને પોતેજ તેને ઘેર ગયો. તેને ઘેર

જતાં તેને જણાયું કે રાજકર્મચારીઓ વાણિયાને કેદ કરીને લઈ ગયા હતા. વિશેષ તપાસ કરતાં તેના જાણવામાં આવ્યું કે જે પેટી તે લઈ ગયો હતો તેમાં કોઈ સ્વરૂપવતી સુંદરીનું શબ હતું. પોતાના માણસના માથે તે પેટી મૂકીને વાણિયો પોતાના ઘર તરફ જતો હતો તેવામાં ગામનો કોટવાળ ત્યાં આવ્યો. તે પેટી જોઇને તેના મનમાં શંકા થઈ તેથી તેને નીચે ઉતરાવીને તેણે ઉઘડાવી તો તેમાં લાશ જોવામાં આવી. કોટવાળે તે વાણિયાપર ખૂનનો આરોપ મૂકીને તેને મુદ્દા માલ પેટી તથા લાશ સાથે શહેરમાં મોકલી આપ્યો હતો.

આ વાત સાંભળીને ખેડૂત પોતાના મનમાં પરમેશ્વરનો વારંવાર આભાર માનવા લાગ્યો. જો તે પેટી પોતે ઉઘાડી હોત તો પોતાના શિરપર મોટી આફત આવી પડત એ વાત તેના જાણવામાં આવી. તે વાણિયો ઘણો લોભી તથા વ્યાજખાઉ હતો તેથી પરમેશ્વરે તેને યોગ્ય દંડ આપ્યો છે એમ તે પોતાના મનમાં વિચારવા લાગ્યો. પરંતુ અન્ય પળે તેના મનમાં વિચાર આવ્યો કે જે ખૂન તે વાણિયાએ કર્યું નહોતું તે ખૂનનો આરોપ તેના પર સાબિત થાય અને તે ફાંસીના લાકડે ચડે તે યોગ્ય ન કહેવાય! તેણે તેની સાથે જે દુષ્ટાચરણ કર્યું હતું તેનું ફળ તેને પૂરતું મળ્યું હતું; માટે રાજા પાસે જઇને સત્ય બીના પોતે કહી દેવી એવું મનમાં વિચારી તે નગર પ્રતિ ગયો અને રાજા પાસે જઇને સાચે સાચી બીના કહી દીધી. ખેડૂતની વાર્તામાં રાજાને વિશ્વાસ આવ્યો તેથી તેણે વાણિયાને બંધનમુક્ત કર્યો.

પોતે તે ખેડૂત સાથે દુષ્ટાચરણ કર્યું હતું તો પણ તે ખેડૂતે પોતા સાથે આવો સારો વર્તાવ કર્યો તે જોઇને વાણિયો તેના પર ઘણો પ્રસન્ન થઈ ગયો. પોતાના માગતા પૈસા તેણે લીધા નહિ. ખેડૂતે તે લેવાનો તેને ઘણો ઘણો આગ્રહ કર્યો પરન્તુ વાણિયાએ કહ્યું કે: "ખેડૂત! જો કે તું ગરીબ છે પરન્તુ તારું મન મહાત્માના જેવું ઉદાર છે. તારા એ ગુણથી મુગ્ધ થઇને હું તો મારી માગતી રકમ છુટ મૂકી દઉં છું. મારા ચોપડામાં મેં તે જમા કરી દીધી છે એટલે હવે હું તે લઇશ જ નહિ."

તે દિવસથી તે વાણિયો અને ખેડૂત મિત્ર બન્યા. ખેડૂત ચરૂડીમાંથી જે મોહોરો નીકળી હતી તેવડે ઘણી ખુશીથી સુખમાં પોતાના દિવસો ગાળતો હતો.



# રાણી કે માયાવિની ?

કોઈ એક દેશમાં એક રાજા હતો. તેને બે રાણીઓ હતી. રાજા મોટી રાણીને ચાહતો નહોતો પણ નાની રાણીને તે પોતાના પ્રાણ કરતાં પણ અધિક ચાહતો હતો. મોટી રાણીના ઉદરથી રાજાને એક કન્યા અને એક કુંવર પ્રાપ્ત થયાં હતાં, કિન્તુ નાની રાણીના પેટે કાંઈ સંતાન થયું નહોતું.

રાજકુંવર જ્યારે પાંચ વર્ષના વયનો થયો ત્યારે મોટી રાણી મરણ પામી. રાજા જો કે તેને ચાહતો નહોતો તો પણ તેનું એકાએક મરણ થવાથી તેના મનમાં શોક થયો અને તે શાથી મરણ પામી તે જાણવાનો યત્ન કરવા લાગ્યો; પણ નાની રાણીએ મિષ્ટ તથા મધુર વચનો બોલીને તેને એવો વશ કરી લીધો કે અલ્પ સમયમાં મોટી રાણીને તે સર્વથા ભૂલી ગયો.

થોડા દિવસ પછી રાજાએ પણ મોટી રાણીનું અનુસરણ કર્યું. રાજાના મૃત્યુથી સકળ પ્રજા શોકસાગરમાં ડૂબી ગઈ. સર્વ પ્રજાજનો રાજાને દેવ સમાન માનતાં હતાં. મોટી રાણીના ઓચિન્તા મૃત્યુના સમાચાર સાંભળીને તેમના મનમાં કાંઈક શંકા ઉત્પન્ન થઈ હતી અને રાજાના અવસાનથી તેમની શંકા દઢીભૂત થઈ. તેઓ સઘળાં જાણતાં હતાં કે નાની રાણી જાદૂગરની કન્યા છે તેથી તે તેના પિતા પાસેથી તે જાદૂ વિદ્યા શીખી હશે અને તેના જાદૂના પ્રભાવે જ મોટી રાણી અને રાજાનાં અકાળ મૃત્યુ થયાં હતાં! એમ તેમને શક ગયો હતો પણ પ્રમાણના અભાવે આ વાત પ્રકટપણે કહેવાનું કોઈ સાહસ કરી શકતું નહોતું.

રાજાના મૃત્યુ પછી તેનો નાનો કુંવર સિંહાસનપર આરૂઢ થયો. રાજકુંવર અલ્પ વયનો હોવાથી નાની રાણી અને પ્રધાન મંત્રી તેના તરફથી રાજ્ય ચલાવવા લાગ્યાં.

તે વખતે નાની રાણી પૂર્ણ યૌવનમાં આવેલી હતી. તેનું શરીર–ઉપવન પૂરેપૂરું ખીલ્યું હતું અને તેમાં મદનમદ પૂર્ણ બળથી પ્રવાહિત થતો હતો. એવામાં ઓચિન્તો તેનો મદનરાજ રાજા મૃત્યુના મુખમાં પડ્યો. નાની રાણી બહારથી જો કે પતિમરણનો શોક પ્રદર્શિત કરતી હતી પરન્તુ ગુપ્ત રીતે તેણે પ્રધાન મંત્રી સાથે પ્રણયનો આરંભ કરી દીધો. પ્રધાન મંત્રીનું વય પણ ઝાઝું નહોતું. તે પચીસ કે ત્રીસ વર્ષનો આંકડો ફાંકડો રતિપતિ સમાન સ્વરૂપવાન્ હતો. તેને જોઈને રાણી તેના પર મોહી પડી અને અલ્પ સમયમાં જ બંને વચ્ચે પ્રણય થઈ ગયો અને પૂર્ણ સુખમાં તેઓ પોતાના દિવસો ગાળવા લાગ્યાં.

રાણી પોતાની મુઠ્ઠીમાં હોવાથી પ્રધાન મંત્રી હવે રાજ્યનો અધિપતિ થઇ પડ્યો. તેની એક પણ વાતથી રાણી વિરુદ્ધ પડતી નહોતી. પ્રધાન કહે તેને તે પૂર્વ દિશા કહેતી. રાણીની અનુમતિથી પ્રધાન હુકમ કાઢતો હતો તેથી પ્રજા કાંઈ બોલી શકતી નહોતી. રાજ્યનાં તમામ માણસો અવનત મુખે મંત્રીના આદેશનું પાલન કરવા લાગ્યાં.

આ રીતે દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. પ્રધાન મંત્રી નાની રાણીનો પ્રણયપાત્ર થયેલો હોવાથી પોતાની મરજીમાં આવે તેમ રાજ્ય ચલાવતો હતો. આખા રાજ્યમાં તેની આજ્ઞાની કોઈ અવજ્ઞા કરી શકતું નહોતું. પ્રજા મંત્રીથી જેટલી નહોતી બીતી તેથી સોગણી નાની રાણીથી ભય પામતી હતી. તેનો પ્રજામાં એટલો બધો ભય હતો કે જો રાણી બોલાવે છે એમ કહેતો કોઈ રાજ કર્મચારી કોઇને બોલાવવા જતો, તો તે માણસના હોંસકોંસ ઉડી જતાં. સકળ પ્રજા તેને જાદૂગરની પુત્રી તરીકે જાણતી હતી અને જાદૂના પ્રભાવે તે તેની મરજીમાં આવે તે કાર્ય કરી શકે છે. એમ તેમનું માનવું હતું.

રાજકન્યા પોતાના નાના ભાઇને બહુ જ ચાહતી હતી. હાલમાં તેનું વય બાર વર્ષનું હતું. તેનાં માતાપિતા મરણ પામ્યાં હતાં અને હવે તે તેમને જોઈ શકવાની નહોતી એ તે સારી રીતે જાણતી હતી. રાજપુત્ર ઘણો નાનો હતો. મંત્રી અને નાની રાણી બહારથી તેના તરફ ઘણો જ પ્રેમ બતાવતાં હતાં. તે નાનો બાળક હોવાથી માતાપિતાના વિયોગનું દુઃખ તેને દુઃખી કરી શકતું નહોતું. નવી રાણી અને મંત્રી તેના તરફ હદ ઉપરાન્ત ભાવ બતાવતાં તેથી તેનાં માતાપિતા તેને સાંભરતાં નહોતાં. તે આમોદ આહ્લાદમાં પોતાના દિવસો વ્યતીત કરતો હતો. તે વિદ્યાભ્યાસ નહિ કરતાં રમવા ખેલવામાં ઉદ્યુક્ત રહે એ રાણીની ઇચ્છા હતી તેથી તે તેને રમતો રમવામાં ઉત્તેજન આપતી. નાની રાણીની ચાલચલગતથી રાજકુંવરીના મનમાં શંકા ઉત્પન્ન થઈ હતી અને તેથી તે પોતાના ભાઈને એક ઘડી પણ વિખૂટો મૂકતી નહિ.

દરરોજ પ્રાતઃકાળમાં રાજકન્યા રાજકુમારને લઇને રાજપ્રાસાદ પાસેના ઉદ્યાનમાં ગમન કરતી અને એક પ્રહર સુધી ઉદ્યાનભ્રમણ કરીને તેની સાથે નાના પ્રકારની વાતો કરતી કરતી રાજમહાલયમાં આવતી હતી પછી ભાઈબહેન સ્નાન તથા આહાર કરીને એકઠાં વિશ્રામ કરતાં. જે વખતે રાજપુત્ર જે સ્થળે હોય તે વખતે તે સ્થળે જ રાજકન્યા તેની પાસે રહેતી હતી. તે તેનાથી એક પળ માત્ર પણ અળગી થતી નહિ.

એક વખત રાજકન્યા રાજપુત્રને લઇને ઉદ્યાનમાં ફરવા ગઈ હતી. બે પ્રહર દહાડો ચડી ગયો તોએ તે રાજપુત્રને લઇને પાછી

આવી નહિ. નાની રાણી અતિશય વલોપાત કરવા લાગી. તેમનો શોધ કરવાને માટે તેણે ઉદ્યાનમાં માણસો દોડાવ્યાં. તેમને આવતાં વાર થઈ એટલે પોતે ઉદ્યાનમાં ગમન કર્યું. ત્યાં જઇને તેણે જોયું તો રાજકન્યા તળાવના ઘાટ ઉપર બેઠી બેઠી રુદન કરી રહી હતી. ત્યાં તેણે રાજપુત્રને જોયો નહિ.

કોપના આવેશમાં નાની રાણીએ રાજકન્યાને પૂછ્યું: "રાજકન્યા! રાજપુત્ર કયાં છે? તું અહીં એકલી બેઠી બેઠી રુદન કેમ કરી રહી છે? બોલ, ભાઈ કયાં છે?"

પાસે રાજસેવકો ઊભા હતા તો પણ રાજકન્યાની તેમના તરફ દૃષ્ટિ નહોતી. તે તો પોતાના મનમાં પોતાના ભાઈ વિશે વિચાર કરીને રુદન કરી રહી હતી. તેની આંખોમાંથી અજસ્ર અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો. નાની રાણીનો પ્રશ્ન સાંભળીને તેણે તેના તરફ જોયું અને રોતાં રોતાં કહ્યું: "માતાજી! ભાઈ એકદમ કયાં ગુમ થઈ ગયા તેની મને ખબર નથી. અમે બંને જણાં અહીં બેઠાં હતાં એવામાં સામેના વૃક્ષ પરથી એક વાંદરો ઉતરીને અમારી તરફ આવવા લાગ્યો. અમે બીનાં અને અહીંથી પલાયન કરવા લાગ્યાં. હું આગળ દોડતી હતી અને ભાઈ મારી પાછળ દોડતો હતો. થોડેક દૂર જઈને મેં પાછું વાળીને જોયું તો ભાઈ મારી નજરે પડ્યો નહિ. મેં ઉદ્યાનના ખૂણે ખૂણે અને વૃક્ષે વૃક્ષે તપાસ કર્યો પરન્તુ બન્ધુ કયાંય દેખાતો નથી. દરરોજ ઉદ્યાનભ્રમણ કરીને અમે બંને સાથે જ ઘેર આવતાં હતાં પરન્તુ ભાઈ વિના એકલી હું કઈ રીતે આવી શકું? હાય, હાય! ભાઈ કયાં ગયો હશે? એકાએક તે કયાં અદૃશ્ય થઇ ગયો રે મારા બાપ! આવ, ભાઇ! આવ; તારી બહેનને રોતી સાંભળીને અહીં આવ. આ દુ:ખિયારી બહેનની દાઝને દિલમાં ધાર અને તું જ્યાં સંતાઈ ગયો હોય ત્યાંથી એકદમ બહાર આવ. બહેનને આમ દુ:ખી કરવું તારા જેવા સારા ભાઇને શોભતું નથી. કેમ, ભાઈ! તું કયાં ગયો છે?"

રાજકન્યાનાં આ વચન સાંભળીને નાની રાણીને ઘણો જ ક્રોધ ચઢ્યો. કર્કશ સ્વરથી તેણે કહ્યું: "રાજકન્યા! આ તું શું બોલી રહી છે? તું કાંઈ હવે નાની નથી. તારા માટે સારું ખોટું શું છે તે તું સમજી શકે છે, કિન્તુ તારા ભાઇને સાચવી શકતી નથી એ શું? તારા વચનમાં મારો જરા પણ વિશ્વાસ નથી. બોલ, ભાઇ કયાં છે? તેને તે શું કર્યું છે? જો તારું પોતાનું ભલું ઇચ્છતી હોય તો એકદમ ભાઇને બતાવી દે; નહિ તો હું મંત્રીને બોલાવી મંગાવું છું. આ વાત જો મંત્રી જાણશે તો યાદ રાખજે કે સારું પરિણામ નહિ આવે."

નાની રાણીના આ શબ્દોએ રાજકન્યા ઉપર વિદ્યુતપાત કર્યો. તેનાં માતા અને પિતાના મૃત્યુ પશ્ચાત્ તે તેનો એકનો એક વહાલેશરી હતો. ભવિષ્યમાં તેજ તેનું કાંઈ ભલું કરી શકે તેમ હતું એમ તે જાણુતી હતી અને વિમાતાની ચાલચલગતમાટે તેને પહેલેથી જ શક હતો. વહેલાં મોડાં તેના હાથે પોતાનું કાંઈ અનિષ્ટ થશે એ વિશે તેની ખાતરી હતી. શું તે પોતાના હાથે તેના સગા ભાઈનું અનિષ્ટ કરે ? આ વિશેના રાણીના શબ્દો સાંભળીને તેનું હૃદય કંપી ઉઠ્યું. શું તે ઇચ્છા પૂર્વક આવું નીચ કાર્ય કરી શકે? દુ:ખથી વ્યાકુળ થઇને વિમાતા તરફ જોઇને તેણે કહ્યું: "માતાજી! રાજપુત્ર મારો શત્રુ નથી. અમારા બંનેમાં એકજ રક્ત પ્રવાહિત થઈ રહ્યું છે. શું હું રાજપુત્રને સંતાડી રાખું? શું હું તેનું કાંઈ અહિત કરું? આ વાત શું સ્વપ્નમાં પણ બનવા યોગ્ય છે? આવો વિચાર આપના મનમાં ઉત્પન્ન જ કઈ રીતે થઈ શકયો? જેને હું એટલો બધો ચાહું છું કે એક પળ માત્ર પણ હું મારાથી દૂર રાખતી નથી તેનું હું અનિષ્ટ કરું એ સંભવિત છે ખરું કે ?"

રાજકન્યા આગળ બોલવા જતી હતી; કિન્તુ તેને અટકાવીને નાની રાણીએ કહ્યું: "ખબરદાર, રાજકન્યા! તું કોના મોં આગળ બોલે છે તેનો વિચાર કરીને બોલજે. હું તારું લાંબું લચ ભાષણ સાંભળવા ઇચ્છતી નથી. જો તું રાજપુત્રને એટલો બધો ચાહતી હતી કે તેને તારાથી એક પળ પણ અળગો રાખતી નહોતી તો બતાવ તે કયાં છે? તારા હાથે કાંઈ નીચ કામ થઈ ગયું છે એવી મને પૂરેપૂરી શંકા છે. આ શંકા મંત્રી મહાશયને બોલાવીને હું તેમની આગળ જાહેર કરીશ."

કાંઈ પણ ભય પામ્યા વિના રાજકન્યાએ કહ્યું: "માતા! તમારી મરજીમાં આવે તે મંત્રીને કહેજો. વિના દોષે તે મને ઓછા જ શિક્ષા કરવાના હતા!"

રાજકન્યાના આ શબ્દ સાંભળીને નાની રાણીનો ક્રોધ વિશેષ વધ્યો. તે રાજકન્યાનો નાના પ્રકારનો તિરસ્કાર કરવા લાગી અને મંત્રીને બોલાવી લાવવાની તેણે માણસોને આજ્ઞા કરી. રાજકન્યા નાની રાણીના તિરસ્કારને સહન કરી શકી નહિ. તેને ઘણું માઠું લાગી ગયું હતું તેથી તે પોતાના ભ્રાતાને સમ્ભારી સમ્ભારીને રુદન કરવા લાગી.

કેટલીક વાર પછી કેટલાક માણસો સાથે મંત્રી ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને નાની રાણીએ હાવભાવ સાથે તેને પોતાની પાસે આવવા આહ્વાન કર્યું. પછી તેણે કહ્યું: "સાંભળો, મંત્રી! આજ અહીં ગજબ થઈ ગયો છે. આજ પ્રભાતમાં રાજકન્યા અને

રાજપુત્ર બંને સાથે ઉદ્યાનમાં ફરવાને આવ્યાં હતાં. બન્ને ઉદ્યાનમાં રમતાં હતાં તેવામાં રાજકન્યા કહે છે કે રાજપુત્ર એકાએક અદૃશ્ય થઈ ગયો! તે ક્યાં છે તે બતાવવાનું મેં રાજકન્યાને ઘણુંએ કહ્યું પરન્તુ તે મને બતાવતી નથી અને જાણે હું ગાંડી ન હોઉં તેમ આડીઅવળી વાતો કરીને મને સમજાવવાની ચેષ્ટા કર્યા કરે છે."

રાણીને ગરમ થઈ ગયેલી જોઇને મંત્રીએ કહ્યું: "રાજકન્યા શું કહે છે તે મને કહો. અહીં શું બન્યું છે તેની સવિસ્તર હકીકત હું જાણવા માગું છું. તમે જરા ધીરાં પડો. હું પોતે રાજકન્યાને એ વિશે પૂછું છું."

આમ કહીને મંત્રીએ રાજકન્યાને પૂછ્યું: "રાજકન્યા! રાજપુત્ર ક્યાં છે? વિરક્ત થઇને રાજકન્યાએ કહ્યું: "રાજપુત્ર ક્યાં છે તે હું જાણતી નથી; એટલું જ નહિ, પણ તે એકાએક ક્યાંક અદૃશ્ય થઈ ગયો છે એ જોઇને મને નવાઈ લાગે છે!"

મંદ હાસ્ય કરીને મંત્રીએ કહ્યું: "રાજકન્યા! શું તમારું કહેવું એવું છે કે રાજકુમાર ઉડી ગયા? મારી આગળ વાતને ઉડાવવાનું છોડી દ્યો અને જે સત્યવાર્ત્તા હોય તે કહી દ્યો."

રાજકન્યાએ હસ્ત જોડીને કહ્યું: "મંત્રી મહાશય! હું આપના મોં આગળ અસત્ય વચન નહિ કહું. રાજપુત્ર ક્યાં ગયા છે તે વિશે હું કાંઈ જાણતી નથી. જો મારા બોલવામાં આપનો વિશ્વાસ ન બંધાતો હોય તો આપની મરજીમાં આવે તેમ કરો. મારા ભાઇના વિયોગનું દુઃખ સહન કરવા કરતાં મૃત્યુને વશ થવું મને પ્રિયતર લાગે છે."

રાજકન્યાનું આ કથન સાંભળીને મંત્રી વિરક્ત થઈ ગયો. તેણે રાજકન્યાને બંદિની કરવાની આજ્ઞા ફરમાવી દીધી. પછી તેણે કહ્યું: "રાજકન્યા! જ્યાં રાજપુત્રને તમે સંતાડ્યા છે ત્યાંથી જ્યાં સુધી તમે તેમને બહાર નહિ કાઢો ત્યાં સુધી તમારે ભયંકર કારાગૃહમાં રહેવું પડશે. જ્યાં સુધી કોઈ રાજપુત્ર આવીને આપણા પ્રધાન સેનાપતિની સાથે યુદ્ધ કરીને તેને પરાસ્ત ન કરે ત્યાં સુધી તમારી મુક્તિ થઈ શકશે નહિ."

રાજકન્યા કાંઈ ઉત્તર આપી શકી નહિ. મંત્રી અને નાની રાણી આગળ તેણે પોતાની હીનતાનો સ્વીકાર કર્યો નહિ. તેનું ગંભીર મુખ જોઇને ભૃત્યો પણ તેને સ્પર્શ કરવાનું સાહસ કરી શક્યા નહિ. તે પોતે ચાલીને કારાગારમાં ગઈ. નાની રાણીની ઇચ્છા પૂર્ણ થઈ. રાજપુત્રને શોધી લાવવાસાટે તેણે ચારે દિશામાં માણસો મોકલ્યાં પરન્તુ રાજપુત્રનો કાંઈ પત્તો મળી શક્યો નહિ. શોધ કરવા

ગયેલાં સર્વ માણસો પાછાં આવી ગયાં. ઓચિંતો રાજપુત્ર કયાં અદૃશ્ય થઈ ગયો તે કોઈ જાણી શકયું નહિ.

રાજકન્યા કારાગારમાં રહેતી હતી. દરરોજ મધ્યાહ્ને અને સંધ્યા સમયે તેને ખાવાનું મોકલવામાં આવતું હતું. રાજકન્યા ઘણી ચાલાક હતી. પોતાના પ્રિય કૂતરા અને બિલાડાને પ્રથમ ખવડાવ્યા વિના તે કદાપિ ખાતી નહિ. તે ઘણી સારી રીતે જાણુતી હતી 'કે નાની રાણી તેની પરમ વૈરિણી હતી એટલે જો હું ગાફિલ રહીશ તો તે મને અવશ્ય વિષ દેશે,' તેના કોઈ પ્રપંચના પરિણામે જ રાજકુંવર ગુમ ગઈ ગયો હતો એવું તેનું માનવું હતું.

રાજકન્યા કારાગારમાં એક કૂતરા અને એક બિલાડા સાથે રહેતી હતી. ત્યાં બીજું કોઈ પણ માણસ જઈ શકતું નહોતું. નાની રાણીની ખાસ દાસી દિવસમાં બે વાર તેના માટે ખાવાનું લઈ જતી હતી અને તે જમી રહેતી એટલે વધેલું ખાદ્ય લઇને કારાગૃહનાં દ્વાર બંધ કરીને ચાલી જતી હતી. દરરોજ સંધ્યાકાળ પછી એક વાર મંત્રી રાજકન્યા પાસે આવતો અને રાજપુત્રને બતાવવાનું તેને કહેતો. પણ પોતે જાણુતી હોય તો તે મંત્રીના પ્રશ્નોનાં ઉત્તર આપે ને? રાજપુત્રનું નામ સાંભળતાં જ તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વર્ષવા લાગી જતો હતો. તેનો કંઠ રુંધાઈ જતો અને જો કે તે બોલવાની ઇચ્છા કરતી હતી તો પણ તે બોલી શકતી નહોતી. તેને કાંઈ ઉત્તર ન આપતી જોઇને મંત્રી વિરક્ત થઇને ચાલ્યો જતો હતો.

એક દિવસ મંત્રીએ રાજકન્યાનો ઘણો જ તિરસ્કાર કર્યો. વિના અપરાધે તિરસ્કૃત થવાથી રાજકન્યા ઘણી જ વ્યથિત થઈ. તેનાં માતાપિતા તેને સાંભરી આવ્યાં. મંત્રી કારાગૃહમાંથી ચાલ્યો ગયો એટલે તે પોકેપોક મૂકીને રડવા લાગી. કેટલીક વાર સુધી રોયા પછી રાજકન્યા થાકી ગઈ હેથી તેને ઝોકું આવી ગયું. થોડી વાર સુધી તંદ્રા રહ્યા પછી તેને નિદ્રા આવી ગઈ અને અલ્પ કાળમાં તે ગાઢ નિદ્રામાં પડી ગઈ.

તે દિવસે નિદ્રામાં રાજકન્યાએ એક અદ્ભુત સ્વપ્ન જોયું. તેણે જોયું કે તે નદીતીરે બેઠી બેઠી રુદન કરી રહી હતી એવામાં ચાર શ્વેત રાજહંસ એક પુષ્પની નૌકાને ઘસડીને તેની નજીક લાવ્યા. નૌકા કિનારાની પાસે આવી એટલે તેમાંથી એક રાજકુંવર કૂદીને બહાર આવ્યો અને રાજકન્યાને આશ્વાસન આપવા લાગ્યો. તેણે કહ્યું: " હે રાજકન્યા! હું અહીં તારો સહાયક થવા માટે આવ્યો છું. તારા દુઃખની વાત અને તારી કાતરોક્તિ તથા રુદન મારા પિતાના સાંભળવામાં

આવ્યું છે તેથી તેમણે મને તારા બચાવમાટે મોકલી આપ્યો છે. મારા પિતાની આજ્ઞા માથે ચડાવીને હું તારામાટે યુદ્ધ કરવાને પ્રસ્તુત છું, માટે તું જઇને મંત્રીને કહે કે જેથી સેનાપતિને કહીને તે અમારા બંનેના દ્વંદ્વ યુદ્ધની તૈયારીઓ તથા બંદોબસ્ત કરી રે."

આમ બોલીને રાજકુંવર એકદમ અદશ્ય થઈ ગયો. તે વખતે રાજકન્યા ઝબકીને જાગી ઉઠી અને સ્વપ્નની વાર્ત્તા સત્ય હતી એમ તેને લાગવા માંડ્યું. બીજે દિવસે તે વાત તેણે મંત્રી આગળ વ્યક્ત કરી. રાજકન્યાની તે વાર્ત્તા સાંભળીને મંત્રી વિરક્ત થયો તો પણ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે રાજ્યના મુખ્ય સેનાપતિ સાથેના રાજકન્યાના સ્વપ્નમાં દેખાયલા તે અપરિચિત રાજપુત્રના યુદ્ધમાટેનો તેણે બંદોબસ્ત કરી દીધો.

નદીના તીરે એક વિશાળ મેદાન હતું અને તે મેદાનમાં યુદ્ધ કરવાનું નક્કી કરવામાં આવ્યું. દિવસના તૃતીય પ્રહરે રાજધાનીમાંથી સારાં સારાં માણસો, રાજકર્મચારિ વર્ગ અને અન્ય લોકો તે મેદાનમાં આવી ભેગાં થયાં કિન્તુ તે સમયે સ્વપ્નદૃષ્ટ રાજપુત્રને ત્યાં ન આવેલો જોઇને સર્વ જણા રાજકન્યાનો ઉપહાસ કરવા લાગ્યાં. નાની રાણીના ચઢાવ્યાંથી તેના ઘણા દુશ્મન થયા હતા. મંત્રી સૈન્યાધ્યક્ષને લઇને આવ્યો તથાપિ રાજકન્યા તરફથી લડનાર રાજપુત્ર ન આવ્યો તેથી રાજકન્યાની લોકો તાળીઓ પાડવા લાગ્યા; પરન્તુ રાજકન્યાએ તે તરફ મુદ્દલ લક્ષ ન આપતાં અનાથના નાથ પરમેશ્વરની પ્રાર્થના કરવા માંડી.

આ પ્રમાણે કેટલોક વખત વીતી ગયો એટલે મંત્રી રાજકન્યા પાસે જઇને બોલ્યો કે: "હે રાજકન્યા, તારા તરફથી લડવા આવનાર રાજપુત્ર ક્યાં છે ? તારા કહેવા પ્રમાણે મેં બધો બંદોબસ્ત કરી દીધો છે; પરન્તુ તારા તરફથી યુદ્ધ કરનાર માણસ હજી આવ્યો નથી. જો તે આવી શકે તેમ ન હોય તો અહીં એકત્ર થયેલા લોકોમાંથી જે માણસની તારામાટે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તેને પૂછ."

મંત્રી આમ બોલતો હતો તેવામાં ત્યાં એકઠા થયેલા લોકોમાંથી ત્રણ ચાર યોદ્ધા આગળ મેદાનમાં આવ્યા અને સૈન્યાધ્યક્ષ સાથે લડવાની પોતાની ઇચ્છા દર્શાવી; પરન્તુ રાજકન્યાએ ઘણા મીઠા સ્વરથી તેમને સમજાવીને કહ્યું: "મહાશયો! મારામાટે પ્રાણ અર્પવાને તમે શામાટે તૈયાર થયા છો ? જે રાજપુત્રે મને સાહાય્ય કરવાનું વચન આપેલું છે તે અવશ્ય આવશે. તેને આવતાં કાંઈ વિલંબ થઇ ગયો હોય તેમ જણાય છે. તમે સંધ્યા સુધી તેના આગમનની રાહ જુઓ; તેટલા વખતમાં જો તે નહિ આવે તો આપમાંથી કોઇને હું મારા તરફથી લડવાને માટે પસંદ કરી લઇશ."

રાજકન્યા હજી તો આ શબ્દો બોલી પણ રહી નહોતી એટલામાં નદીપર એક પુષ્પની નૌકા આવતી દેખાવા લાગી. ચાર દૂધના જેવા સફેદ રાજહંસ તે નૌકાને કિનારા તરફ ઘસડી લાવતા હતા. ત્યાં ભેગા થયેલા લોકોએ તે નૌકાને આવતી જોઈ. તેને જોતાં તેમના આશ્ચર્યનો કાંઈ પાર રહ્યો નહિ. અનિમેષ નયનથી તેઓ નૌકા તરફ જોવા લાગ્યા. નાની રાણી અને મંત્રીનાં મુખ કાળાંમેશ પડી ગયાં. તેઓ એમ ધારતાં હતાં કે રાજકન્યા ગાંડી થઈ ગઈ હતી. તેમનું ધારવું એવું હતું કે તેણે જે સઘળી વાત કહી હતી તે ટાઢા પહોરની તોપ જ હતી પરન્તુ જ્યારે તેમણે નદી ઉપર અદ્ભુત નૌકાને આવતી જોઈ ત્યારે તેમનાં હૃદયમાં એક પ્રકારનો આઘાત થયો. તેઓ હતબુદ્ધિ થઇને એક બીજાં તરફ જોવા લાગ્યો.

જોતજોતાંમાં નૌકા કિનારા પાસે આવી પહોંચી અને તેમાંથી એક સુંદર સશક્ત માણસ કૂદકો મારીને કિનારાપર આવ્યો અને રાજકન્યા તરફ જવા લાગ્યો. રાજકન્યા સ્વપ્નમાં જોયેલા રાજકુંવરને જોઇને ઘણી પ્રસન્ન થઈ અને તેણે એક દીર્ઘ નિઃશ્વાસનો ત્યાગ કર્યો. પછી ઘણા વિનીત ભાવથી તેણે તેને પૂછ્યું: "આપને આવતાં આટલો બધો વિલંબ કેમ થયો? આપને આવતાં વિલંબ થયેલો હોવાથી આ લોકો મારી ઘણી અવમાનના કરતાં હતાં."

તેને બોલતી અટકાવીને રાજપુત્ર વચમાં જ બોલી ઉઠ્યો: "રાજકન્યા, તેમણે તમારું જે અપમાન કર્યું છે તેનો પૂરેપૂરો બદલો હું તેમને આપીશ." આમ કહીને વજ્રગંભીર સ્વરથી ચીત્કાર કરીને તેણે કહ્યું: "હું રાજકન્યા તરફથી યુદ્ધ કરવાને આવ્યો છું. જો કોઇની પણ મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો આવી જાઓ અને જો મારી સાથે યુદ્ધ કરવાની શક્તિ ન હોય તો એકદમ આ રાજકુમારીને બંધનમાંથી મુક્ત કરો."

અપરિચિત રાજપુત્રના આ શબ્દો સાંભળીને સેનાપતિ પોતાની તલ્વાર લઇને તેની સાથે લડવાને આવ્યો. બીજા દશ માણસો તેને સાહાય્ય કરવામાટે આવ્યા.

સેનાપતિ કાંઈ જેવો તેવો માણસ નહોતો; તેના શરીરમાં પ્રભૂત બળ હતું અને તલ્વારથી પટા ખેલવામાં તેના જેવો એક પણ માણસ આખા રાજ્યમાં નહોતો. અપરિચિત રાજકુંવરનું વય ઝાઝું નહોતું અને તેના શરીર તરફ જોતાં તે મહા બળવાન્ હશે એમ પણ ધારી શકાય તેમ નહોતું કિન્તુ તેનું યુદ્ધજ્ઞાન અતિશય ચમત્કારિક હતું. એક હાથમાં તલ્વાર અને બીજા હાથમાં ઢાલ લઇને તે એવી રીતે યુદ્ધ કરવા લાગ્યો કે તેના દુશ્મનો પણ તેનાં વખાણ કરવા લાગ્યા.

ઘણો વખત સુધી લડતાં લડતાં સેનાપતિ ક્લાંત થઇ ગયો. એટલે તે વખતે રાજકુંવરે તેના દેહપર તલ્વારનો જોરથી એક એવો વાર કર્યો કે તેનું શિર ધડથી જૂદું થઇને ભૂમિપર જઇ પડયું. સેનાપતિને ભૂતલશાયી થયેલો જોઇનેજ તેના સાહાય્યે ગયેલા માણુસો રાજકુંવર પર ટૂટી પડ્યા; કિન્તુ આશ્ચર્યની ઘટના એ થઈ કે રાજકુંવરે એક પછી એક સર્વને ધૂળ ચાટતા કરી દીધા.

આવી રીતે જયલાભ કરીને રાજપુત્ર રાજકન્યા પાસે ગયો અને તેના રૂપથી મોહિત થઇ જઇને તેના હાથમાટે માગણી કરી. રાજકન્યા પોતાપર ઉપકાર કરનારને યોગ્ય પુરસ્કાર આપવાને તૈયાર હતી તેથી રાજપુત્રના પ્રસ્તાવને તેણે માન્ય રાખ્યો. તે દિવસેજ તેમના વિવાહનો દિવસ નક્કી થયો.

રાજકન્યાના પક્ષના માણુસનો વિજય થવાથી રાજકન્યાની કારાગૃહમાંથી મુક્તિ થઈ. રાજપુત્ર પોતાના દેશમાં ગયો નહિ. રાજકન્યા સાથે લગ્ન થઇ ગયા પછી સ્વદેશમાં જવું એવો તેણે તેના મનમાં નિશ્ચય કર્યો હતો. વિવાહના પહેલે દિવસે ઇષદ્ હાસ્ય કરીને રાજકન્યાએ રાજકુંવરને કહ્યું: "રાજપુત્ર! હજી સુધી આપે આપનું નામ અમને કહ્યું નથી: આપનો જન્મ કયા પવિત્ર દેશમાં થયેલો છે અને કયા ઉત્તમ વંશને આપે ઉજ્જ્વળ કર્યો છે તે કૃપા કરીને અમને જણાવશો?"

તેને બોલતી અટકાવીને રાજપુત્રે કહ્યું: "રાજકન્યા! મારા દેશ અને વંશની વાર્ત્તા તું ન પુછતી. જો હું મારું નામ દઇને મારો પરિચય તને આપીશ તો હું જીવતો રહીને તારું આવું કમળ સમાન સુંદર મુખ જોઈ શકીશ નહિ. હું તને ઘણો જ ચહાઉં છું. રાજકન્યા! તને છોડીને જતાં મારો જીવ ચાલતો નથી; માટે હું તને કહું છું કે તું મારા વંશ અને દેશનું નામ મને ન પૂછતી."

રાજપુત્રનું આ કથન સાંભળીને રાજકન્યાના શરીરનાં રુવાંટાં ઉભાં થઇ ગયાં. નામ પૂછવાથી સારું પરિણામ નહિ આવે અને રાજકુંવર તેની પાસે નહિ રહી શકે એ જાણીને તેણે કહ્યું: "રાજકુંવર! આપ કોણ છો એ જાણવાનો હું કદાપિ પ્રયત્ન કરીશ નહિ; પરન્તુ આપ મને તજીને અહીંથી ચાલ્યા જશો નહિ. આપનાં જ્ઞાતિ તથા કુળનો પરિચય આપવા આપ ન ઇચ્છતા હો તો તે હું આપને કદાપિ નહિ પૂછું. આપને મેં સ્વપ્નમાં જોયા ત્યારથી જ મેં આપને મારા પ્રાણેશ્વર તરીકે સ્વીકારી લીધા છે. આપની ઇચ્છાથી વિરુદ્ધ વર્ત્તન કરવા હું કદાપિ ઇચ્છતી નથી."

રાજકન્યાનાં આ વચનો સાંભળીને રાજપુત્ર આનંદિત થયો. બીજે દિવસે બન્નેનું લગ્ન થઈ ગયું. રાજપુત્રે કેટલાક દિવસ સુધી તે રાજ્યમાં

રાજકન્યા સાથે રહેવાની ઇચ્છા કરી. જે દિવસથી રાજકન્યાએ કારાગૃહમાંથી મુક્તિ પ્રાપ્ત કરી હતી તે દિવસથી તે ઉદ્યાનમાં રહેતી હતી. તે રાજપ્રાસાદમાં રહેવા ગઈ નહોતી. તે ઉદ્યાનમાં રહેવું રાજપુત્રને ઘણું ગમતું હતું. રાજકન્યાનો ભ્રાતા તે ઉદ્યાનમાંથી અદૃશ્ય થઈ ગયો હતો અને નાની રાણી મોટી જાદૂગરણી હતી. એ વાર્ત્તા સાંભળીને રાજપુત્રની તે ઉદ્યાનમાં રહેવાની ઇચ્છા બળવતી થઈ હતી. આ રાજપુત્ર કાંઇ જેવો તેવો માણસ નહોતો; તે જાદૂવિદ્યા ઘણી સારી રીતે જાણતો હતો.

તે રાજપુત્રને જોઇને નાની રાણીના મનમાં એક પ્રકારનો ભય થતો હતો. વિવાહ પછી રાજપુત્રે જ્યારે ઉદ્યાનમાં રહેવાની મરજી બતાવી ત્યારે તેનો ભય વધી ગયો. રાજપુત્રની અદ્‌ભુત શક્તિ અને તેના હાથમાંની તલ્વાર જોઇને રાણીના મનમાં સંદેહ ઉત્પન્ન થયો હતો. તે મોટો જાદૂગર છે અને તેના દ્વારા તેનું અનિષ્ટ થશે એ નાની રાણી ઘણી રીતે જાણતી હતી. આ કારણથી તેણે રાજકન્યા સાથે મૌખિક સદ્‌ભાવ રાખ્યો હતો અને તે તેની ખુશામદ કરતી હતી.

નાની રાણી આ પ્રમાણે વર્ત્તતી હતી તેથી થોડા વખતમાં તે રાજકન્યાની પ્રિયપાત્રા બની ગઈ. ધીમે ધીમે રાજકન્યા આગળ તે રાજકુંવરની નિંદા કરવા લાગી. રાજપુત્ર કોઈ નીચકુલોદ્‌ભવ પુરુષ હતો એમ કહીને તે તેની ઘૃણા કરતી અને રાજકન્યા રાજપુત્રને તેનું નામ કુળ વગેરે પૂછે એવી શીખામણ તે તેને આપતી હતી.

પહેલાં પહેલાં તો રાજકન્યા નાની રાણીનું કહેવું કાનપર ધરતી નહિ પણ આખરે તેણે પોતાના પતિનાં નામ તથા કુળને જાણવાની ઇચ્છા કરી. નાની રાણીએ કપટ કરી રાજકન્યાને ભોળવીને તે રાજકુંવરને તે પૂછી લે તેવું રાજકન્યાનું વચન લઈ લીધું. બીજે દિવસે રાજકન્યાએ રાજપુત્રને તેનાં નામ તથા કુળ પોતાને જણાવવાનો આગ્રહ કર્યો.

રાજકન્યાનો આગ્રહ જોઇને રાજકુંવરને ઘણું જ દુઃખ થયું. દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેણે કહ્યું: "રાજકન્યા! તું તારી પોતાની ઇચ્છાથી આ આગ્રહ કરતી નથી. કોઇએ આ પ્રશ્ન પૂછવાને તને ચડાવેલી છે. તુ ભોળી હોવાથી કોઈ કપટી જનના કપટમાં ફસી ગઈ છે એમ હું ઘણી સારી રીતે જાણું છું. તું આજે જે આગ્રહ કરી રહી છે તેમાં હું તારો ઝાઝો અપરાધ જોતો નથી; પરન્તુ તારી સાથે હવે મારું વધારે વાર રહેવાનું લખાયલું નથી એમ હું સમજું છું. મારી જ્ઞાતિ તથા મારું કુળ જાણવાને જ્યારે તને આટલી બધી પ્રબળ ઇચ્છા થયેલી છે ત્યારે તે તને ન કહેવાં એ મને ઉચિત લાગતું નથી; પરન્તુ આથી કેટલોક વખત સુધી આપણ બંનેને વિરહની

યાતના સહન કરવી પડશે. હવે સાંભળ, રાજકન્યા! હું કાંઈ સાધારણ માણસ નથી. હું દેવતાનો પુત્ર છું. મારો પિતા અનાથનો બન્ધુ છે. તારું દુઃખ જોઇને તેણે મને પોતાના એકના એક પુત્રને–તારું દુઃખ કાપી નાખવામાટે મોકલી આપ્યો હતો. મારા પિતાના આદેશથી જ હું તને સ્વપ્નમાં દેખાયો હતો. મારું નામ હંસવાહન છે. ચાર શ્વેત રાજહંસો મારી નૌકાને ખેંચી લઈ જાય છે તેથી મારું નામ હંસવાહન પડેલું છે."

આમ બોલીને હંસવાહને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને પછી રુંધાતા કંઠે આંખોમાં આંસુ લાવી તેણે કહેવા માંડ્યું: "રાજકન્યા ! હવે મને અહીંથી જવાની રજા આપ. આજથી એક વર્ષ પછી હું પુનઃ અહીં આવીશ. તે પછી આપણે કદાપિ જૂદાં પડી શકીશું નહિ. આ એક વર્ષ તું ઘણી સાવધાનીથી રહેજે. તારી વિમાતા મોટી જાદૂગરણી છે. તેનાથી જેમ બને તેમ દૂરની દૂર રહેજે. તારા ભાઇને તેણે જાદૂના પ્રભાવે ક્યાંક અદૃશ્ય કરી દીધો છે એવો મને સંશય છે. આ એક વર્ષ હું નિશ્ચિંત રહીશ નહિ. આ વર્ષમાં રાજપુત્રને શોધી કાઢવાનો હું મારાથી બનતો યત્ન કરીશ."

આમ કહીને રાજકુંવરે રાજકન્યાને એક બૂટી આપીને કહ્યું: "રાજકન્યા ! આ બૂટી નિરંતર તું તારી પાસેજ રાખજે. જ્યાં સુધી એ તારી પાસે હશે ત્યાં સુધી કોઈ પણ પ્રકારનો જાદૂ તને ઇજા કરી શકશે નહિ; પણ ગફલત કરી જો તું ગાફિલ બનીશ તો તારા ભાઇની જેવી દુર્દશા થયેલી છે તેવીજ દુર્દશા તારી પણ થશે."

રાજકુંવરે આપેલી બૂટી માદળિયામાં મૂકી તે માદળિયું રાજકન્યાએ પોતાની કમરે બાંધ્યું. પછી રાજપુત્ર હંસવાહન આનંદિત મનથી રાજકન્યાના મુખપર ચુંબન કરીને રજા લઇ ચાલતો થઈ ગયો.

કેટલાક દિવસ સુધી તો રાજકન્યાનું મન વ્યથિત રહ્યું. તેને કાંઈ કાંઈ સારું લાગતું નહોતું તેમ ચેન પડતું નહોતું. નાની રાણી તેની પાસે આવતી તે ઝાઝો વખત સુધી રહી શકતી નહોતી. પોતાની તબીયત સારી નથી એમ કહીને તે પોતાના શયનાગારમાં જઇને પલંગ પર સૂઈ જતી હતી.

આમ છ માસ ચાલ્યા ગયા. રાજકન્યાની બેચેની કાંઈક ઓછી થઈ અને નાની રાણીએ રાજકન્યાને પરામર્શ આપવાનો આરંભ કર્યો. પહેલાંની માફક દરરોજ મધ્યાહ્ન સમયે તે રાજકન્યા પાસે આવતી અને આખો દિવસ તેની સાથે વાતોના તડાકા મારી સંધ્યા સમયે તે રાજપ્રાસાદ તરફ જતી. ઉપર ઉપરથી મીઠાં મીઠાં વચનો બોલીને રાજકન્યાને તેણે પોતાના વશમાં કરી લીધી.

હવે જેટલો વખત નાની રાણી રાજકન્યા પાસે રહેતી તેટલો વખત રાજકન્યા નાની રાણીની આંખે જ જોતી હતી. નાની રાણી જે કાર્ય કરવાનું તેને કહેતી તે તે ચૂંકે ચાં કર્યાં વિના કરતી હતી. પરન્તુ નાની રાણી રાજપ્રાસાદમાં જવા પછી પોતે કરેલા કાર્યમાટે તે પશ્ચાત્તાપ કરતી હતી. ઘણીક વાર નાની રાણી તેના સાંભળતાં રાજકુંવર હુંસવાહનની નિંદા કરતી અને રાજકન્યા સ્વામીની નિંદા સાંભળીને વિરક્ત નહોતી થતી; એટલું જ નાહ, પરંતુ તેને પોતાનું મુખ બતાવવાનો પ્રસંગ ન આવે તેવી ચેષ્ટા તે કરતી હતી. નાની રાણી ત્યાંથી ચાલી જતી ને તેનો મોહ દૂર થતો ત્યારે રાજપુત્ર ઉપર વિના દોષે વિરક્ત થવામાટે તેને ઘણું ખોટું લાગતું અને રાજકુંવરને મળવાને તે આતુર અને અધીરી બની જતી.

આ પ્રમાણે વળી કેટલાક દિવસો ચાલ્યા ગયા. નાની રાણીએ અનેક ચેષ્ટાઓ કરી પરંતુ જ્યારે તેના મનની અભિલાષા પૂર્ણ થઈ નહિ ત્યારે તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. પોતાની સમસ્ત જાદૂવિદ્યા નિષ્ફળ થતી જોઇને તે શાથી નિષ્ફળ થતી હતી તેનું કારણ તે શોધવા લાગી.

કેટલાક દિવસો સુધી અનેક ચેષ્ટાઓ કર્યાં પછી તે કારણ તેના જાણવામાં આવ્યું. તેણે એક દિવસ રાજકન્યાની કેડપર જે પટો બાંધેલો હતો તેમાં એક માદળિયું જોયું. તે માદળિયાના પ્રતાપે જ તેની સર્વ જાદૂવિદ્યા નિષ્ફળ થાય છે એમ જાણી એક દિવસ તેણે વાતની વાતમાં માદળિયા વિશે વાત કાઢી. રાજકન્યા તે વખતે એક પ્રકારે મોહાન્વિત અવસ્થામા હતી. નાની રાણી તેની પાસે હોય તે વખતે તે એવી મોહાન્વિત થઈ જતી હતી કે નાની રાણી જે કહે તેને તે સત્ય માની લેતી અને જો તે કાંઈ પૂછતી તો પોતાના હિતાહિતનો વિચાર ન કરતાં સર્વ વાત કહી દેતી. માદળિયા વિશેની સર્વ વાર્ત્તા રાજકન્યાએ નાની રાણીને કહી દીધી.

રાજકન્યાની તે વાર્ત્તા સાંભળીને નાની રાણીના મનમાં ઘણોજ આનંદ થયો. એક વખત દાવ સાધીને તેણે તે માદળિયું લઈ લીધું. અને ત્યાર પછી પોતાની આશ્ચર્યકારક જાદૂવિદ્યાના બળથી તેણે રાજકન્યાને વાંદરીના રૂપમાં પરિવર્ત્તિત કરીને પ્રસન્ન થતી તથા મનમાં મલકાતી મલકાતી રાજપ્રાસાદ તરફ ચાલી ગઈ.

બીજે દિવસે રાજ્યનાં તમામ માણસોના જાણવામાં આવ્યું કે રાજકન્યા તેના નિવાસસ્થાનમાંથી ક્યાંક ચાલી ગઈ હતી. મંત્રી, નાની રાણી અને રાજકર્મચારિગણે રાજકન્યાનો શોધ કરવાને ચારે બાજુએ માણસો મોકલ્યાં પરન્તુ સર્વ વીલે મોઢે પાછાં આવ્યાં. રાજકન્યાનો

કાંઈ પત્તો મળી શકયો નહિ. રાજકન્યાના અદૃશ્ય થવાથી નાની રાણીએ ઘણો શોક કરવા માંડયો. ઉચ્ચસ્વરથી ચીત્કાર કરીને તે રોવા લાગી. ઘણાં માણસોએ અનેક યત્ન કરીને તેને શાંત પાડી. જાણે દિલગીરીમાં ગિરફતાર થઈ ગઈ ન હોય તેમ તે હંમેશા શોકમાં રહેતી. વાંદરી બની ગયેલી રાજકન્યા તે ઉદ્યાનમાં જ રહેતી હતી.

એક વર્ષ વહી ગયું. રાજકુંવર હંસવાહન પોતાની પ્રિયતમાને મળવાને ઉદ્યાનમાં આવ્યો. રાજકન્યા ઉદ્યાનમાં રહેતી હશે એમ ધારીને તે રાજપ્રાસાદમાં ન જતાં સીધો ઉદ્યાનમાં જ આવ્યો. રાજકન્યાના નિવાસસ્થાનમાં તપાસ કરતાં તે કયાંય દેખાઈ નહિ.

હંસવાહનના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તે તે ઉદ્યાનના વૃક્ષે વૃક્ષે તપાસ કરીને જોવા લાગ્યો; કિન્તુ રાજકન્યા કયાંય જોવામાં આવી નહિ. આ પછી તેણે એક પ્રહરીને રાજકન્યાના સમાચાર પૂછ્યા એટલે તેણે તેને સર્વ વૃત્તાંત સંભળાવી દીધો.

રાજકન્યા પોતાની ઇચ્છાથી ત્યાંથી જતી રહી હતી એ વાત હંસવાહનના માનવામાં આવી નહિ. રાજકન્યા નાની રાણીના જાદૂના સપાટામાં સપડાયલી હોવી જોઇએ એ વિશે તેના મનમાં સંદેહ થયો. હવે પોતાની પ્રાણેશ્વરી પ્રાણવલ્લભાને કેવી રીતે પ્રાપ્ત કરવી એની તે ચિંતા કરવા લાગ્યો.

હંસવાહન ઉદ્યાનમાં આમ તેમ ભ્રમણ કરવા લાગ્યો. એક વાંદરીને પોતાની પાછળ પાછળ આવતી તેણે જોઈ. રાજપુત્ર જે વખતે જે સ્થળે જતો તે સ્થળે જ વાંદરી પણ તેની પાછળ પાછળ જતી. રાજકન્યાના શોકથી હંસવાહન ઘણો ઉદાસ થઈ ગયો હતો. પહેલાં તો તે વાંદરી વિશે તેના મનમાં કાંઈ વિચાર ન આવ્યો પરન્તુ તેનો શોક કાંઈક ઓછો થયો ત્યારે તેના મનમાં કાંઈક સંદેહ જન્મ્યો. તેણે પોતાનાં કપડાંમાંથી એક નાની શીશી બહાર કાઢી અને તેમાંથી થોડુંક જળ બહાર કાઢીને તેણે તે વાંદરીપર નાખ્યું.

નિમેષ માત્રમાં વાંદરી અદૃશ્ય થઈ ગઈ અને તેને સ્થળે એક અતુલ સ્વરૂપવતી સુંદરી રાજકુંવર સામી ઉભી રહીને હસતી હસતી કહેવા લાગીઃ “પ્રાણનાથ, આપની આજ્ઞાનો ભંગ કરીને મેં ભયંકર ભૂલ કરી હતી. નાની રાણીપર વિશ્વાસ ન રાખવાનો આપે મને આદેશ કર્યો હતો પરંતુ તેના બોલવામાં ફસી જવાનો મહાન્ અપરાધ મારાથી થયો છે. એ અપરાધનું પૂરેપૂરું ફળ મારે સોસવું પડયું છે. કેટલાક માસ થયાં મેં ઘણું દુઃખ સહન કર્યું છે. કકડતી ટાઢમાં, માથું ફાડી નાખે તેવા તાપમાં અને મૂશળધાર વર્ષાદમાં આ

ઉદ્યાનના વૃક્ષપર કોઈ દિવસ અનાહાર તો કોઈ દિવસ અલ્પાહાર રહીને ભ્રમણ કરી મેં કેવું અસહ્ય સંકટ સહન કર્યું છે, તે જગન્નિયંતા જગદીશ્વર વિના અન્ય કોઈ જાણી શકે તેમ નથી. સદ્‌ભાગ્યે આપના જેવા સ્વામી મને મળેલા છે તેથી હું પુનઃ મનુષ્યયોનિમાં આવી શકી છું; નહિ તો કોણ જાણે આખું જીવન વાંદરીની અવસ્થામાં જ મારે ગાળવું પડત."

રાજકન્યા પુનઃ પ્રાપ્ત થવાથી રાજકુંવર હંસવાહનને ઘણોજ આનંદ થયો. પોતાને રાજકન્યાની પુનઃ પ્રાપ્તિ કેવી રીતે થઈ હતી તે કોઇને ન કહેતાં હંસવાહને લોકોમાં જાહેર કર્યું કે રાજકન્યા તેની પાસે ગઈ હતી પણ તેના માટે લોકો ઘણા શોકાન્વિત થઈ ગયાં હતાં એ વાર્તા સાંભળીને તેને લઇને તે પાછો આવ્યો હતો.

આ વાત વાયુવેગે આખા શહેરમાં પ્રસરી ગઈ. નાની રાણી, મંત્રી, કોટવાળ અને રાજ્યનાં અન્ય માણસો રાજદુહિતાને જોવાને માટે ત્વરાથી ઉદ્યાનમાં ગયાં. હંસવાહનની પાસે રાજકન્યાને ઉભેલી જોઇને સર્વેએ પોતાનો આનંદ વ્યકત કર્યો. કેવળ નાની રાણી, રાજકન્યાને જોઇને અંતરમાં વિરક્ત અને રાગાન્વિત થઈ. હંસવાહનની ચતુરાઈ અન્ય કોઇએ જાણી નહોતી; માત્ર નાની રાણી તે સમજી ગઈ હતી પરંતુ તે વખતે તે કાંઈ બોલી નહિ.

રાજકન્યાની પુષ્પવાટિકામાં આ વ્યાપાર ચાલી રહ્યો હતો તેવામાં એક નાવિક એક શ્વેત રાજહંસને લઇને ઉતાવળે પગલે ત્યાં આવ્યો અને હંસવાહનની પાસે તે રાજહંસને મૂકીને હાથ જોડીને ઉભો રહ્યો. હંસને છૂટો મૂકવામાં આવ્યો એટલે તે ચારે તરફ જોવા લાગ્યો અને પછી હંસવાહન જ્યાં બેઠો હતો તે સ્થાન તરફ ધીમે ધીમે જવા લાગ્યો.

તે રાજહંસને જોઇને ત્યાં એકઠાં થયેલાં સર્વ લોકો આશ્ચર્યાન્વિત થઈ ગયાં. હંસ ચાલતો ચાલતો રાજકન્યાના ખોળામાં જઇને બેઠો. વિસ્મિત થઇને રાજકન્યા તેના શરીરપર હાથ ફેરવવા લાગી. જાણે પોતાના શરીરપર રાજકન્યાનો હસ્ત ફરતો હોવાથી પોતાને પરમ આનંદ થતો ન હોય એમ રાજહંસ બતાવવા લાગ્યો. ત્યાં એકઠાં થયેલાં સર્વ લોકો આ વ્યાપાર જોઇને આશ્ચર્યાન્વિત થઈ ગયાં. ફકત નાની રાણીનું મુખ મલિન થઈ ગયું અને તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

રાજપુત્ર હંસવાહન વધારે વાર શાન્ત રહી શકયો નહિ. બધાંના સાંભળતાં તેણે રાજકન્યાને કહ્યું: "રાજકન્યા! જેને તું રાજહંસ સમજે છે તે વાસ્તવિક રીતે હંસ નથી કિન્તુ એ રાજપુત્ર છે ને તારો સગો ભ્રાતા છે."

આમ બોલીને પુનઃ પેલી શીશીમાંથી થોડું જળ કાઢીને તે તેણે હંસના શરીરપર છાંટયું. આંખના પલકારા માત્રમાં હંસ અદૃશ્ય થઈ ગયો અને તેને બદલે ત્યાં રાજકુંવરને સર્વેએ ઉભેલો જોયો. આ અદ્ભુત પરિવર્તન જોઇને લોકો તો સ્તંભિત જ થઈ ગયાં. તેમને હંસવાહને સર્વ ભેદ જણાવી દીધો.

આ પછી હંસવાહને ત્યાં એકઠાં થયેલાં લોકોને કહ્યું કેઃ "તમારી નાની રાણી એક જાદૂગરણી છે. મુખ્ય મંત્રી સાથે આડો વ્યવહાર રાખીને તે તમારાપર રાજ્ય કરે છે. રાજપુત્ર અને રાજકન્યાનું સાલ નીકળી જાય તો મંત્રીના સાહાય્યથી પોતે દેશમાં નિર્વિઘ્ન રાજ્ય કરી શકે તેમાટે તેણે રાજપુત્રને હંસ અને રાજકન્યાને વાંદરી જાદૂના બળથી બનાવી દીધાં હતાં. હું મારા પિતા પાસેથી જાદૂવિદ્યા ભણેલો છું અને તે વિદ્યાના પ્રતાપે જ નાની રાણીની આશાઓને મેં માટીમાં મેળવી દીધી છે. ઇશ્વિરકૃપાએ તમારો રાજકુંવર તમને પુનઃ પ્રાપ્ત થયો છે માટે તમે તેને હવે ગાદીપર બેસાડો. જ્યાં સુધી તે ઉમર લાયક નહિ થાય, ત્યાં સુધી જો તમારી સર્વની ઇચ્છા હશે તો હું રાજપ્રતિનિધિ તરીકે તેની પાસે રહીને કામ કરીશ."

ત્યાં એકઠાં થયેલાં લોકોએ હંસવાહનના કહેવા પ્રમાણે કબૂલ કર્યું. તેમણે સર્વેએ મળીને નાની રાણી અને મંત્રીને કેદ કર્યાં. યથા સમય તેમની તપાસ થઈ. નાની રાણીને જીવતી દાટી દેવાની અને મંત્રીને ફાંસીના લાકડે લટકાવવાની શિક્ષા કરવામાં આવી. ત્યાર પછી રાજકુંવરને સિંહાસનપર આરૂઢ કરવામાં આવ્યો, અને હંસવાહન રાજ્યના મુખ્ય મુખ્ય માણસોની સલાહ લઇને રાજ્ય ચલાવવા લાગ્યો. હંસવાહનનાં મિષ્ટ વચન અને તેનાં અદ્ભુત કર્મો જોઇને રાજ્યનાં સર્વ માણસો તેને વશ થઈ ગયાં અને તેઓ તેનાં વખાણ કરવા લાગ્યાં. પોતાને જોઇતી હતી તેવી પત્ની મળવાથી હંસવાહન ઘણા સુખ અને આનંદમાં પોતાના દિવસો ગાળતો હતો. વચ્ચે વચ્ચે તે પોતાની પત્નીને લઇને સ્વદેશમાં પોતાનાં માતાપિતાને મળવાને પણ જતો હતો.

---

## વૃદ્ધાનાં બોધવચનો

કોઈ એક દેશમાં એક પરમધાર્મિક અને પ્રજાપાલક રાજા રાજ્ય કરતો હતો. તેને માત્ર એક જ રાણી હતી. રાણીને પોતાની સહધર્મિણી સમજીને રાજા તેને અત્યંત ચાહતો હતો. રાણીના પેટે કેવળ એકજ પુત્ર જન્મ્યો હતો અને તે પછી તેને બીજું સંતાન થયું નહોતું.

પોતાને વધારે સંતાન ન થવાથી રાણીએ રાજાને બીજી રાણી પરણવાનો અનુરોધ કર્યો. મંત્રી, રાજ્યના મોટા મોટા માણસો અને શેઠ શાહુકારો રાજાને બીજી એક રાણી પરણવાનું વારંવાર કહેવા લાગ્યા; પરંતુ રાજા તેમનું કહેવું કાને ધરતો નહિ. તે કહેતો કે: "રાજકુંવર ઉમરલાયક થાય તે પહેલાં હું તેને પરણાવીશ એટલે મને પૌત્રાદિકનાં સુખ જોવાનો લાભ પ્રાપ્ત થશે. તેમને રમાડીને પરમ આનંદમાં મારા દિવસો હું વ્યતીત કરીશ." રાજાના આ શબ્દો સાંભળીને રાણી મનમાં આનંદિત થતી અને અન્યાન્ય માણસો પણ કાંઈ બોલી શકતા નહિ.

રાજપુત્ર દેખાવામાં ઘણો સુંદર હતો. તે જેવો દેખાવડો હતો તેવો જ બળવાન્ પણ હતો. જે લોકો તેને જોતા તે તેના રૂપની પ્રશંસા કર્યા વિના રહી શકતા નહિ. રાજા અને રાણી તેને પોતાના પ્રાણથી પણ અધિક ચાહતાં હતાં અને કોઈ પણ દિવસ તેને પોતાની આંખોથી દૂર થવા દેતાં ન હોતાં.

દશ વર્ષના વયમાં રાજપુત્રે યુદ્ધવિદ્યા શીખવાનો આરંભ કર્યો. દશ વર્ષ સુધી માતા પાસે તેણે વિદ્યાભ્યાસ કર્યો હતો. પછી તે મુખ્ય સેનાપતિ પાસે યુદ્ધવિદ્યા શીખવા લાગ્યો. બે ત્રણ વર્ષમાં તે ચતુર યોદ્ધો થઈ ગયો. તેના શરીરમાં યથેચ્છ બળ હતું અને તેણે યુદ્ધના તમામ નિયમો જાણી લીધા. થોડા દિવસમાં તેની દેશમાં સારી ખ્યાતિ થઈ ગઈ.

રાજપુત્ર ચૌદ વર્ષના વયનો થયો ત્યારે તેને મોટા સમારોહ સાથે એક સ્વરૂપવતી રાજકન્યા સાથે પરણાવવામાં આવ્યો. સારી રૂપાળી વધૂ પ્રાપ્ત થવાથી રાજપુત્રને ઘણો આનંદ થયો. રાજકુંવરને રહેવાને માટે રાજાએ નદીના કિનારા પાસે એક પ્રકાંડ મહાલય બંધાવી આપ્યો. શુભ દિવસે રાજકુવર પોતાની પત્નીને લઇને તે મહાલયમાં રહેવા ગયો અને આનંદમાં પોતાના દિવસો વ્યતીત કરવા લાગ્યો.

સહસા રાજા માંદો થઈ ગયો અને થોડા વખતમાં મરી ગયો. રાજાના મૃત્યુથી આખા રાજ્યમાં શોકનો વિસ્તાર થઈ ગયો. કેટલાક દિવસો સુધી રાજ્યમાં કોઈ પણ પ્રકારનો ઉત્સવ ઉજવવામાં આવ્યો નહિ. રાજકુંવર અને રાણી કેટલાક દિવસો સુધી ભારે શોકમાં રહ્યાં.

આ સંયોગ જોઇને એક વિદેશી રાજાએ મોટા સૈન્ય સાથે રાજકુંવરના રાજ્યપર આક્રમણ કર્યું. રાજપુત્ર પિતૃશોકને લીધે ઘણો ઉદાસ થઈ ગયો હતો તોપણ તે કાયરની માફક વર્ત્યો નહિ. પોતાની પાસે જેટલું સૈન્ય હતું તેને એકઠું કરીને તે શત્રુ રાજા સામે ચાલ્યો. સ્વદેશના રક્ષણમાટે રાજપુત્રના સૈનિકો ઘણી બહાદુરીથી લડ્યા

પરન્તુ શત્રુના અસંખ્ય સૈન્ય આગળ રાજપુત્રનું નાનું લશ્કર કેટલો વખત સુધી ટકી શકે? આખરે રાજકુંવરના સૈનિકો પાછા હટવા લાગ્યા. શત્રુના લશ્કરમાં માણસોનો ઘાણ નીકળી ગયો હતો તથાપિ જયલાભ કરવામાટે સાહસ સહિત તેઓ આગળ આગળ વધવા લાગ્યા.

આ વખતે રાજપુત્રના રાજ્યના કેટલાક લોકો પરરાજ્યમાં જઇને દસ્યુનું કામ કરતા હતા તેમનો સરદાર પોતાના તમામ માણસો સાથે સ્વદેશમાં આવ્યો. રાજકુંવરની વિપદ્ જાણીને પોતાના માણસો તથા અન્ય જે માણસો મળ્યા તેમને લઇને તે યુદ્ધક્ષેત્રમાં ગયો અને શત્રુસૈન્યપર એવા જોરથી ધસારો કર્યો કે રિપુદળ અલ્પ સમયમાં છિન્નવિચ્છિન્ન થઈ ગયું. રાજકુંવરનું અવશિષ્ટ રહેલું સૈન્ય પલાયન કરતા શત્રુસૈન્યની પાછળ પાછળ જઇને તેને વિધ્વસ્ત કરવા લાગ્યું. વિદેશી રાજાએ છુપા વેશથી સ્વદેશમાં નાસી જઇને પોતાના જીવનની રક્ષા કરી.

વિજય પ્રાપ્ત કર્યા પછી રાજકુંવર શાંતિમાં રાજ્ય કરી શકયો નહિ. કેટલાક દિવસો પછી રાજ્યની ઉત્તર સરહદ આગળ કેટલાક વિદ્રોહીઓએ ભયાનક ઉત્પાત મચાવવા માંડ્યો. ગત યુદ્ધમાં સૈન્ય ઘણું ઓછું થઈ ગયું હતું તેમાંથી થોડુંક સૈન્ય પ્રજાનાં જાન માલની રક્ષા કરવામાટે મૂકીને બાકીનું સૈન્ય લઇને રાજકુંવરે ઉત્તર સરહદ તરફ કૂચ કરી. સૈન્ય સાથે તેને ન જવાનો રાણીએ અને રાજપુત્રની પત્નીએ બહુ આગ્રહ કર્યો; પણ રાજપુત્રે તેમનું કહેવું ધ્યાનમાં લીધું નહિ. તેમને સમજાવી સંતુષ્ટ કરીને રાજકુંવર પોતે વિદ્રોહીઓને સજા કરવામાટે ચઢ્યો.

વિદ્રોહીઓને સજા કરવાનું કાર્ય રાજકુંવરે ધાર્યું હતું તેટલું સહેલું નહોતું. એક વર્ષ ચાલ્યું ગયું તોએ તેઓ પૂરેપૂરા મ્હાત થયા નહિ. વિદ્રોહીઓનો ઉત્પાત જેવો ને તેવો ચાલૂ જ હોવાથી રાજધાનીમાં પાછા આવવાનું રાજકુંવરને ઉચિત લાગ્યું નહિ. વર્ષ ઉપર વર્ષ જવા લાગ્યાં અને આખરે દશ વર્ષ વીતી ગયાં તોએ વિદ્રોહીઓનું બળ તૂટ્યું નહિ.

રાજકુંવર સ્વદેશમાં આવી શકે તેમ નહોતું તેથી તેની સ્ત્રી તેને પોતાને તેની પાસે બોલાવી લેવા માટેનાં વારંવાર પત્રો લખવા લાગી; પરન્તુ રાજપુત્ર તેને આશ્વાસક વાકયો લખ્યા વિના અન્ય કાંઈ કરી શકતો નહોતો. આવી રીતે ચાર વર્ષ વિશેષ વ્યતીત થઈ ગયાં. હવે વિદ્રોહીઓનું બળ ઓછું થઈ ગયું.

આ સમયે એક દિવસે રાજપુત્રે સાંભળ્યું કે તેની માતા સ્વર્ગમાં સંચરી ગયાં હતાં. રાજપુત્રે ત્યાં પોતાની માતાની શ્રાદ્ધ આદિ

ઉત્તરક્રિયાઓ કરી અને વિદ્રોહીઓને દબાવી દઇને તે સ્વદેશમાં પ્રત્યાગમન કરવા લાગ્યો. તેના સૈન્યના માણસો તેનાથી પહેલાં રાજધાની તરફ ગયાં હતાં.

એક પ્રકાંડ તેજદાર અશ્વપર આરોહણ કરી વિદ્રોહીઓ પાસેથી મળેલી વીસ હજાર મોહોરો અને ઝવેરાત વગેરે લઇને રાજપુત્ર પ્રકૃતિની શોભા જોતો જોતો રાજધાની તરફ જવા લાગ્યો. સરહદથી રાજધાનીમાં જવાનો ચાર દિવસનો રસ્તો હતો. ત્રણ દિવસ સુધીમાં રસ્તાપર રાજકુંવરને કાંઇ બાધા નડી નહિ. ચોથા દિવસે એક પ્રહર દિવસ પછી તે પોતાના મનમાં વિચાર કરતો કરતો એક મેદાનમાંથી જતો હતો તેવામાં તેણે કોઇ મનુષ્યનો કંઠસ્વર સાંભળ્યો. જે દિશામાંથી તે કંઠસ્વર આવતો હતો તે દિશા તરફ તેણે દષ્ટિપાત કર્યો પરન્તુ નિકટમાં તે કોઇને જોઇ શકયો નહિ. કેટલોક વખત સૂધી આમ તેમ જોઈ લીધા પછી કોઈ ન દેખાવાથી તેણે આગળ ચાલવા માંડયું.

કેટલેક દૂર જતાં મેદાનની શોભા જોઇને રાજકુંવર મુગ્ધ થઈ ગયો. બહુ દિવસ થયા તે સ્વદેશમાં આવ્યો નહોતો. ઘણા દિવસથી તેણે સ્વદેશની શોભા જોઈ નહોતી, તેથી પ્રકૃતિની તે શોભા જોઇને રાજપુત્રના મનમાં આનંદનો ઉદય થયો. તે ધીમે ધીમે પોતાના મન સાથે બોલવા લાગ્યો: "અહા, આ વિશ્વમાં સમસ્ત દેશ કરતાં સ્વદેશ માણસને કેવો પ્રિય લાગે છે. આવાં જ મેદાન, આવાં જ વૃક્ષ અને આવાં જ ફળ ફૂલ મેં ઘણાં જોયાં છે પરંતુ આજ આમને સ્વદેશમાં જોઇને મારા મનમાં કેવો આનંદ થાય છે! ગત સોળ વર્ષ હું વિદેશમાં રહ્યો તે વખતે આવી શોભા મેં અનેક જોઈ છે પરંતુ આજ મારા મનમાં જે આનંદ થાય છે તેવો આનંદ પહેલાં મને પ્રાપ્ત થયો નથી. સ્વદેશ–જન્મભૂમિ–માં વાસ કરવાની વિશ્વનાં સર્વ માણસો ઇચ્છા રાખે છે. ખરેખર, સ્વદેશમાં વસવાથી માણસને જેટલો આનંદ થાય છે તેટલો આનંદ અન્ય દેશમાં વસવાથી કદાપિ થતો નથી. કવિએ સત્ય કહ્યું છે કે जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।"

એકાએક નજીકમાંથી કોઇનો અવાજ આવ્યો કે: "મહાશય! તમારૂં બોલવું સત્ય છે; કિન્તુ ભાઈ, સ્વદેશમાં પણ પાસે ગર્થ નથી હોતો તો જીવન કાળ સમાન ભાસે છે. અર્થહીન મનુષ્યે સ્વદેશમાં રહેવું તેના કરતાં વિદેશમાં જઇને રહેવું તે વિશેષ સારું છે."

તે નિર્જન સ્થાનમાં મનુષ્યનો અવાજ સાંભળીને રાજપુત્રના મનમાં સંદેહ થયો. તેણે ચારે બાજૂએ દષ્ટિ ફેંકી કિન્તુ તે પ્રથમ કોઇને

જોઈ શકયો નહિ. કેટલીક વાર સુધી તપાસ કર્યા પછી તેણે એક ઝાડીમાં એક વૃદ્ધાને પુષ્પ એકઠાં કરતી જોઈ. તે વૃદ્ધા રાજકુંવર તરફ જોઈ રહી હતી. રાજપુત્રે તેના તરફ જોયું એટલે ચારે આંખો સંમિલિત થઈ.

પછી રાજપુત્રે વૃદ્ધાને કહ્યું: "માતાજી ! તમે સત્ય કહો છો પરન્તુ મારી પાસે જોઇએ તેટલું દ્રવ્ય છે. એ રીતે મારી પાસે અર્થ છે એટલે હું સુખની પ્રત્યાશા રાખું છું તે અસ્થાને નથી જ. અત્યાર સુધી હું એ વિદ્રોહીઓને વશ કરવાને માટે વિદેશમાં ગયો હતો. હાલમાં હું વિદ્રોહીઓને પૂરે પૂરા દબાવી દઇને પાછો આવું છું. વિદ્રોહીઓ પાસેથી મને ઘણું જ સારું ધન મળ્યું છે."

આગન્તુકનું કથન સાંભળીને ઇષત્ હાસ્ય કરીને વૃદ્ધાએ કહ્યું: "ભાઈ, અત્યાર સુધી યુદ્ધમાં નિયુક્ત રહીને તેં જેમ અર્થલાભ કર્યો છે તેમ દારિદ્ર્યનું દુઃખ સહન કરીને મેં જ્ઞાન મેળવ્યું છે. મને ઘણી ઇચ્છા થઈ આવે છે કે હું તને બે ચાર શીખામણો આપું ! જે શીખામણો હું તને આપવા ઇચ્છું છું તે પ્રમાણે જો હું પોતે ચાલી હોત તો અત્યારે હું આવી દુર્દશામાં ન હોત."

રાજપુત્રે હસીને કહ્યું: "ઘરડાં મા ! મારી પાસે એક કોડી પણ નથી કે જે આપીને હું તમારી પાસેથી બુદ્ધિ લઊં. જો કોડીને બદલે તમે સોના મહોરો લો તેમ હો તો તે હું આપી શકું તેમ છું."

તે વૃદ્ધાએ કહ્યુ: "ભાઈ, મને ધનનો લોભ બતાવતો નહિ. મેં ત્રણ કાળ જોયા છે. મૃત્યુ આવીને મારા શિશપર ઉભું રહેલું છે. આ જગતમાં મારે કોઈ સગું વહાલું નથી. આખો દિવસ વનમાં ફરીને ફૂલ એકઠાં કરીને તેનો વિક્રય કરતાં જે ધન પ્રાપ્ત થાય છે તેથી હું મારું ગુજરાન ચલાવું છું. હું તારી મહોરોથી લોભમાં લોભાઈ જાઉં તેમ નથી. જો મારી બુદ્ધિથી તારો કાંઇક ઉપકાર થાય તો ભવિષ્યમાં હું વિના પરિશ્રમે બે કોળિયા અનાજ ખાવા મેળવી શકું એવો બંદોબસ્ત મને કરી આપજે."

તે ડોસીના કહેવા પ્રમાણે રાજકુમારે વર્તવાની ઇચ્છા બતાવી એટલે ધીરે ધીરે ડોસીએ કહેવા માંડયું કે: "સાંભળ, ભાઈ ! જો કયાંય જવું હોય તો ધોરી રસ્તે થઇને જવું. ટુંકો રસ્તો છે એમ જાણીને ગલીકુંચીઓમાં થઇને જવું નહિ, વિના કહે કોઇની વાત અથવા કોઇના કામમાં માથું ઘાલવું નહિ. કોઈ પણ વિષયમાં આપણો કાંઈ સંબન્ધ ન હોય તો પછી તે વિષયમાં ઇચ્છાપૂર્વક કદી લિપ્ત થવું નહિ. ક્રોધના આવેશમાં કાંઈ કામ કરવું નહિ.

જો આપણને ક્રોધ થઈ જાય તો એક દિવસ પછી જે કામ કરવું ધાર્યું હોય તે મુલતવી રાખવુ. પૂર્ણ શાંતિમા વિચાર કર્યા પછી તે કામ કરવું જો ઉચિત જણાય તો તે કરવું, નહિ તો નહિ કરવું !

ડોસીનાં બોધવચનો સાંભળી લઇને તથા તેના રહેવાનું ઠેકાણું પુછી લઇને અને મિષ્ટ વચન બોલી તેનો આશીર્વાદ લઇને રાજકુંવર રાજધાની તરફ જવા લાગ્યો. કેટલેક દૂર ગયા પછી રસ્તામાં એક અશ્વારોહી મળ્યો. રાજપુત્રને જોઇને તે અશ્વારોહીએ કહ્યુ: "મહાશય ! મારા સાંભળવામા આવ્યું છે કે અહી લુંટારાનો બહુ ભો છે. અહીંથી દશ ગાઉ ઉપર કાલ સાજમાં લુટારાએ કેટલાક માણસોને લુંટીને તેમને મારી નાખ્યા હતા અને તેમની સઘળી માલ મિલ્કત લૂટી લીધી હતી. મારે હજુ કેટલેક દૂર જવાનું છે અને રસ્તામાં જ રાત્રિ પડી જાય એવી સભાવના છે માટે અહી કયાંક આજની રાત્રિ રહી જવાનો વિચાર કરતો હતો તેવામાં તમને જોયા. તમને જોઇને મારામા સાહસ આવ્યું છે. જો આપણે બંને સાથે મુસાફરી કરીએ તો લુટારામા તાકાત નથી કે તે આપણને લૂંટી શકે. તમે સારા યોદ્ધા હો તેમ જણાય છે. તમે અને હું મળીને લુટારાની આખી ટોળીને પૂરા પડી શકીએ તેમ છીએ."

આગન્તુકની આ વાર્ત્તા સાભળીને રાજકુંવરના મનમાં આનંદ થયો તેણે કહ્યુ: "ચાલો, આપણે બને સાથે જઇએ. હજી અંધકાર થવાને ઘણી વાર છે, એટલામાં તો આપણે કેટલોક રસ્તો કાપી નાખીશુ."

આગન્તુક અશ્વારોહી રાજકુવર સાથે મુસાફરી કરવાને સંમત થયો. પછી તે બંને જણા વાતો કરતા કરતા ચાલવા લાગ્યા. કેટલેક દૂર જતા કેટલાક ખેડૂતો તેમને મળ્યા. બંને સવારોને જોઇને તે અંદર અંદર કાંઈક ગુસગુસ કરવા લાગ્યા. તે શું બોલતા હતા તે રાજપુત્ર અને તેનો સાથી સમજી શકયા નહિ, તે જાણવાને તેમના મનમા કુતૂહલ થયુ. પોતાના અશ્વની ગતિ મંદ કરીને એક ખેડૂતને પોતાની પાસે બોલાવ્યો. બીતો બીતો તે તેની પાસે આવ્યો એટલે રાજપુત્રે તેને પૂછ્યુ. "ભાઇ, અમને બંનેને જોઇને તમે શી બોલાચાલી કરવા માંડી છે. જો કે અમે તમારા અપરિચિત છીએ તો પણ અમે પાસેના ગામના જ વતની છીએ. કેટલાક દિવસથી અમે પરદેશમાં ગયા હતા ત્યાંથી આજ પાછા આવીએ છીએ આપણા દેશની કાંઈ નવા જૂની કહેશો કે ?"

રાજપુત્રનું મિષ્ટ ભાષણ સાંભળીને ખેડૂત મનમાં આનંદિત

થયો. તેણે કહ્યું: "મહાશય, આ રસ્તે જો મારું કહ્યુ માનો તો મુસાફરી કરતા નહિ. કાલ સાંજનાજ આ રસ્તે લુટારાએ કેટલાક મુસાફરોને લૂંટી લીધા હતા અને તેમને મારી નાંખ્યા હતા. હજુ સૂધી તે લૂંટારા પકડાયા નથી. અમે તે લૂટારા વિષેજ વાતો કરી રહ્યા છીએ."

આમ બોલીને તે ખેડૂતે રજા લીધી. રાજપુત્ર અને તેના સગીએ આગળ ચાલવા માંડ્યું. કેટલેક દૂર ગયા પછી તેમને બે ડોસીઓ મળી. રાજપુત્રની આકૃતિ જોઇને તેને ચીત્કાર કરી ઉભો રાખીને તે બોલી: "અરે, ભલા માણસ, તમે આવા વખતે આ રસ્તે કેમ મુસાફરી કરી રહ્યા છો? સંધ્યા પડવા આવી છે. થોડાક વખત પછી સૂર્ય પાટે બેસશે. ચારે તરફ અંધકાર થઈ જશે આવા વખતમાં તમે અહીંથી શું સહી સલામત મુસાફરી કરી શકશો? ફક્ત ગઈ કાલે જ આ રસ્તે ભયંકર લુંટ થએલી હતી. અમે ધારીએ છીએ કે એ વાત તમને ખબર નહિ હોય માટે જ તમે આવા વખતે આ રસ્તે મુસાફરી કરી રહ્યા છો બેટાઓ! રસ્તે આગળ વધવાનું છોડી દઇને અન્ય કોઈ સ્થળે ચાલ્યા જાઓ નહિ તો તમારા માથાપર મોટી વિપદ્ આવી પડશે."

આંમ બોલીને ડોસીઓ ત્યાંથી ચાલી ગઈ. પછી રાજપુત્રના સંગી અશ્વારોહીએ કહ્યું: "ભલા, ભાઈ! આ ધોરી રસ્તે મુસાફરી કરવાની મારી ઇચ્છા નથી. અહીંથી કેટલેક દૂર જતાં એક નેળિયું આવે છે ત્યાંથી રસ્તો ટુંકો પડે છે. ધોરી રસ્તે ભય હોવાથી તે નેળિયામાં થઇને જવાનો મેં નિશ્ચય કર્યો છે."

રાજપુત્રે કેટલોક વખત સૂધી વિચાર કર્યો. ડોસીએ આપેલી શીખામણ તેને યાદ હતી. તેથી તેણે કહ્યુ: "ભાઈ, હું તો ટુંકા રસ્તે નહિ આવુ. ધોરી રસ્તો મૂકીને આડે તેડે રસ્તે જવાની મને મુદ્દલ ઇચ્છા નથી. જો તમને ધોરી રસ્તે આવતાં ભય લાગતો હોય તો ભલે તમે તે ટુંકે રસ્તે જાઓ. હુ તો ધોરી રસ્તેજ મુસાફરી કરીશ. લુંટારાથી હું લગાર પણ બીઉં તેમ નથી. એકી સાથે દશ લુટારા આવે તોએ તેમને પૂરા પડવા જેટલી મારામાં શક્તિ છે એટલે તમારી સહાય્ય અથવા તમારા સાથની મને કાંઈ અગત્ય નથી." આમ બોલીને કેટલોક વખત સૂધી રાજપુત્ર તે અશ્વારોહી સાથે ચાલ્યો.

ચાલતા ચાલતા તે નેળિયા પાસે આવ્યા એટલે અશ્વારોહીએ તેની પાસેથી વિદાય માગીને નેળિયા વાટે જવા માંડ્યુ. રાજપુત્રે ધોરી સડકપર આગળ ચાલવાનું ચાલુ રાખ્યું.

ક્રમે સંધ્યાકાળ ઉપસ્થિત થયો. દશે દિશાઓ અંધકારથી આવૃત

થઈ ગઈ. તે ઘોર અંધકારમાં રાજકુંવર તેના અશ્વને આગળ ચલાવી શક્યો નહિ. તે હતો ત્યાંથી તેની રાજધાની દશ કોસ દૂર હતી. તે અંધારી રાત્રિએ આટલો રસ્તો તે કાપી શકે તે સંભવિત દેખાતું નહોતું. તેનો અશ્વ તેજ હતો એ વાત ખરી પરન્તુ લાગલાગટ ત્રણ દિવસથી તે બિચારો મુસાફરી કરી રહ્યો હતો તેથી અત્યારે તે થાકીને લોથપોથ થઈ ગયો હતો. તેનો પગ બરાબર પડતો નહોતો અને મહા મુશ્કેલીથી તે ધીમે ધીમે આગળ જતો હતો.

કેટલેક દૂર ગમન કર્યાં પછી નજીકમાંજ કેટલાક દીવા અને માણસોને તે રાજકુમારે જોયા. દીવા જોઇને તે સ્થળે રાત્રિનિવાસ કરવાનો તેણે વિચાર કરી દીધો અને અશ્વને ઉતાવળો ચલાવતો ચલાવતો તે તરફ જવા લાગ્યો.

તે સ્થળે જઇને રાજપુત્રે જોયું તો કેટલાક ખેડૂતો વનમાં ઉજાણી કરી રહ્યા હતા. આશરે પચાશેક માણસ ત્યાં એકઠાં થયાં હતાં. તે મદિરાપાન કરી કરીને નાના પ્રકારનો આમોદ પ્રમોદ કરતા હતા. કેટલાક ખેડૂતો ગાયનો ગાઈ રહ્યા હતા, કેટલાક વાજીંત્ર વગાડી રહ્યા હતા અને કેટલાક નાચી રહ્યા હતા. કેટલાક તાસ વગાડી રહ્યા હતા. કેટલાક પાસા અને પત્તા રમી રહ્યા હતા અને એક દિશાએ કેટલાક લોકો નાના પ્રકારના ખાદ્ય દ્રવ્યો પ્રસ્તુત કરવામાં નિયુક્ત થયા હતા. જૂદી જૂદી જાતના માંસનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો પરન્તુ તે એક પૃથક્ સ્થાને રાંધવામાં આવતું હતું.

રાજપુત્રને જોઇને કેટલાક લોકોએ તેનો માન સાથે આદર સત્કાર કર્યો. ઘણા મિષ્ટ સ્વરે તેમણે કહ્યું: "આવો, મહાશય! પધારીએ. અમારું પરમ સૌભાગ્ય કે આપના જેવા આજ અમારા અતિથિ થયા છો. આપના દેખાવ પરથી આપ મહાશય પરિશ્રાંત થઈ ગયા હો તેમ જણાય છે. આપ અશ્વપરથી નીચે ઉતરો. અહીં ખાદ્યદ્રવ્ય પ્રસ્તુત થઈ ગયું છે. પાસેના તળાવમાં જઇને આપ આપના હાથ પગ ધોઈ આવો અને પછી આપની ક્ષુધાને શાન્ત કરો."

પ્રથમથી રાજપુત્ર કાતર અને ક્ષુધાર્ત થઈ ગયો હતો. નાના પ્રકારની ખાદ્ય ચીજોની સુગંધિથી તેના મુખમાં પાણી છૂટવા લાગ્યું. ખેડૂના નિમંત્રણથી મનમાં આનંદિત થઇને તે અશ્વપરથી નીચે ઉતર્યો. પછી અશ્વને એક વૃક્ષની શાખા સાથે બાંધીને પાસેના તળાવે જઇને તેણે તેના હાથ પગ ધોયા. તે પાછો આવ્યો એટલે ખેડૂતોએ તેને એક સ્થાને બેસાડ્યો. તેમનો અનુરોધ જોઇને કાંઈ પણ દ્વિરુક્તિ નહિ કરતાં રાજપુત્રે નિર્દિષ્ટ સ્થાને ઉપવેશન કર્યું.

આહાર પૂર્વે એક પ્રમત્ત કૃષકે કહ્યું: "જો તે સમયે હું ત્યાં આવવાને શક્તિમાન્ થયો હોત તો રાજપુત્રમાં શી તાકાત હતી કે તે વિદ્રોહનું દમન કરી શકત. તેનું પરમ સૌભાગ્ય કે મારા જેવા માણુસો તે સમયે તે સ્થાને નહોતા."

તે સુરા પ્રમત્ત કૃષકનું કથન સાંભળીને એક દારુમાં ચકચૂર થઈ ગએલા ખેડૂતે હસતાં હસતાં કહ્યું: "તું કેવો વીર પુરુષ છે તે મેં જોઈ લીધું છે, પોતાના પરાક્રમની મોટી મોટી ડંફાશ હાંકે છે પણુ મેં તારું બળ જાણી લીધું છે. જાણે મોટો વિક્રમ અને શાલિવાહનનો અવતાર હોય તેમ બોલી રહ્યો છે અને રણુક્ષેત્રમાં તો શેકયો પાપડ પણુ ભાંગી શકતો નથી. આત્મશ્લાઘાની પણુ કાંઈ સીમા હોવી જોઇએ કે નહિ."

દ્વિતીય વ્યક્તિનું આ કથન સાંભળીને પ્રથમ કૃષક વિરક્ત થઈ ગયો. મદિરા દેવી તેના મગજપર સ્વાર થઈ ગઈ હતી એટલે તે ન બોલાય એવા શબ્દો ઉચ્ચારવા લાગ્યો. દ્વિતીય વ્યક્તિની સ્થિતિ પણુ તેના જેવી જ હતી. તે પણુ જેમ ફાવે તેમ ગાળો બોલવા લાગ્યો. ગાળાગાળી ઉપરથી તે મારામારી પર આવી ગયા. ત્યાં એકઠા થયેલા ખેડૂતો બેભાગમાં વિભક્ત થઈ ગયા અને ઉજાણી ઉજાણીના સ્થળે રહી અને ત્યાં હથિયાર ઉડવા લાગ્યાં.

એક વખત રાજપુત્રના મનમાં એવો વિચાર આવ્યો કે તે લોકોને સમજાવીને લડાઈ બંધ પાડવી. તે વખતે ખેડૂતો મદિરાપાન કરીને ટૅ બની ગયા હતા તે અડબડિયાં ખાતા હતા અને તેમના શરીરમાં કાંઈ બળ નહોતું. રાજપુત્ર સશક્ત હતો. જો ઇચ્છા કરી હોત તો તે સર્વને પરાસ્ત કરી શકે તેમ હતું. કિન્તુ તે સમયે વૃદ્ધાનો બીજો બોધ તેના મનમાં ઉદિત થઈ આવ્યો. તે શાંત રીતે એક સ્થાને બેસીને તેમની લડાઈ જોવા લાગ્યો.

જોતજોતામાં ઉભય પક્ષના માણુસો ઘાયલ થઇને ભૂમિ માતાનો આશ્રય લેવા લાગ્યા. કેટલાક માણુસો મરણુને શરણુ થઈ ગયા, કેટલાક સખ્ત ઘાયલ થઈ ગયા અને કેટલાક ભીરુ માણુસો લડાઇનો રંગ જોઇને ત્યાંથી વંજો માપી ગયા. સુયોગ જોઇને મન ભાવતું ભોજન કરીને રાજપુત્રે ત્યાંથી ચાલવા માંડ્યું. એક વિશાળ વૃક્ષપર આરોહણુ કરીને તેણે રાત્રિયાપન કર્યું.

બીજે દિવસે મોટા પરોઢમાં રાજપુત્ર પુનઃ અશ્વપર આરુઢ થયો અને રાજધાની તરફ જવા લાગ્યો. કેટલેક દૂર જતાં એક માણુસને તેણે રસ્તામાં આહત અવસ્થામાં પડેલો જોયો. તેને જોઇને

રાજપુત્રના મનમાં દયાનો ઉદ્ભવ થયો. તે અશ્વપરથી નીચે ઉતરીને તેની પાસે ગયો. તેને જોતાં તરતજ તેને તેણે ઓળખી લીધો. ઘોરી રસ્તો ભય ભરેલો ધારીને જે અશ્વારોહી નેળિયા વાટે મુસાફરી કરવાને તૈયાર થયો હતો તે જ તે હતો. તે આખા શરીરે ઘવાઈ ગયો હતો અને તેનું શરીર લોહીથી ખરડાઈ ગયેલું હતું.

રાજપુત્રને જોઇને અશ્વારોહીએ તેને ઓળખ્યો તેથી અતિ વિનીત ભાવે કહેવા લાગ્યોઃ "ભાઈ, જો મેં તમારી વાત માની હોત અને તમારી સાથે ઘોરી રસ્તે ચાલ્યો હોત તો મારી આવી દુર્દશા ન થઈ હોત. લાગલાગટ બે ત્રણવાર ઘોરી રસ્તે ધાડ પાડેલી હોવાથી આજ લૂટારા લૂંટ ચલાવવા ઘોરી રસ્તે જવાને સાહસ કરી શકયા નહિ. ગઈ રાત્રિએ હુ જે રસ્તેથી જતો હતો તે રસ્તે ભેગા થયા હતા. તેમણે મને જોયો એટલે તે મારી પર તૂટી પડ્યા અને મને ભયાનક રીતે ઘાયલ કરીને અચેતન બનાવીને મારી પાસે જે કાંઈ હતું તે સર્વ લઈ ગયા. કેટલોક વખત સુધી હું બેભાન અવસ્થામાં ભૂમિપર પડ્યો રહ્યો. મારામાં બોલવાની કાંઈ પણ આય નહોતી. તમારા ઘોડાનો પગરવ સાંભળીને મને ભાન આવ્યું. મારાં પૂર્ણ સૌભાગ્ય કે તમે જ અહીં આવી પહોંચ્યા છો. ભાઈ, આ અધમને અહીં આવી દશામા પડ્યો રહેવા દઇને તમે આગળ જતા નહિ."

તે અશ્વારોહીનાં આ વચન સાંભળીને રાજપુત્રના મનમાં દયાનો સચાર થયો. વૃદ્ધાએ તેને જે બોધ આપ્યો હતો તેમાંના બેની સત્યતા પુરેપૂરી રીતે સાબીત થયેલી જોઇને રાજપુત્ર આનંદિત થયો. તેણે તેના ગત દિવસના સંગીને પોતાના અશ્વપર લઈ લીધો અને પાસેની પાન્થશાળામાં જઈ તેણે તેની સુશ્રૂષા માટેનો બંદોબસ્ત કરી દીધો. ત્યાર પછી તેણે પાન્થશાળાના ઉપરિને કહી દીધું કે તે સાજો થાય ત્યારે તેને તેના ઘેર મોકલી આપવો.

આ સકળ કાર્ય શેષ કરવામાં દિવસનો તૃતીય પ્રહર થઈ ગયો. રાજપુત્રે એમ ધાર્યું હતુ કે પોતાના મહાલયે જઇને જ સ્નાન તથા ભોજન કરવું કિન્તુ તેમ બની શકયું નહિ, તેને તે પાન્થશાળામાં જ ભોજન કરવાની જરૂર પડી. પાન્થશાળામાં ભોજન કરી, કેટલોક વખત સુધી વિશ્રામ લઈ તે પોતાની રાજધાની તરફ જવા નીકળ્યો.

જો કે તેની સ્ત્રી તેના માટે ઘણી ઉદાસ થઈ ગઈ હતી અને તેને સ્વદેશમા પાછા આવવા માટે તે અનુરોધ પૂર્વક કાગળ લખતી હતી તોપણ તેનો સ્વામી આવી ગયો છે તેની તેને ખબર પડી નહિ. તે દિવસે સધ્યા સમયે રાજમહાલય પાસેના ઉદ્યાનમાં બેસીને તે

અનન્ય મને તેના સ્વામીની ચિન્તા કરી રહી હતી, એવામાં રાજપુત્ર ગુપ્ત રીતે ઉદ્યાનમાં જઈ પહોંચ્યો અને દૂર ઉભે ઉભે રાણીની ચેષ્ટા જોવા લાગ્યો.

કેટલીક વાર પછી એક યુવાન આવીને રાજકુંવરની પત્ની પાસે બેઠો. તેને જોઇને રાજપુત્રની પત્ની ઘણા હેતથી તેની સાથે વાતચિત કરવા લાગી. તે યુવક પણ તેની સાથે હસતો હસતો વાર્ત્તાલાપ કરવા લાગ્યો. આ દ્દશ્ય જોઇને રાજપુત્રને ભયાનક ક્રોધ વ્યાપ્યો. તે તેની સ્ત્રીને ખરા અંતઃકરણથી ચહાતો હતો. તેની ગેરહાજરીમાં તે આવી ખરાબ વર્ત્તણુક ચલાવતી હશે એનો એને સ્વપ્ને પણ વિચાર નહોતો.

કેટલીક વાર સુધી રાજકુંવર આ દ્દશ્ય જોઈ રહ્યો. પછી તેની સ્ત્રી તેનું મસ્તક અવનત કરીને તે યુવકને સેંકડો ચુંબન કરવા લાગી. આ વ્યાપાર રાજકુંવરથી જોઈ શકાયો નહિ. મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી ને તે ધીમે ધીમે છૂપી રીતે તેમની નજીક જવા લાગ્યો.

સહસા પેલી વૃદ્ધાનો ત્રીજો ઉપદેશ તેને સાંભરી આવ્યો. નાગી તરવારને મ્યાનમાં ઘાલી અન્ય રસ્તે થઇને તે પોતાના મહાલયે ચાલ્યો ગયો.

બહુ દિવસ પછી રાજપુત્રને પાછો આવેલો જોઇને સર્વને ઘણો જ આનંદ થયો. મંત્રી, કોટવાળ, રાજપારિષદવર્ગ એક પછી એક આવીને તેની મુલાકાત કરવા લાગ્યા. રાજપુત્રે મિષ્ટ ભાષણ કરીને તેમને સર્વને સંતોષ આપવાનો યત્ન કર્યો પરન્તુ તેના હૃદયમાં જે સંદેહ-વહ્નિ પ્રજ્વલિત થયેલો હતો તે શાંત પડ્યો નહોતો.

યથાસમયે તેની પત્ની—તત્કાલીન રાણીએ આવીને તેની સાથે સાક્ષાત્ કર્યો. રાણીએ તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેના પગની રજ પોતાના શિરપર ચઢાવી. રાજાને (આ વખતે તે રાજપુત્ર નહોતો) રાણીનો આ વ્યવહાર જોઇને હૃદયમાં ઘણું દુઃખ થયું. તેણે તેના મનમાં વિચાર્યું કે રાણી પાકી કુલટા છે. બહારથી પોતાના તરફ પ્રણય બતાવીને છૂપી રીતે અવિશ્વાસનું કાર્ય કરવાના ઉદ્દેશથી જ તે તેના તરફ ભક્તિ બતાવતી હતી ! રાજાના મનમાં જે વિચાર આવ્યો હતો તેનું સ્વપ્ન પણ રાણીને નહોતું. સ્વામીને ઉદાસ જોયા છતા પણ ઉદાસીનું કારણ તે પૂછી શકી નહિ.

કેટલાક વખત પછી એક યુવકે આવીને રાજાને પ્રણામ કર્યા. તે યુવકને જોતાં જ રાજાએ તેને ઓળખી લીધો. ઉદ્યાનમાં જે યુવક રાણી પાસે બેસીને તેની સાથે વાર્ત્તાલાપ કરતો હતો અને જેને રાણી વારંવાર ચુંબન કરતી હતી તેજ યુવાન્ તે હતો. તે પુરુષ કોણ હતો

તે રાજા જાણી શકયો નહિ તેથી તે કોણ હતો તે પૂછતો ન હોય તેવા ભાવથી તે રાણી તરફ જોવા લાગ્યો.

રાણીએ લજ્જિત ભાવે હસતાં હસતાં કહ્યું: "સ્વામિન્! આપે આને ન ઓળખ્યો? જે સમયે આપ અહીંથી વિદ્રોહ દમન કરવા માટે ગયા હતા તે સમયે હું ગર્ભવતી હતી. આ યુવક આપનો કુંવર છે. આપ તેને બારીકાઈથી નીહાળીને જુઓ કે તે આપની પ્રતિમૂર્તિજ છે કે નહિ? જ્યારે જ્યારે હું આપના માટે વ્યાકુળ થઈ જતી ત્યારે ત્યારે પુત્રનું મુખ જોઇને આપને નહિ જોવાથી ઉત્પન્ન થતા કષ્ટને હું દૂર કરતી હતી. મને કુંવરનો પ્રસવ થયો છે એ વાત મેં આપને જણાવી નહોતી કારણ કે તે વખતે વિદ્રોહીઓનું જોર વધારે હતું તેથી આપને શુભ સમાચાર કહાવી અહીં બોલાવવા મને ઉચિત લાગ્યું નહોતું અને પછી એ વાત આપને જણાવતાં મને સંકોચ થવા માંડ્યો હતો તેથી આપ અહીં આવો ત્યારેજ આ વાત આપને જણાવવાનો મે નિશ્ચય કર્યો હતો."

રાણીની આ વાર્ત્તા સાંભળીને રાજાને પરમ આનંદ થયો. તે તેના કુંવરને છાતી સરસો લઇને ચુંબન કરવા લાગ્યો. વૃદ્ધાનો છેલ્લો ઉપદેશ પણ તેને સાચો જ માલૂમ પડ્યો. બીજે દિવસે રાજા પોતે તે વૃદ્ધાને ઘેર ગયો અને ઘણા માનથી વાજતે ગાજતે તેને રાજધાનીમાં લાવ્યો તે દિવસથી તે વૃદ્ધાનું દરિદ્રતાનું દુઃખ નાશ પામ્યું. રાજાએ તેને એક મહાલય આપ્યો તેમાં તે મોટી સાહ્યબીથી રહેવા લાગી. રાજા તેની સ્ત્રી પુત્ર અને પરિવાર સાથે પૂર્ણ આનંદ તથા સુખમાં રહેવા લાગ્યો. વૃદ્ધાની બુદ્ધિ માટે તેના મનમાં અદ્વિતીય માન ઉત્પન્ન થયું હતું. તે તેનું એક પણ અગત્યનું કામ તે વૃદ્ધાની સલાહ લીધા વિના કરતો નહિ.

## કૃપણનું ધન

એક દેશમાં એક દયાળુ રાજા હતો. તેની પ્રજાને તે પોતાનાં સંતાન સમાન સમજતો હતો અને જેથી તેમને કાંઈ પણ કષ્ટ ન થાય તેવાં કાર્યો તે કરતો. પ્રજા શાંતિમાં રહે અને તેના સુખમાં વૃદ્ધિ થયા કરે એવાં કામો કરવામાં તે સર્વદા યુક્ત રહેતો હતો.

તે રાજાને અનેક ભૃત્ય હતા. તેમાંના એકને તે ઘણો ચહાતો હતો. તે જે કાંઇ ઇચ્છા કરતો તે રાજા અવશ્ય પૂરી કરતો. રાજા અથવા રાણી બેમાંથી એકે તેને કાંઈ કહેતાં નહોતાં. તેઓ બંનેને તેના પર ઘણો વિશ્વાસ હતો.

તે ભૃત્યને એક સ્ત્રી વિના અન્ય કોઈ નહોતું. રાજા અને રાણીના તે વિશ્વાસપાત્ર હોવાથી રાજસરકારમાંથી તેને યથેચ્છ ધન મળતું હતું. તથાપિ તે બે માણસો જેવાં કંજુસો આ અવનિપર થોડાં જ અસ્તિત્વ ધરાવતાં હશે! એક પડું પડું થઈ રહેલી ઓરડીમાં તે નિવાસ કરતાં હતાં. તેમના ઘરના અસબાબમાં થોડાંક માટીનાં માટલાં અને હાંલ્લીઓજ હતાં. આમાં તે તેમનું ઘણુંજ આવશ્યકીય દ્રવ્ય હોય તે સંઘરી રાખતાં હતાં. દરરોજ સાંજના સમયે તે દિવસમાં એક વખતજ આહાર કરતાં હતાં અને કેટલાંક વર્ષનાં ફાટ્યાં તૂટયાં વસ્ત્ર પહેરતાં હતાં. તેમના જીવનને ટકાવી રાખવાને જે ખર્ચ કર્યા વિના તેમને ન જ ચાલે તેમ હોય તેજ ખર્ચ તે કરતાં હતાં. જો જેમ તેમ કરીને જે ખર્ચ વિના ચલાવી શકાય તેમ હોય તો તે ખર્ચ તે કદી કરતાં નહોતાં પણ પ્રતિમાસ કેટલીક મહોરોનો સંચય કરીને તેને દાટતાં હતાં. વચ્ચે વચ્ચે પોતે બચાવેલી મહોરો બહાર કાઢીને તે ગણી જોતાં અને અતિ આનંદ પામતાં હતાં.

જેમ જેમ તેમનો સંચય વધતો ગયો તેમ તેમ તેમનો લોભ પણ વધતો ગયો. વધતાં વધતાં તે ભૃત્યનો લોભ એટલો બધો વધી પડ્યો કે દરરોજ ખાવાને અનાજ શાક ભાજી વિગેરે ખરીદવાને તેને જે ખર્ચ કરવો પડતો હતો તે પણ તેના મનમાં ખટકવા લાગ્યો. તે ખર્ચ બંધ કરી દેવાનો વિચાર કરીને તેણે તેની સ્ત્રીને કહ્યું: "જો આમ ખર્ચ કરીને ખાઇએ એ આપણને પરવડી શકે તેમ નથી. અનાજ પાણી ખરીદવામાં દર મહિને એક સારી સરખી રકમ ખર્ચાઈ જાય છે. જો એક કામ કરીએ તો હજુ પણ વિશેષ આપણે બચાવી શકીએ."

તેની સ્ત્રી તેના કરતાં પણ વધારે કંજુસ હતી. ખુશી થઇને તેણે કહ્યું: "શું કામ કરીએ તો ખાવાનું ખર્ચ ટળી જાય? એ કામ કરવામાં જો આપને મારી મદદની જરૂર હશે તો હું તે મદદ ખાસ કરીશ. ઘરમાં બચાવ થાય એ કામ તો પ્રથમ કરવું જોઇએ."

મનમાં આનંદિત થઇને ભૃત્યે કહ્યું: "જો, રોજ રોજ પૈસા આપીને આપણે ખાવાની ચીજો વેચાતી લાવીએ છીએ. અત્યાર સુધીમાં આપણે જે ચીજો લીધી છે તેથી દુકાનદારને ઘણો સારો નફો થયેલો છે. હવે જો આપણે કેટલોક વખત સુધી તે દુકાનદાર પાસેથી વિના મૂલ્યે માલ લાવીએ તો ઘણું સારું થાય!"

સ્વામીની આ વાત સ્ત્રીને સોનાના મૂલ્યની લાગી. અતિ આનંદિત થઇને તેણે કહ્યું: "આ રસ્તો ઉત્તમ છે. પણ દુકાનદારો પાસેથી

વિના મૂલ્યે માલ લાવવો કેવી રીતે? પૈસા વિના દુકાનદારો માલ આપે કેવી રીતે એ એક મોટો સવાલ છે."

મદ સ્મિત કરીને ભૃત્યે કહ્યું: "એમને એમ સહેજે તો તે ઓછાજ આપે! એ તો ચાલાકી રમીએ ત્યારેજ કામ થાય તો. આજ તુ બજારમા જા અને રોઈ રોઇને દુકાનદારોને કહે કે, "રાજા આપણા ઉપર ઘણા કોપાયમાન થયા છે અને તેમણે મને કેદ કરી દીધો છે તેથી કેટલાક દિવસ સુધી હુ ઘેર આવી શકું તેમ નથી." તારું આ કથન સાંભળીને તથા તારું રોદન જોઇને દુકાનદારોના હૃદયમાં દયાનો સંચાર થશે અને વિના મૂલ્યે તે તને અનાજ શાક વિગેરે આપશે."

મનમાં આનંદિત થઇને ભૃત્યપત્ની બજારમાં જઇને રોદન કરવા લાગી. તેનો ચીત્કાર સાંભળીને ઘણા દુકાનદારો ત્યાં એકઠા થઈ ગયા. તેમના સર્વની આગળ ભૃત્યપત્નીએ પોતાના દુ:ખની કહાણી કહી. તે સાંભળીને દુકાનદારોએ તેને થોડી થોડી ખાદ્યની ચીજો આપી તે ખાદ્યદ્રવ્યની ગાંસડી બાંધી લઈને દુકાનદારોને આશીર્વાદ આપતી આપતી, મનમા ખુશ ખુશ થઈ જતી, ભૃત્યપત્ની પોતાના ગૃહપ્રતિ ગમન કરવા લાગી.

આ પ્રમાણે કેટલાક દિવસો સુધી ચાલ્યું. પણ પછી દુકાનદારોના મનમા સંદેહ થયો. તેમણે તેને કેટલાક પ્રશ્નો પૂછવા માંડ્યા. વિરક્ત થઇને ભૃત્યપત્નીએ એ વાત તેના સ્વામીને કહી દીધી.

કેટલોક વખત સુધી વિચાર કરીને ભૃત્યે કહ્યું: "ભલે, કાલથી તુ બજારમાં જતી નહિ. અત્યાર સુધીમાં આપણે આપણાં સગાંવહાલાંપર અનેક ઉપકારો કરેલા છે તેથી તેમની પાસેથી કાંઇક લેવાને આપણને અધિકાર પ્રાપ્ત થયો છે. કાલથી આપણાં સગામાં જઇને તુ તે વાર્તા કહેજે 'એટલે તે તને સહાય્ય કર્યા વિના નહિ જ રહે!"

સ્વામીની આ યુક્તિથી ભૃત્યપત્નીને અત્યન્ત આનંદ થયો. બીજે દિવસથી તેના ભર્તારે કહેવા પ્રમાણે તેણે કરવા માંડ્યું. કેટલાક દિવસ સુધી આ પ્રમાણે તેણે તેના ખાદ્ય પદાર્થો સગાંવહાલાં તેમજ મિત્ર બિરાદરો પાસેથી પ્રાપ્ત કર્યા અને કાંઈ ગોલમાલ થયો નહિ. દરરોજ સવારમાં તે કોઇને કોઈ સગાને ઘેર જતી અને તેના સ્વામીએ શીખવેલી વાત કહીને રસોઇની સામગ્રી લાવતી.

આ પ્રમાણે કેટલાક દિવસો સુધી ચાલ્યું. પારકું અન્ન ખાઇને ભૃત્ય અને ભૃત્યપત્નીએ પૂર્ણ આનંદમાં તેમના દિવસો ગાળવા માંડ્યા. કિન્તુ ધીમે ધીમે સર્વાંના મનમાં પણ સંદેહ ઉત્પન્ન થયો. તેઓ

ભૃત્યપત્નીને નાના પ્રકારના સવાલ પૂછવા લાગ્યાં એટલે ભૃત્યપત્ની તેમની પાસે જવાને પણ સાહસ કરી શકી નહિ. આ વાત તેના સ્વામીને વિદિત કરીને તે પહેલાંની માફક પૈસા આપીને ખાદ્યાદિ લાવવા લાગી.

કેટલાક દિવસ સુધી તો ભૃત્ય કાંઈ બોલ્યો નહિ પણ ખાવાને અનાજ વેચાતું લેવાને જે પૈસા ખર્ચવા પડતા હતા તેથી તેનું કાળજું ચીરાઈ જતું હતું અને તેનુ શેર શેર લોહી બળી જતું હતું. એક-મેરથી ખાદ્ય પદાર્થ માટે ખર્ચ કરવુ પડતુ હતું તેથી બીજી મેરથી તે ખર્ચના પૈસા પ્રાપ્ત કરવાની તે ચેષ્ટા કરવા લાગ્યો. આગળ કહેવામાં આવ્યું છે કે રાજાની તે ભૃત્યપર ઘણી પ્રીતિ હતી. પગાર ઉપરાંત જો તે રાજા પાસે કાંઈ માગતો તો તે તેને વિના સંકોચે આપતો હતો. રાજાનો તેનાપર વિશ્વાસ હતો એટલે તે મહાલયમાં ગમે તે સ્થળે ફરી શકતો હતો. રાણીની પણ તેના ઉપર પ્રીતિ હતી તેથી તે વખત બે વખત તેને ઇનામો આપતી હતી. ઘણા લાંબા વખતથી તે રાજાને ઘેર નોકરીમાં હતો અને તેણે ધનનો સારો સંચય કર્યો હતો પરન્તુ તેના મનને તૃપ્તિ થતી નહોતી. એક દિવસ લાગ જોઇને તેણે એક હીરાની ચોરી કરી અને ઘેર આવીને તે હીરો તેણે તેની પત્નીને આપ્યો.

રાજાનો હીરો જોઇને ભૃત્યપત્નીના મનમાં ભયનો સંચાર થયો તોપણ હીરાને પોતાની એક પેટીમાં મૂકીને તેણે તેના પતિને પૂછ્યું, "સ્વામીનાથ, આ હીરો આપ કયાંથી લાવ્યા છો ?"

કાંઈક હસીને ભૃત્યે કહ્યું: "કેમ, હું તે રાજમહાલયમાંથી લાવ્યો છું. આપણો રાજા કાંઈ ગરીબ નથી. તેની પાસે આવા અનેક હીરા છે. એમાંથી એકાદ બે જો આપણે ઉપાડી લઇશુ તો તેમાં તેને કાંઈ ખબર પડવાની નથી."

મનમાં ભય પામવા છતાં પણ ભૃત્યપત્ની કાંઈ બોલી નહિ. તે દિવસથી ભૃત્ય રાજમહાલયમાંથી દરરોજ એકાદ હીરો, માણેક, નીલમ, મોતી કે એવી કોઈ કિંમતી વસ્તુ ઉપાડી લાવવા લાગ્યો. તેની સ્ત્રી તેને ભય બતાવવા લાગી એટલે હસીને તે વાત ઉડાવી દેતો. તે કહેતો કે: "તું તો ભોળી છે ભોળી ! રાજાના મહાલયમાં આવાં એક હજાર અને એકાણું રત્ન છે. તેમાંથી હું થોડાક ઉપાડી લાવ્યો છું એ કોઈ જાણતું નથી તેમ જાણી શકવાનું પણ નથી. આટલા દિવસથી હું રત્ન ચોરી લાવું છું તથાપિ મહાલયમા કોઈ જાણતું નથી અને કશી તપાસ થતી નહિ, એ તો આપણાં

ગરીબનાં ઘરમાંથી એકાદ વસ્તુ ઓછી થાય તો ખોળંખોળા કરી મૂકીએ. રાજાને ત્યાં કયાં ટોટો હતો કે તે દરરોજ ગણવા બેસે. કાનખજૂરાનો એકાદ પગ કપાઈ ગયો તોએ શું તેની તેને ખબર જ નથી પડતી.

ભૃત્ય સ્ત્રીને આમ આશ્વાસન આપતો હતો પરન્તુ વાસ્તવિક રીતે રાજાના મહાલયમાં તે કહેતો હતો તેવું અંધેર ચાલતું નહોતું. રત્ન કેવી રીતે ચોરાતાં હતાં તે વિષે રાજકર્મચારીઓ ગુપ્ત રીતે તપાસ કરતા હતા પણ તે ભૃત્ય રાજાનો ખાસ વિશ્વાસુ માણસ હોવાથી તેના વિષે કોઈ સંદેહ કરતા નહોતા.

ધીમે ધીમે ભૃત્યના ઘરમાં ઘણાં રત્ન થયાં ત્યારે ભૃત્યે બજારમાં જઇને દરરોજ એક એક રત્ન વેચી નાખી નગદ રૂપિયા લઈ આવવા આદેશ કર્યો. સ્વામીની આજ્ઞા થતાં એક હીરો લઇને ભૃત્યપત્નીએ બજારમાં ગમન કર્યું અને તે હીરો વિક્રયાર્થે એક સોદાગરને બતાવ્યો.

તે હીરાથી સોદાગર ઘણો સારી રીતે પરિચિત હતો તેથી કાંઈ વાત નહિ બોલતાં, ભૃત્યપત્નીને દુકાને બેસાડીને પોતે સત્વર રાજમહાલયે ગયો અને એક રાજકર્મચારીને બોલાવી લાવી તેને તે હીરો બતાવ્યો. ભૃત્યની પત્નીને રાજકર્મચારીઓ ઘણી સારી રીતે ઓળખતા હતા. તેના હાથમાં હીરો જોઇને રાજકર્મચારીના મનની ખાતરી થઈ ગઈ કે રત્નની ચોરીઓ ભૃત્યજ કરતો હોવો જોઇએ: તેણે ભૃત્યપત્નીને ચતુર્ભુજ બનાવી દીધી અને પછી કેટલાંક માણસો લઇને તેણે ભૃત્યના ઘરની જડતી લીધી એટલે ખોવાયેલાં તમામ રત્ન હાથમાં આવ્યાં. આથી ભૃત્યને પણ કેદ કરીને તે તેને રાજ-મહાલયે લઈ ગયો.

બીજે દિવસે રાજાએ ભૃત્ય અને તેની પત્નીને પોતાની હજુરમાં બોલાવવાને આદેશ કર્યો. થોડી વારમાં પ્રહરીઓથી ઘેરાયેલાં તેમને રાજાની રુબરુમાં ઉભા કરવામાં આવ્યાં, એટલે તેમના તરફ જોઇને રાજાએ ગંભીરભાવે કહ્યું: "હે ભૃત્ય! અને ભૃત્યપત્ની તમારો અપરાધ ઘણો ભયંકર છે. તમે બજારના દુકાનદારને છેતર્યા હતા માટે તમારું સર્વ ધન જપ્ત કરી લેવું ઉચિત છે. તમે તમારાં સગાંવહાલાંને મિથ્યા વાત કહીને છેતર્યાં હતાં તેથી તમારા પગથી માથા સુધી આખા શરીરપર ચાબૂકનો માર મારવો યોગ્ય છે અને દેશના રાજાનું ધન ચોરવા માટે તમને દેહાંત દંડની શિક્ષા કરવી વ્યાજબી છે."

રાજાના આ શબ્દો સાંભળીને ભૃત્ય થરથર કંપવા લાગ્યો, અને તેની સ્ત્રી ચીત્કાર કરીને રુદન કરવા લાગી. પછી પુનઃ ભૃત્ય તરફ

જોઇને રાજાએ કહ્યું: "જો તમે ધણીધણિયાણી એક કામ કરવાને સંમત હો તો તમને આ પળે જ છોડી મૂકવાને હું તત્પર છું."

બંને હાથ જોડીને ઘણા વિનીતભાવથી ભૃત્યે કહ્યું: "મહારાજ! આપ જે આજ્ઞા કરશો તે માથે ચડાવવાને સેવક તૈયાર છે, પરન્તુ કૃપા કરીને દેહાંતદંડની શિક્ષા આપ માફ કરો."

મંદ સ્મિત કરીને રાજાએ કહ્યું: "તે શર્ત જો તમે કબૂલ કરતાં હો તો તમારા પ્રાણની રક્ષા થશે એટલું જ નહિ પરન્તુ તમારી સમસ્ત સંપત્તિ તમારી પાસે રહેશે. જે હીરા, માણેક, મોતી વિગેરે તમે રાજમહાલયમાંથી ચોરી કરી લઈ ગયા છો, તે પણ તમારી પાસે જ રાખવા દેવામાં આવશે. મેં સાંભળ્યું છે કે તમારા ઘરમાં બે વટલોઈ ભરીને મહોરો દાટેલી છે. તે મહોરોથી ભરેલી વટલોઇ ગળે બાંધીને જો તમે આખો દિવસ કામ કરવાને બંધાતાં હો તો તમને છોડી મૂકવામાં મને કાંઈ હરકત નથી. કેમ, તે શર્ત તમને કબૂલ છે કે?"

રાજાએ કરેલી શર્ત ભૃત્ય અને તેની સ્ત્રીએ ઘણી ખુશીથી સ્વીકારી, એટલે રાજાના માણસો ભૃત્યને ઘેર ગયા અને મહોરોથી ભરેલા બંને ઘડા લઇને આવ્યા, અને ભૃત્ય અને તેની સ્ત્રીને ગળે અક્કેકો ઘડો બાંધી દીધો.

મોતના મુખમાંથી છૂટ્યા પછી ભૃત્ય અને તેની સ્ત્રી ગળામાં મહોરોથી ભરેલા ઘડા સાથે ઘણા કષ્ટે તેમના ઘેર ગયાં. પછી રાજાએ રાજ્યમાં જાહેર કરાવી દીધું કે ભૃત્ય અને તેની સ્ત્રી ગમે તેટલા પૈસા આપે તોએ કોઇએ તેમને કાંઈ વસ્તુ આપવી નહિ અને રાજાજ્ઞાની અવગણના કરીને જો કોઈ કોઈ વસ્તુ કોઈ પણ રીતે આપશે તો તેને પ્રાણદંડની શિક્ષા કરવામાં આવશે. આ ઉપરાન્ત તે તેના રાજ્યમાંથી અન્ય રાજ્યમાં જતાં ન રહેજએ માટે રાજાએ કેટલાક માણસોનો પહેરો તેના ઘર આગળ મૂક્યો.

પોતાનું બધું ધન પાછું મળવાથી ભૃત્યને પ્રથમ તો ઘણો આનંદ થયો. તેણે તેના મનમાં વિચાર્યું કે: "જો પાસે અર્થ હશે તો કાંઇ કામ નહિ કરવામાં આવે તોએ અનાયાસે ધન આપીને ગુજરાનનાં સાધનો તથા સામગ્રીઓ પ્રાપ્ત થઈ શકશે. કિન્તુ જ્યારે તેને માલૂમ પડ્યું કે કોઇ માણસ પૈસા આપવા છતાં પણ તેને માલ આપતા નથી ત્યારે તેમની સાથે લડવાનું તેણે ઉચિત વિચાર્યું નહિ. જ્યાં જ્યાં તે ભૃત્ય જતો ત્યાં ત્યાંથી માણસો જેમ કાળને જોઇને નાશી જાય છે તેવી રીતે નાશી જવા લાગ્યાં. વસ્તુસ્થિતિ આવી થઇ

જવાથી મેદાનમા ફરીને ફળવૃક્ષ નીચે જે ફળ પોતાની મેળે ખરી પડતાં તે ખાઇને તે પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો."

કેટલાક દિવસ આ પ્રમાણે અતિ કષ્ટ અને દુઃખમાં તે ધણી-ધણિયાણીએ ગાળ્યા એટલે તે શરીરે દુર્બળ અને કૃશ થઈ ગયાં. જ્યારે તેમણે જોયું કે પાસે પૈસા હોવા છતાં અને તે આપવા છતાં કોઇ તેમને ખાદ્યસામગ્રી આપતા નથી ત્યારે તે સ્વામી અને ભાર્યા રોતાં રોતા રાજાની પાસે ગયાં અને તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને કહ્યું: "મહારાજ! અમારું આ તમામ દ્રવ્ય આપ લઈ લો. આ મહોરોથી ભરેલા ઘડા જોવા અમને ગમતા નથી. ધન ઉપર હવે અમને ઘૃણા ઉત્પન્ન થઇ છે. કૃપાનિધાન, દયા કરીને મહોરોથી ભરેલા આ ઘડા અમારા ગળામાંથી કાઢી લો અને અમને કાંઈ કામ સોંપો. અમે હવે પછી પ્રમાણિકપણે કામ કરીને દ્રવ્ય ઉપાર્જન કરીને ધાન્ય પ્રાપ્ત કરીશું"

ભૃત્યનુ આ કથન સાંભળીને રાજાના મનમાં દયા આવી, તેમના ગળામાંથી લટકાવેલા મહોરો ભરેલા વાસણને છોડી દેવાને તેણે આદેશ કર્યો. પછી તેમને સારા વસ્ત્ર પરિધાન કરાવીને રાજાએ કહ્યું: "બાપુ! તમારે એમ જોવુ જોઇતું હતુ કે પૈસા મળે એટલે સર્વ મળતું નથી તમારી પાસે અર્થની વિપુલતા હતી તો પણ ઉદર પોષણ માટે ધાન્ય પ્રાપ્ત તમે કરી શકયા નહોતા. તમારે સમજવુ જોઇતું હતુ કે બીજાને છેતરીને અથવા ચોરી કરીને મેળવેલું ધન પરિત્યાગ કરવા જેવું છે. ખરી મહેનત યાને ખરા પરસેવાથી મેળવેલું ધન જ ખરુ ધન છે. તે જ ખાધુ પચી શકે છે. હરામનું ધન પ્રાપ્ત કરીને જે માણસ સુખ મેળવવાની ઇચ્છા કરે છે તે આકાશમાં કિલ્લા બાંધવા સમાન કરે છે. આજથી મારા રાજકર્મચારીઓ તમને કોઈ સારા કામમાં નિયુક્ત કરશે. તે તમારી પાસેથી સખ્ત મહેનત લેશે તે તમારે કરવી પડશે તમને આપેલુ કામ પૂરું કરીને પરિશ્રમનો બદલો લઇને તમે તમારા ઘેર જજો પછી જોજો કે તમારા મનમાં નીચ વિચાર આવે છે કે નહિ! નીચ રીતે મેળવેલા પૈસાનુ ધાન્ય ખાવાથી મતિ ભ્રષ્ટ થાય છે, એ વાત તમે ખસુસ કરીને માનજો અને એક વાર મતિ ભ્રષ્ટ થઈ પછી માણસનો અધઃપાત થતાં કાંઈ વાર લાગતી નથી. હવે પછી તમે પ્રમાણિકપણે મહેનત કરીને તમારી આજીવિકા પ્રાપ્ત કરવાના છો એ સાંભળીને મને ઘણો હર્ષ થયો છે. તમારા તે નિશ્ચયમાં તમે દૃઢ રહેજો."

રાજાની આ વાત સાંભળીને ભૃત્ય અને તેની પત્નીને ઘણો

આનંદ થયો. રાજાએ તેમનું સંચિત સર્વ ધન તેમણે આપી દીધું; પણ રાજાએ તે ધન નહિ લેતાં જે લોકોને ભૃત્ય અને તેની પત્નીએ છેતર્યાં હતાં તેમને તે વહેંચી આપ્યું.

તે દિવસથી ભૃત્ય પૂર્ણ સુખમાં તેની પત્ની સાથે રહેવા લાગ્યો. ગામના લોકો હવે તેની તરફ સારી રીતે વર્તવા લાગ્યા. દરરોજ મંત્રીને ઘેર ભૃત્ય અને ભૃત્ય પત્ની કામ કરવા જતાં અને આખો દિવસ કામ કરી જે રોજી મળતી તેની ખાદ્ય સામગ્રી વેચાતી લઇને પોતાના ઘેર પાછાં આવતાં. ખરી મહેનત કર્યાં પછી જે કાંઈ ખોરાક મળતો તે ખાઇને તે સૂઈ જતાં એટલે તેમને સુખે ઉંઘ આવતી. આવી રીતે પૂર્ણ સુખમાં ભૃત્ય અને ભૃત્યપત્ની તેમનાં જીવન પૂર્ણ સુખમાં ગાળી શકતાં હતાં.

---

## અદ્દભુત કેદી

કોઇ એક દેશમાં. એક રાજા હતો. તેને એક કન્યા વિના અન્ય કાંઇ સંતાન નહોતું. રાજકન્યાના જન્મ પછી એક વર્ષે રાણી મૃત્યુ પામી હતી અને રાજાએ બીજી રાણી કરી નહોતી. પુત્ર સંતાન નહિ હોવાથી રાજા રાજકન્યાને ઘણોજ ચહાતો હતો, અને જેથી તે સમસ્ત ગુણે વિભૂષિતા થાય એવી સકળ ચેષ્ટાઓ તે કરતો.

રાજાના યત્નો અને દેખરેખથી થોડા વખતમાં રાજકન્યા દયા દાક્ષિણ્યાદિ સકળ ગુણોથી વિભૂષિતા થઈ ગઈ. તે પોતાના સુખનો કાંઈ વિચાર કરતી નહોતી પણ પ્રજાને કષ્ટ ન થાય, અને તે સુખ શાંતિમાં રહે એવાં સર્વ કામો તેણે હાથ ધરવા માંડ્યાં. રાજકન્યા હોવા છતાં પણ તે સર્વની સાથે આલાપ કરતી હતી. રોગીની સેવા, ક્ષુધાર્તને અન્નદાન, તૃષાતુરને જળદાન અને દુર્દશા ગ્રસ્ત જનને સાહાય્ય દાન આપવું તે રાજકન્યાનો સદાનો વ્યવસાય થઈ પડ્યો હતો.

આ સકળ કાર્યથી દેશની પ્રજા રાજકન્યા ઉપર ઘણી જ પ્રીતિ રાખતી હતી. તે મનસા વાચા કાયયા ઇશ્વિર પાસે રાજકન્યાનું દીર્ઘ જીવન ઇચ્છતી હતી. ધીમે ધીમે રાજકન્યાની સુખ્યાતિ દેશે દેશ ફેલાવા લાગી. અનેક રાજપુત્રોએ રાજકન્યાના હાથનો પ્રસ્તાવ કર્યો પરન્તુ કોઇની સાથે રાજકન્યાને તે વખતે પરણાવવાને રાજા સમત થયો નહિ. રાજકન્યાને પરણાવતાં તે સ્વામી ગૃહે ચાલી જશે અને પોતે તેનું મુખ દરરોજ જોવા નહિ પામે એ ભયથી તે રાજપુત્રોમાંથી કોઇના પ્રસ્તાવનો સ્વીકાર કરતો નહોતો. તેનો વિચાર

એવો હતો કે કોઈ એવો માણસ મળી જાય કે જે રાજકન્યા સાથે પરણીને પોતાની સાથે રહે તો તેને તે પરણાવવી! રાજકન્યા પણ અત્યારે પરણવા ઈચ્છતી નહોતી. તેણે તેની માતાને જોઈ નહોતી. તે જ્યારે એક વર્ષની હતી ત્યારે તેની માતા સ્વર્ગપ્રતિ પ્રયાણ કરી ગઈ હતી તેથી તેના પિતાએ નાનપણથી જ તેનું લાલન પાલન કર્યું હતું. રાજકન્યા તેના પિતાને ખરા અંતઃકરણથી ચહાતી હતી. તેને છોડીને તે કોઈ સ્થળે એક દિવસ પણ રહી શકતી નહોતી.

રાજકન્યાની સુખ્યાતિ ચારે દિશાએ પ્રચારિત થઇ. તેની ખ્યાતિ ઘણા રાજપુત્રોના સાંભળવામાં આવી. ઘણા રાજપુત્રો રાજકન્યાના રૂપની વાર્તા સાંભળીને તેના માટે પ્રસ્તાવ કરતા હતા પણ એક રાજપુત્ર તેના ગુણથી તેના પર મોહિત થયો. સાક્ષાત્ સંબંધે વિવાહનો પ્રસ્તાવ નહિ કરતાં તેણે ચાલાકીથી રાજકન્યાની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. છૂપો વેશ ધારણ કરીને તે રાજકન્યાના રાજ્યમાં આવ્યો.

તે રાજપુત્ર કેટલાક દિવસો સુધી રાજકન્યાના રાજ્યમાં રહ્યો. પ્રજાના મુખથી તેણે રાજકન્યાની પ્રશંસાની અનેક વાર્તાઓ સાંભળી કિન્તુ તેને જાતે મળવાનું સૌભાગ્ય તેને પ્રાપ્ત થઇ શક્યું નહિ. રાજકન્યા આખો દિવસ તેના પિતાની પાસે રહેતી હતી. દિવસમાં ફક્ત એક જ વાર શહેર બહાર આવેલા એક શિવાલયમાં જતી હતી. શિવાલયમાં ભક્તિભાવે સદાશિવ શંભુની પૂજા કરીને તે રાજમહાલયે આવતી હતી. જે રસ્તે થઇને રાજકન્યા એકલી જતી આવતી હતી તે રસ્તેથી તે વખતે કોઇને જવા આવવા દેવામાં આવતું નહોતું. તે રસ્તે એક વિશાળ વૃક્ષ નીચે એક કારાગાર હતું. જે વિદેશી ચોર પકડાતા હતા તેમને તે કારાગારમાં રાખવામાં આવતા હતા.

રાજકન્યાના રાજ્યમાં કેટલાક દિવસ રહ્યા પછી આ વાતની રાજપુત્રને ખબર પડી. રાજકન્યાને જોવાનો અન્ય કાંઈ ઉપાય નહિ માલૂમ પડવાથી ચોરી કરીને તે કારાગારમાં જવાનો તેણે નિશ્ચય કર્યો. એક દિવસ બજારમાં એક મોટી ચોરી થઇ. ચોરને પકડી કાઢવાને રાજકર્મચારીઓએ અનેક યત્ન કર્યા પરન્તુ તેઓ પકડવાને શક્તિમાન્ થઈ શકયા નહિ. ચોર હાથમાં નહિ આવવાથી લજ્જિત મને તે એક સ્થાને બેઠા બેઠા વિચાર કરી રહ્યા હતા એવામાં રાજપુત્ર તેમની પાસે આવ્યો અને પોતે ચોરી કરી છે એમ તેમને કહ્યું.

સામે પગલે ચોર તેમને આવી મળેલો જોઇને રાજકર્મચારીઓના આનંદનો કાંઈ પાર રહ્યો નહિ. તેમણે તેને એકદમ કેદ કરી લીધો અને તેને રાજા પાસે લઈ ગયા. યથાસમયે રાજાએ તેના

સામેનો કેસ સાંભળીને તેને વૃક્ષ નીચેના કારાગારમાં રહેવાનો આદેશ કરી દીધો. આ પ્રમાણે તે રાજકુંવરની મનોભિલાષા પૂર્ણ થઈ.

કેટલાક દિવસ પછી રાજકન્યા શિવપૂજા કરીને તે રસ્તે થઇને રાજમહાલય તરફ જતી હતી એ વખતે માણુસનો કંઠસ્વર તેના કાને પડ્યો. ચમકી ઉઠીને રાજકન્યા તે સ્થળે ઉભી રહી ગઈ. તે ત્યાંથી આગળ ચાલી શકી નહિ. દરરોજ તે બીજાના ઉપર ઉપકાર કરતી હતી. પરોપકાર કર્યા વિના કોઈ દિવસ તે જળપાન કરતી નહોતી. તે વખતે તેનું મન ઠેકાણે નહોતું. તે એકચિત્તે કાંઈ વિચારતી વિચારતી મહાલય પ્રતિ પ્રત્યાગમન કરતી હતી એવામાં માનવકંઠરવ તેને કર્ણગોચર થયો.

કેટલીક વાર સુધી રાજકન્યા ત્યાં ઉભી રહીને ચારે તરફ લક્ષપૂર્વક જોવા લાગી, કિન્તુ તે કોઇને જોઈ શકી નહિ. જે રસ્તે થઇને રાજકન્યા જતી હતી તે રસ્તે કોઇની ગતિવિધિ નહોતી તેથી તે નિર્જન સ્થાને મનુષ્યનો સ્વર સાંભળીને રાજકન્યાના મનમાં ભયનો સંચાર થયો. તેણે ઉચ્ચ સ્વરે પૂછ્યું: “કોણ મને આહ્વાન કરે છે? મારી પાસે કોણ સહાય્ય માગે છે? જે હોય તે મારી સન્મુખ આવો. તમારું જે દુઃખ હશે તે કાપવાને હું મારો જીવ આપવો પડે તેમ હશે તો તેમ કરીશ.”

રાજકન્યાનું કથન પૂરું થયું એટલે પુનઃ મનુષ્યનો રવ આવવા લાગ્યો કે: “હું કેદી છું. એક ચોર છું. વૃક્ષની નીચે જે કારાગાર છે તેમાં હું છું. ગઈ કાલથી મેં કાંઈ પણ ખાધું નથી. ક્ષુધા અને તૃષાથી હું ઘણો દુઃખી થઈ રહ્યો છું. કૃપા કરીને મને થોડુંક ખાવાનું લાવી આપશો?”

રાજકન્યા જાણતી હતી કે વૃક્ષ નીચે સુરંગમાં એક કારાગાર છે અને તેમાં વિદેશી ચોરને કેદ કરવામાં આવે છે! કિન્તુ તે દિવસે કારાગારમાં કોઇ ચોર હતો કે નહિ તે તે જાણુતી નહોતી. ચોરનું કથન સાંભળીને તેનું હૃદય દયાથી દ્રવીભૂત થયું. તે દિવસે તે કોઇના ઉપર ઉપકાર કરી શકી નહોતી તેથી તેના મનમાં દુઃખ થતું હતું. એવામાં ઉપકાર કરવા યોગ્ય પાત્ર મળી જવાથી તેના મનમાં આનંદનો ઉદય થયો. ચોરને આશ્વાસન આપીને તેણે કહ્યું: “થોડી વાર સુધી રહો જો. ખાદ્ય લઈને હું હમણાં જ આવું છું.”

આમ કહીને રાજકન્યાએ સત્વર ત્યાંથી પ્રસ્થાન કર્યું, અને કેટલુંક ખાદ્ય લઇને વિના વિલંબે તે તે સ્થાને આવી ઉપસ્થિત થઈ. પછી પેલા વૃક્ષ નીચે ગમન કરીને બહારથી તે કેદી ચોરને ખાવાનું આપ્યું.

ગભરાયેલા બને કેદીએ રાજકન્યાના હસ્તમાંથી ખાદ્ય દ્રવ્ય લીધું. તે અત્યન્ત ક્ષુધાર્ત હતો. વિલંબ કર્યા વિના તે ખાદ્ય તે ખાવા લાગ્યો. જ્યાં સુધી તે ખાતો હતો ત્યાં સુધી રાજકન્યા ત્યાં ઉભી રહી એક દૃષ્ટે તેના તરફ જોઇ રહી હતી. ચોર પણ ભોજન કરતાં કરતાં વચ્ચે વચ્ચે રાજકન્યાના મુખ તરફ જોતો હતો. પરન્તુ રાજકન્યાને તેના તરફ જોતી જોઇને લજ્જિત થઈ જઇને તે પોતાનું મુખ અવનત કરવા લાગ્યો.

ચોરનું રૂપ જોઇને રાજકન્યા મોહિત થઈ ગઈ હતી. અત્યાર સુધીમાં તેણે અનેક રાજપુત્ર જોયા હતા, અનેક સુપુરુષ તેને નયન ગોચર થયા હતા પરન્તુ આવો સ્વરૂપવાન્ કોઈ તેના જોવામાં આવ્યો નહોતો. ચોરે પોતાનો જે પરિચય આપ્યો હતો તે તેને ખરો લાગ્યો નહિ. તે નિર્નિમેષ નયને કેદી તરફ જોવા લાગી જ્યારે રાજપુત્રે તેના તરફ જોયું અને ચારે આંખો સંમિલિત થઇ ત્યારે લજ્જિતા થઈને રાજકન્યાએ પોતાનું મુખ અવનત કરવા માંડ્યું.

કેદી આહાર કરી રહ્યો એટલે રાજકન્યાએ તેને જળપાન કરવાને જળ આપ્યું. ત્યાર પછી તેણે કહ્યું: "બરાબર કાલ આ સમયે હું અહીં આવીને તમને ખાવાને ખાદ્ય આપીશ. તમે કોઈ પણ પ્રકારની ચિન્તા કરશો નહિ. જેટલા દિવસ તમે કેદખાનામાં રહેશો તેટલા દિવસ દરરોજ હું તમારી પાસે આવીશ."

છદ્મવેશી રાજપુત્રને રાજકન્યાનું આ કથન સાંભળીને ઘણોજ આનંદ થયો. તે જગદીશ્વરને રાજકન્યાના દીર્ઘ જીવન માટે પ્રાર્થના કરવા લાગ્યો. રાજકન્યા પણ ઉલ્લસિતા થઇને રાજમહાલયપ્રતિ ગઈ. રાજમહાલયમાં કોઈને આ વાત તેણે કહી નહિ.

કેટલાક દિવસો આ પ્રમાણે વ્યતીત થયા. દરરોજ રાજકન્યા તે વૃક્ષ નીચે ગમન કરતી અને કારાગારની બહાર ઊભી રહીને બંદીવાનને મળતી, તે તેને લાવેલી ખાદ્યસામગ્રી આપતી અને તે તે ખાતો તેટલો વખત તે ત્યાં અપેક્ષા કરતી. જ્યારે તે ખાઈ રહેતો ત્યારે તે રાજકન્યા પોતાના મહાલયપ્રતિ જતી હતી.

એક દિવસ રાજકન્યા નાનાવિધ સુખાદ્ય લઈને દ્રુતપદ વિક્ષેપે નિર્દિષ્ટ વૃક્ષ નીચે ગઈ. દરરોજ કારાગારના જે સ્થાન આગળ બંધવો અપેક્ષા કરતો ઊભો રહેતો હતો તે સ્થાને તે ગઈ. આજ તેણે તેને જોયો નહિ. કેટલીક વાર સુધી આજૂ બાજૂ જોઈ રાજકન્યા બંદીવાનને ચીત્કાર કરીને બોલાવવા લાગી. તે નિર્જન વનમાં તેનો કંઠધ્વનિ ચારે દિશાએ પ્રતિધ્વનિત થવા લાગ્યો, કિન્તુ કેદી દેખાયો નહિ.

રાજકન્યાના મનમાં ઘણું દુઃખ થયું. તેનું મુખ મલિન થઈ ગયું. તેનું શરીર ઘર્મોક્ત થઈ ગયું. તેની દૃષ્ટિ બાષ્પરુદ્ધ થઈ ગઈ અને તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. તેની આંખોમાંથી દડ્ દડ્ આંસુની ધારા વહી જવા લાગી.

છદ્મવેશી રાજપુત્રને સાધારણ સજા કરવામાં આવી હતી. તે દિવસે તેની સજાની મુદત પૂરી થઇ હતી તેથી તેને કારાગારમાંથી મુક્તિ મળી હતી પરન્તુ રાજકન્યાને મળવાને તેને એટલી બધી પ્રબળ ઉત્સુકતા હતી કે ત્યાંથી જવું તેને ગમ્યું નહિ. કારાગારથી થોડેક દૂર એક ઝાડી હતી તે ઝાડીમાં રાજકુવર જઇને સંતાઇને બેઠો.

જે સમયે રાજકન્યા કેદીને બોલાવવાને બૂમો પાડવા લાગી તે સમયે રાજપુત્ર ઝાડીમાં બેઠો હતો. પોતાને રાજકુંવરી બોલાવતી સાંભળીને તે ઝાડીમાંથી બહાર નીકળ્યો અને ધીરે ધીરે કારાગાર તરફ જવા લાગ્યો. પાસે જતા તેણે જોયું કે રાજકન્યાનું મુખ ઘણું ઉતરી ગયું છે! તેની આંખોમાંથી એક સરખી અશ્રુધારા ચાલી રહી છે! રાજકન્યાના મનનોભાવ તે સમજી ગયો. રાજકન્યા તેને તેના અંતઃકરણથી ચહાતી હતી, એ વાત તેના જાણવામાં આવી. જે ઉદ્દેશને માટે તે ત્યાં આવ્યો હતો તે ઉદ્દેશની સિદ્ધિની સંપૂર્ણ સંભાવના દેખીને રાજપુત્રે એક દીર્ઘ નિઃશ્વાસ પરિત્યાગ કર્યો. પછી ધીરે ધીરે રાજકન્યા પાસે જઇને તેણે કહ્યું: "હે રાજકન્યા! આજ મને કારાગારમાંથી મુકિત મળી છે. આજ મારી સજા પૂરી થઈ ગઈ છે. હવે હું મારા દેશમાં જવા ઇચ્છુ છું. આપે વિપદના વખતમાં મને જે સહાય્ય કરી છે તે મારાથી કદી ભૂલી શકાય તેમ નથી. દેશમાં જતાં પહેલાં એક વખત આપને મળવુ એવો નિશ્ચય કરીને હું પાસેની ઝાડીમાં સંતાઈ રહ્યો હતો. આપની બૂમ સાંભળીને હું આપની પાસે આવ્યો છું. હવે, કૃપા કરીને આપ મને વિદાય આપો!

શું કહેવુ તે રાજકન્યા સમજી શકી નહિ. આટલા દિવસ સૂધી જેને તે પોતાના મનથી પૂજી રહી હતી તે ચાલ્યો જવાનો છે એ વિચાર આવતાં જ તેના માથામાં દર્દ થવા માંડ્યુ. ઘણા કષ્ટે ધીરજ ધરીને તથા પોતાના પર કાબુ મેળવીને તેણે કહ્યુ: "વિદાય? વિદાય લઇને કયાં જવું છે? તમે તમારો જે પરિચય મને આપ્યો છે તે બરાબર નથી એ વિષે મારા મનની ખાતરી થઈ ગઈ છે. તમે કોઈ ઉચ્ચવંશમાં જન્મેલા છો એ તમારી મુખાકૃતિ સ્પષ્ટ કહી આપે છે. સંગદોષથી તમારાથી એકાદ ખોટું કામ થઇ ગયેલું છે પરન્તુ તે માટે

ઉચિત કષ્ટ તમે સહન કર્યું છે. હું ધારું છું કે હાલમાં તે કામ કરવા માટે તમને પશ્ચાત્તાપ થતો જ હશે એટલે એવું કોઇ કાર્ય તમે ભવિષ્યમાં નહિ જ કરો."

રાજકન્યા તેના મનના આવેશમાં કોણ જાણે કેટલુંએ બોલી હોત પણ છદ્મવેશી રાજપુત્રે તેને બાધા કરી ઘણા વિનીત ભાવે કહ્યું: "રાજકન્યા! તમારું અનુમાન સંપૂર્ણ સત્ય છે. ખરેખર, મેં તમારા આગળ મારો સત્ય પરિચય આપ્યો નથી. હું એક રાજપુત્ર છું. તમારાં રૂપ ગુણની ખ્યાતિ સાંભળીને હું અહીં તમારી પરીક્ષા કરવા માટે જ આવ્યો છું. સાંભળ, રાજકન્યા! હું મારા પિતાનો એકનો એક પુત્ર છું. પિતાના મૃત્યુ પછી તેમના વિશાળ રાજ્યનો હું એકલો જ અધિકારી છું કિન્તુ મારા મનની આશા ઘણી ઉચ્ચ છે. બીજા રાજાઓ આજ કાલે જેવી રીતે રાજ્યશાસન કરે છે તેવી રીતે રાજ્ય કરવા હું ઇચ્છતો નથી જેથી મારા રાજ્યને લોકો રામ રાજ્ય કહે, અને મારી પ્રજા સુખ શાંતિમાં રહે તેવી રીતે રાજ્ય કરવાની મારી ઇચ્છા છે. કિન્તુ એકલા રાજાથી તે બની શકે તેમ નથી. આ કાર્યમાં રાજાને અન્યની અગત્ય છે. અત્યાર સુધી મારાં માતપિતાએ અનુરોધ કરવા છતાં પણ મેં લગ્ન કર્યું નથી. સાધારણ સ્ત્રી સાથે લગ્ન કરવાની મારી સુદ્દલ ઇચ્છા નથી. જે નારી બીજાના માટે પોતાના પ્રાણ આપે, પોતાના કષ્ટ તરફ ભ્રુક્ષેપ નહિ કરતાં પર સુખ કરવામાં જ આનંદ માને તે નારી સાથે જ લગ્ન કરવાં એવી મારી મનોભાવના છે. તેવી સ્ત્રી ન મળે તો આખી જીંદગીમાં લગ્ન કર્યા વગર જ ચલાવવું એવો મારો નિશ્ચય છે. મને જોઇતી સ્ત્રી માટે હું શોધ કરી રહ્યો હતો, એવામાં તમારી વાત મારા સાંભળવામાં આવી. તમારી મારી જાતે પરીક્ષા કરવા માટે તથા તમને મારી પોતાની આંખે જોવા માટે જ હું આ દેશમાં આવ્યો હતો કિન્તુ પ્રયત્ન કરવા છતાં પણ મારી મનોભિલાષા પૂર્ણ થઈ નહિ ત્યારે અન્ય કાંઈ ઉપાય નહિ મળવાથી હું ચોર છું એમ કહીને પોલીસ પાસે હાજર થયો. આ પછી જે બન્યું છે તે તો તમને સુવિદિત જ છે. હે રાજકન્યા! આ મારો સત્ય પરિચય છે. બોલો, મારા રાજ્યની રાણી થઇને મારી લાંબા વખતની આશા તમે સફળ કરશો કે?"

આમ કહીને રાજપુત્રે બંને હાથે રાજકન્યાને આલિંગન કરીને તેના આરક્ત ગન્ડપર ઉપરા સાપરી ચુંબન કરવા માંડ્યાં, કાંઇ પણ દ્વિરુક્તિ નહિ કરતાં રાજકન્યા તેનાં ચક્ષુમાંથી આનંદાશ્રુ વિગલિત કરવા લાગી.

આ પ્રમાણે કેટલોક સમય સુધી સ્વર્ગ સુખનો અનુભવ કરીને રાજકુંવર ત્યાંથી ચાલ્યો ગયો. યથાસમયે રાજકન્યાના પિતાને આ વાતની ખબર પડી, એટલે તેણે મોટી ધામધૂમથી તેની રાજપુત્રી રાજકુંવર સાથે પરણાવી. મનગમતી પત્ની પ્રાપ્ત થવાથી આનંદથી ઉલ્લસિત થઈ રાજપુત્રે સ્વરાજ્યપ્રતિ પ્રત્યાગમન કર્યું. અલ્પ સમયમાં જ રાજકન્યાના ગુણની વાર્ત્તા પ્રકટ થઈ ગઈ. રાજકુંવર અને તેની પત્નીના ભેગા પ્રયત્નથી થોડા દિવસમાં જ તે રાજ્ય રામરાજ્યમાં પરિણીત થઈ ગયું. રાજ્યની સકળ પ્રજા સુખ શાંતિમાં વસવા લાગી. રાજપુત્ર તેની પત્ની સાથે કોઇ કોઇ વખત તેના પોતાના રાજ્યમાં તો કોઇ કોઇ વખત તેના સસરાના રાજ્યમાં વસીને પરમ આનંદમાં તેની જીવનયાત્રા કરતો હતો.



## યમજ રાજપુત્ર

કોઇ એક દેશમાં એક વિસ્તીર્ણ અરણ્યમાં એક કઠિયારો રહેતો હતો. તેને એક સ્ત્રી અને એક પુત્ર હતો. પુત્ર પગે લંગડો હતો, અને લાકડીનો ટેકો લીધા વિના ચાલી શકતો નહોતો. કઠિયારો વનનાં મોટાં મોટાં વૃક્ષો કાપતો અને તેના લાકડાની ચીતારો કરીને તેને સૂકવીને વેચતો હતો. આ કાર્યથી તેને જે કાંઇ ઉપાર્જન થતું તેથી તે ઘણા સુખમાં તેના કુટુંબનું ગુજરાન ચલાવી શકતો હતો.

તેનો પુત્ર લંગડો હોવાથી કઠિયારો તેને પોતાનો વ્યવસાય શીખવી શકતો નહોતો, મોટાં મોટાં ઝાડપર ચડીને તેમની ડાળીઓ કુહાડીથી કાપી નાંખવી એ તેના જેવા લંગડાનું કામ નહોતું. તે કઠિયારો અરણ્યમાં જતો ત્યારે તેનો પુત્ર ઘેર રહીને ઘરનું બીજું કામ કાજ કરતો. દરરોજ પ્રભાતમાં કઠિયારો સાથે એક ભૃત્ય લઇને કામપર જતો અને મધ્યાહ્ન વીતી ગયા પછી તેના ભૃત્યના માથાપર કાષ્ઠનો ભારો ઉચકાવીને ઘેર આવતો હતો. મધ્યાહ્ન પૂર્વે તેની સ્ત્રી રંધનાદિ કામ પૂર્ણ કરતી અને કઠિયારો આવીને સ્નાન કરતો એટલે તે તેને જમવાને રસોઈ પીરસી દેતી. ધણીના આવ્યા પહેલાં તે પુત્રને જમાડી દેતી હતી. ધીમે ધીમે પુત્ર મોટો થતો ગયો. તે હવે ચૌદ વર્ષની વયનો થયો. વૃક્ષ છેદન વિના અન્ય સર્વ કામ કરવામાં તે ઘણો ચપળ હતો. સંસારનાં જેટલાં કામ છે તે સર્વ તે સંપન્ન કરી શકતો હતો એટલું જ નહિ પરન્તુ વારંવાર તે પાડોશીઓને પણ સહાય્ય કરતો હતો. આ કારણથી તે તેનાં માતાપિતા અને આડોશી પાડોશીનો પ્રિયપાત્ર થઇ પડ્યો હતો.

એક દિવસ કઠિયારાએ અરણ્યમાંથી ઘેર આવીને તેના પુત્રને કહ્યું: "ભાઈ, કાલ પ્રભાતમાં આ રસ્તે થઇને રાજપુત્ર અને તેનું લશ્કર રાજમહાલયે જવાનું છે. રાજાએ રાજકુંવરને વિદ્રોહ દમન અર્થે મોકલ્યો હતો. એક માસ સુધી વિદ્રોહીઓ સાથે યુદ્ધ કરીને તેમને પરાસ્ત કરવાને રાજકુવર શક્તિમાન્ થયો છે. આથી રાજકુવરને યોગ્ય માન આપવા રાજા ઉત્સુક છે. રાજાએ એવો આદેશ કર્યો છે કે જે રસ્તે થઇને રાજપુત્ર જવાનો છે તે રસ્તાને ઉત્તમ રૂપે શણગારવો જોઇએ. આપણાં પાડોશી પોતપોતાની શકિત પ્રમાણે પોતપોતાના ઘરને શણગારવાનાં છે કિન્તુ ભાઇ! હુ કાલે ઘેર રહી શકું તેમ નથી. કાલ મારે એક વિશેષ પ્રકારનું કામ છે એટલે સંધ્યા પહેલાં મારાથી ઘેર આવી શકાય તેમ નથી. ભૂલની સહાયય લઇને તું આપણા ઘરને વિભૂષિત કરવાને યત્ન કરજે પણ ઘરને શણગારવાને આપણી પાસે કાંઈ સાધન નથી."

પિતાની વાત સાભળીને છોકરો મનમાં આનંદિત થયો. અત્યાર સુધીમા કોઈ દિવસ તેણે રાજકુવરને જોયો નહોતો. તેના ઘર આગળ થઇને રાજકુંવર અને તેના સાથીઓ જશે એટલે તેમને જોવાનો તેને લાભ મળશે એ જાણીને તે આહ્લાદિત થયો. કિન્તુ તેના ઘરમી તે શણગારી શકશે નહિ એ જાણીને તેના મનમાં દુઃખ થયું. કેટલોક વખત સુધી વિચાર કરીને તેણે કહ્યુ: "પિતાજી! આપણને બીજાં સાધન નહિ મળે તો ફિકર નહિ પણ બે નિશાન તો મળશેને? આપણાં પાડોશી તેમની શક્તિ પ્રમાણે તેમના ઘરની સજાવટ કરશે. આપણે ગરીબ છીએ તેથી રાજપુત્રના સન્માનાર્થે બે એક નિશાન આપણા ઘર આગળ ખોસવા એ ઉચિત છે."

કઠિયારાએ કહ્યુ: "ભાઈ, નિશાન પણ લાવવાં કયાંથી? આપણા જેવાં ગરીબને ઘેર નિશાન કયાંથી હોય?"

છોકરાએ ઘણા વિનીતભાવે કહ્યુ. "જો આપ મને લુગડાના બે કકડા લાવી આપો તો નિશાન હું બનાવી દઇશ."

કઠિયારાએ કહ્યુ. "ભાઈ, પચાત ત્યાં જ છેને? આપણા ઘરમાં એવાં લુગડાં કયાંથી હોય? ઘરમા જે જૂના લૂગડા હતા તે પેલે દિવસે તારી માતાએ વેચી નાખ્યાં હતાં."

પિતાનાં આ વચન સાંભળીને પુત્ર કાંઈ બોલ્યો નહિ. તે દિવસે તેમની અંદર તે વિષે કાંઈ વાતચિત થઈ નહિ. આહારાદિ કરીને સર્વ શય્યામા સૂઈ ગયા.

બીજે દિવસે પ્રભાતમા કઠિયારો ઉઠયો અને પોતાના કામે

ચાલ્યો ગયો. તેની પત્ની સાંસારિક કામમાં નિયુક્ત થઈ ગઈ. તેનો પુત્ર ભૃત્યની સહાય લઇને ઘર તથા ઘર આગળની જમીન વાળીઝુડી સાફ કરવા લાગ્યો.

ઘરને બરાબર સાફ કર્યાં પછી છોકરો નિશાન ધજા બનાવવાનો વિચાર કરવા લાગ્યો. એકાદ વસ્ત્ર મળી જાય છે કે નહિ તે જોવાને માટે તે તેના ઘરમાં તપાસ કરવા લાગ્યો, કિન્તુ કોઇ સ્થળેથી કાંઈ વસ્ત્ર મળ્યું નહિ. તેના ઘરમાં ત્રણ ચાર પેટીઓ હતી તેમની કુંચીઓ બહાર જ રહેતી હતી. પેટીઓમાં શું ભરેલું છે તે તે છોકરાએ કોઈ દિવસ જોયું નહોતું, તેમ તે જોવાની તેણે કાંઈ ઇચ્છા પણ કરી નહોતી. તે પેટીઓમાં કાંઈ લૂગડાં છે કે નહિ તે જાણવાની તેને પ્રબળ ઇચ્છા થઈ અને તે ઇચ્છાને તે દબાવી શકયો નહિ. પેટીઓની ચાવીઓ પડી હતી ત્યાંથી તે લઇને તેણે તે ઉઘાડવા માંડી. બે પેટીઓમાં કાંઈ લૂગડાં નહોતાં તેથી તેણે તે બંધ કરી દીધી. તેણે ત્રીજી પેટી ઉઘાડી તો તેમાં એક કસબી ભરત કામવાળી રેશમની શાલ જોઈ. તે ચાદર જોઇને તે મનમાં ઘણો જ આહ્લાદિત થયો. તેણે તેના મનમાં વિચાર્યું કે આવા સુંદર કસબી લુગડાનાં નિશાન બનાવીને જો તે તેના ઘર આગળ બાંધશે તો તેનું ઘર અવશ્ય દીપી ઉઠશે.

આવો વિચાર કરીને તેણે ચારે તરફ નજર કરી. નિકટમાં કોઇને નહિ જોઇને તેણે તે શાલને પેટીમાંથી બહાર કાઢી અને પેટીને બરાબર બંધ કરીને કુંચીઓ જ્યાં હતી ત્યા મૂકી દીધી. પછી બે કાષ્ઠદંડ પ્રાપ્ત કરીને, તે સુવર્ણ ખચિત શાલને બે ખંડમાં વિભક્ત કરીને બે નિશાનો બનાવી દીધાં અને તેમને તેના ઘરના કમાડની બંને બાજુઓ ખોસીને તે એક સ્થાને બેઠો. તેની માતા તે વખતે રાંધવાના કામમાં પ્રવૃત્ત હતી. પુત્ર શું કરતો હતો અથવા તેણે શું કર્યું હતું તે તે જોઈ શકી નહોતી. રાંધીને રસોઈ તૈયાર કરી એટલે તેણે પુત્રને બોલાવ્યો. કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ભોજન કરીને તે છોકરો પુનઃ દ્વાર આગળ જઇને બેઠો.

તૃતીય પ્રહર પૂર્વે રાજપુત્ર તેના લશ્કરને લઇને તે રસ્તેથી જવાને નીકળ્યો. તેની સ્વારીની બંને બાજુએ જે ઘર શણગારેલાં હતાં તે તે જોતો હતો અને તેમને કેવી રીતે શણગારવામાં આવ્યાં છે તે વિષે તે તેના સાથીઓ સાથે વાર્તાલાપ કરતો હતો.

ધીમે ધીમે રાજપુત્રની ગાડી કઠિયારાના ઘર પાસે આવી. તે ગાડીને આઠ તેજદાર કાળા ઘોડા જોડવામાં આવ્યા હતા. આઠ

સુસજ્જિત સહિસ તે આઠ ઘોડાનાં મુખની લગામ પકડીને ધીરે ધીરે ચાલતા હતા. ગાડીને પણ ઘણી સરસ રીતે શણગારવામાં આવી હતી. તેમાં એક બાજુએ રાજપુત્ર પોતે અને બીજી બાજુએ તેના ત્રણ બન્ધુ બેઠા હતા. પાછળ ચાર રાજકર્મચારી ઉઘાડી તરવાર હાથમાં ઝાલીને રાજકુંવરની સેવામાં નિયુક્ત હતા. પોતાના બારણામાં બેઠા બેઠા કઠિયારાનો પુત્ર આ સર્વ જોવા લાગ્યો. આઠ ઘોડાની ગાડી તેણે તેના સ્વપ્નમાં પણ જોઈ નહોતી. તેથી હાલમાં તે જોઇને તે સ્તંભિત થઈ ગયો હતો. રાજપુત્ર અને તેના સાથીઓનો ઉત્તમ કિંમતી પોશાક અને રાજકર્મચારીઓના હાથમાં ઉઘાડી તરવારો જોઇને તે અત્યન્ત આશ્ચર્યાન્વિત થઈ ગયો. તે અનિમેષ નયને તેમના તરફ જોવા લાગ્યો.

કઠિયારાના ઘર આગળ રાજકુંવરની ગાડી આવી એટલે બારણાનાં બંને પડખે જે નિશાન કઠિયારાના પુત્રે રાખ્યાં હતાં તે તરફ રાજકુંવરનું ધ્યાન ખેંચાયું. દરિદ્ર કઠિયારાના ઘર આગળ આવાં કિંમતી નિશાન જોઇને રાજકુંવરને નવાઈ લાગી. તેણે તેની પાસે બેઠેલા તેના બન્ધુને કહ્યું: "જુઓ, આ નિશાન કેવાં સુંદર છે ! જે જે રસ્તે થઇને આપણી સ્વારી જાય છે તે તમામ રસ્તે બધાં ઘર શણગારેલાં છે કિન્તુ આ દરિદ્ર વ્યક્તિએ જેવાં નિશાન તેના બારણા આગળ મૂક્યાં છે તેવાં નિશાન મેં ક્યાંય આજે જોયાં નથી."

રાજપુત્રના આ શબ્દો સાંભળીને સર્વ તે નિશાન તરફ જોવા લાગ્યા. સર્વ જણ તેનાં વખાણ કરવા લાગ્યા. સામાન્ય માણસ આવું કિંમતી લુગડું ક્યાંથી લાવ્યો હશે એ જાણવાને રાજકુંવરને ઉત્સુકતા થઈ તેથી તેણે કઠિયારાના પુત્રને પોતાની પાસે બોલાવ્યો. તે તેની પાસે આવ્યો એટલે અતિ મિષ્ટ ભાષામાં તેણે કહ્યું: "હે છોકરા ! આ ઘરમાં શું તું રહે છે કે ?" બંને હસ્ત જોડીને કઠિયારાના છોકરાએ કહ્યું: "હા, મહારાજ !" રાજપુત્રે પુનઃ પૂછ્યું: "આ કોનું ઘર છે ?"

કઠિયારાના પુત્રે કહ્યું: "મારા પિતાનું, મહારાજ ! તે એક કઠિયરો છે."

રાજપુત્રે વિસ્મિત થઇને પૂછ્યું: "અત્યારે તારો પિતા ક્યાં છે ?"

કઠિયારાના પુત્રે કહ્યું: "તે તેમના કામે ગયા છે અને હજુ સુધી પાછા આવ્યા નથી."

કેટલીક વાર સુધી વિચાર કરીને રાજકુંવરે કહ્યું: "હે છોકરા ! તારા પિતા આ નિશાન ક્યાંથી લાવ્યા છે તે તું મને કહી શકીશ ? તમારી બહારની સ્થિતિ જોતાં તમે ઘણા દરિદ્ર જણાઓ છો. તમારા જેવા દરિદ્ર માણસના ઘરમાં આવું કિંમતી લુગડું હોઈ શકે એ સંભવિત જણાતું નથી."

રાજપુત્રનાં આ વચન સાંભળીને કઠિયારાના પુત્રે જાણી લીધું કે રાજપુત્ર તેનાં નિશાન જોઇને ઘણો આનંદિત થઈ ગયો હતો. તે કદી અસત્ય વચન ઉચ્ચારતો નહોતો. રાજપુત્રનો પ્રશ્ન સાંભળીને તેણે સર્વ વાત તેને કહી સંભળાવી. તે સાંભળીને તે રાજકુંવર એટલો બધો આનંદિત અને પ્રફુલ્લ થયો કે તે તેના હસવાને રોકી શકયો નહિ.

બરાબર આ સમયે કઠિયારાનો ભૃત્ય ત્યાં આવી પહોંચ્યો. ઘર પાસે રાજપુત્રની આઠ ઘોડાની ગાડી અને સ્વારીને ઉભેલી જોઇને તે અત્યંત આશ્ચર્યાન્વિત થયો, અને તેના શેઠના છોકરાને રાજકુંવર સાથે વાતો કરતો જોઇને તેના આનંદનો પાર ન રહ્યો. રાજપુત્રે કઠિયારાના પુત્રને કહ્યું: "હે છોકરા! આ નિશાનનું લુગડું તમને કયાંથી પ્રાપ્ત થયું હતું તે તું મને કહી શકીશ?"

તે છોકરો વાસ્તવિક રીતે તે જાણતો નહોતો. તેના વૃદ્ધ ભૃત્યે તેને એક કસબી શાલ વિષે વાત કહી હતી કિન્તુ તે તેને બરાબર સાંભરતી નહોતી. ભૃત્યને ત્યાં ઉભેલો જોઇને તેના તરફ આંગળી કરીને કઠિયારાના પુત્રે કહ્યું: "મહારાજ! એ સંબંધી હું કાંઈ જાણતો નથી. અમારો આ વૃદ્ધ નોકર છે તેને, તે જાણતો હોય તો પૂછો."

રાજપુત્રે તે વૃદ્ધ ભૃત્યને બોલાવી લાવવા એક કર્મચારીને આદેશ કર્યો. તે તેને તેની પાસે લાવ્યો એટલે રાજકુંવરે તે નિશાનના લૂગડા વિષે તેને પૂછ્યું. વૃદ્ધ જો કે ઉમરે ઘરડો થઈ ગયો હતો તથાપિ તેનું શરીર સબળ હતું. એટલી વૃદ્ધ વયે પણ તે પરિશ્રમ કરી શકતો હતો. તે તેના ખરા પરસેવાનું ખાતો હતો અને તેનાં હાડકાં હરામનાં નહોતાં તેથી તે સત્ય વાત કહેતાં કદાપિ ભય પામતો નહિ. તેનામાં એક સારો ગુણ હતો તે એ હતો કે તે સ્પષ્ટ વક્તા હતો. અપ્રિય હોવા છતાં પણ સત્ય વાત કહેતાં તે કિંચિન્માત્ર પણ બીતો નહોતો. રાજકર્મચારીનો પ્રશ્ન સાંભળીને મંદસ્મિત કરીને તેણે કહ્યું: "રાજપુત્ર! આ નિશાનના લૂગડાની વાર્તા જો સર્વના સાંભળવામાં આવશે તો આ રાજ્યમાં શાંતિ રહી શકશે નહિ અને તે સાંભળીને આપ પોતે વિરક્ત થઈ પડશો. જો આપ અમને અભય આપતા હો તો તે વિષેની સર્વ વાત હું તમને કહું."

રાજપુત્રે તેને અભય વચન આપ્યું એટલે ભૃત્યે કહ્યું: "સાંભળો રાજપુત્ર! જે લંગડા છોકરાને આપ આપની સામે ઉભેલો જુઓ છો તે કઠિયારાનો ઔરસજાત પુત્ર નથી. આજથી આશરે ચૌદ વર્ષ ઉપર એક દિવસ રાજમહાલયમાં આનંદોત્સવ ચાલી રહ્યો હતો.

પૂરા દહાડે રાણીએ સંતાનને જન્મ આપ્યો. રાજદરબારીઓ, રાજ-કર્મચારીઓ અને રાજ્યમાં જેટલા લોકો વસતા હતા તે સર્વ આનંદ ઉત્સવ કરવા લાગ્યા. પરન્તુ બે દિવસ પછી તે સઘળો આનંદ શોક-માં પરિવર્તિત થઈ ગયો. રાજપુત્રને જન્મ આપ્યા પછી બે દિવસે રાણી મરણ પામ્યાં. રાજા તે વખતે સ્વદેશમાં નહોતા તેથી આ સકળ સમાચાર તેને પહોંચતાં વિલંબ થયો. રાજકર્મચારીઓએ રાજપુત્રોનું લાલન પાલન કરવાનું કામ એક ધાત્રીને સોંપ્યું. તે વખતે એવી વાર્તા લોકમાં ચાલવા લાગી હતી કે રાણીએ યમજ પુત્રને જન્મ આપ્યો હતો. રાજકર્મચારીઓએ બીજા કુંવર માટે ઘણી તપાસ કરી પરન્તુ તેનો કાંઈ પત્તો લાગી શક્યો નહિ.

બીજે દિવસે પ્રભાતમાં કઠિયારો પોતાના કામે જતો હતો તેવામાં એક વૃક્ષ તળે એક મૂલ્યવાન વસ્ત્રથી આવૃત એક છોકરો જોયો. કઠિયારાને કાંઈ સંતાન નહોતું એટલુંજ નહિ પરન્તુ તેને સંતાન થવાની સંભાવના પણ નહોતી. તે છોકરાને પોતાના માટે ઉછેરીને મોટો કરવાનો નિશ્ચય કરીને તેણે તેને ઉપાડી લીધો અને ઉતાવળે પગલે ઘેર પાછા આવી તેને તેની પ્રાણપત્નીને આપીને તેનું પાલન પોષણ કરવાનો તેને આદેશ કર્યો.

તે સુંદર પુત્ર પ્રાપ્ત થવાથી કઠિયારણને ઘણો જ આનંદ થયો. તે ઘણા યત્નથી તેનું પાલન પોષણ કરવા લાગી. છ માસ પછી બાળકના અન્નપ્રાશનનો સમય આવ્યો ત્યારે તેની આસપાસ પેલી કસબી શાલ વીંટાળવામાં આવી. કઠિયારાનો પુરોહિત ઘણો ડાહ્યો માણસ હતો. તે શાલ જોઈને ભયભીત થઈને તેણે કહ્યું:—"બાપુ, આ લુગડું તમે આમ લોકોને બતાવશો તો તમારા પર ભયંકર આફત આવી પડશે. જો આ વસ્ત્ર તમારી પાસે છે એ વાતની રાજ-કર્મચારીઓને ખબર પડશે તો તે અવશ્ય તમને ફાંસીના લાકડે લટ-કાવશે. નિર્બોધ મનુષ્યો! આ રાજાનો ખોવાએલો કુંવર છે. જે વખતે તે તમારા હાથમાં આવ્યો તે વખતે તમારે તેને દરબારમાં રજુ કરવો જોઈતો હતો પણ હવે જે થવાનું હતું તે થઈ ગયું છે. જો હવે તમે તેને દરબારમાં આપવા જશો તો આટલા દિવસ તેને તમારા ઘરમાં રાખવા માટે ઇનામ આપવાને બદલે શિક્ષાજ કરવામાં આવશે."

ગોરનું આ કથન સાંભળીને કઠિયારો અને તેની પત્ની ભયભીત થઈ ગયાં. તેમણે તે શાલને એક પેટીમાં સંતાડીને રાખી. મારા અને કઠિયારા વિના આ વાત બીજું કોઈ જાણતું નથી. આ આપની સામે ઉભો છે એ છોકરાને આપ નીહાળીને જુઓ. કેમ, તે સર્વ રીતે આબેહૂબ

આપની પ્રતિમૂર્તિ જ છે ને? રાજપુત્ર ! બોલો આ આપનો ભ્રાતા છે ખરો કે નહિ? આ રાજ્યમાં તેનો અર્ધો ભાગ છે ખરો કે નહિ?"

ભૃત્યની આ વાર્તા સાંભળીને કેટલાક રાજકર્મચારીઓ ભયાનક રાગાન્વિત થઇ ગયા. તેમણે તે ભૃત્ય અને તે લંગડા છોકરાને મારી નાખવાને તેમની તરવારો મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. બાકીના રાજકર્મચારીઓએ તે છોકરાનો પક્ષ લઇને પૂર્વોક્ત રાજકર્મચારીઓને અટકાવવાને માટે તેમના હથિયાર ઉપાડ્યાં. બંને પક્ષની અંદર ઘોર યુદ્ધ જામવાનો પ્રસંગ દેખાયો. રાજપુત્ર મોટી સંકડામણમાં આવી પડ્યો. તે લંગડા છોકરાને જોઇને તેના મનમાં એક પ્રકારની દયાનો ઉદય થયો. તેની આકૃતિ અને તેના દેહ સાથે તેની પોતાની આકૃતિ અને દેહ મળતાં આવતાં હતાં. બંનેની ઉમર સરખી જ હતી. આ સર્વ કારણથી તે લંગડાને તેણે પોતાનો સગો ભાઈ માની લીધો. વળી જે ધાત્રીએ તેને ઉછેરીને મોટો કર્યો હતો તેણે એક દિવસ આ વાત તેને કહી હતી. તે છોકરાને પોતાનો ભાઈ સમજીને રાજકુંવરે એક યુક્તિ કાઢી. જે વખતે તેણે જોયું કે રાજકર્મચારીઓ બે ભાગમાં વિભક્ત થઈ ગયા છે અને પરસ્પર યુદ્ધ કરવાને પ્રસ્તુત થઈ ગયા છે તે વખતે તે ગાડીમાંથી નીચે ઉતર્યો અને નિમેષ મધ્યે તે લંગડા છોકરાને પોતાની કાંધે લઇને એક રાજકર્મચારીના તેજ ઘોડા પર સ્વાર થઈ ગયો. પછી એક હાથે તે છોકરાને અને બીજા હાથે તે અશ્વની લગામ પકડીને અશ્વની પીઠ પર તેણે કરાઘાત કર્યો. એક પલક માત્રમાં રાજકુંવર તે..ા લશ્કરમાંથી અદૃશ્ય થઈ ગયો.

રાજપુત્રને સહસા પ્રયાણ કરી જતો જોઇને રાજકર્મચારી શાન્ત થઈ ગયા. જેમનો પક્ષ લઇને તે લડવાને પ્રસ્તુત થયા હતા તેમને જ અદૃશ્ય થઈ ગયેલા જોઇને વિવાદ બંધ થઈ ગયો. પછી સર્વ મળીને રાજકુંવર જે દિશા તરફ ગયો હતો તે દિશા તરફ જવા લાગ્યા. ભયભીત થઇને કઠિયારાનો ભૃત્ય ઘરમાં પેસી ગયો અને રોતાં રોતાં કઠિયારણને તમામ વાત કહી સંભળાવી. પછી તેણે કહ્યું: "મારા કમનશીબની ભૂલ યાને દોષને લીધે જ રાજકુંવર તમારા પુત્રને ઉપાડી ગયો છે. જો સત્ય વાત મેં રાજકુંવર આગળ કહી નહોત તો તમે તમારો પુત્ર ગુમાવી બેસત નહિ."

ભૃત્યની વાર્તા સાંભળીને કઠિયારણ ચીત્કાર કરીને રોવા લાગી. તેને શાન્ત નહિ પાડતાં ભૃત્ય પોતે પણ રોવા લાગ્યો. તે સમયે કઠિયારો પણ આવ્યો અને ભૃત્ય તથા કઠિયારણને રોતાં

જોઇને રોવાનું કારણ પૂછયું. કિન્તુ કઠિયારણ એટલી બધી શોકાન્વિત થઇ ગઇ હતી કે તેણે ઉત્તર આપવાને યત્ન કર્યો તથાપિ કાંઈ ઉત્તર આપી શકી નહિ, ભૂત્યે રોતાં રોતાં તેને સકળ વાત કહી અને પોતાની જાતને ધિક્કાર ઉપર ધિક્કાર આપવા લાગ્યો.

કઠિયારાએ ભૃત્યની વાર્તા ધ્યાનપૂર્વક સાંભળી. તેણે અનુમાન કર્યું કે રાજપુત્ર તેના પુત્રનું કાંઈ અનિષ્ટ કરવા માટે તેને નહિ લઈ ગયો હોય! આમ વિચારીને તે તેની પત્નીને સાન્ત્વન આપવા લાગ્યો.

અહીં રાજપુત્રે જે અશ્વપર આરોહણ કર્યું હતું તે એક પક્ષીરાજ અશ્વ હતો. રાજપુત્ર સ્વયમ્ તે અશ્વ પર આરોહણ કરીને જ યુદ્ધ કરવા ગયો હતો. જે સમયે તે આઠ ઘોડાની ગાડીમાં બેઠો તે સમયે એના એક પ્રિય કર્મચારીને તે અશ્વે આરોહણ કરવાને તેણે આદેશ કર્યો હતો. તે રાજકર્મચારી તે અશ્વ પર આરૂઢ થઇને રાજપુત્રની ગાડીની સાથે સાથે ચાલતો હતો.

અતિ અલ્પ સમયમાં રાજપુત્ર તે છોકરાને લઇને નિજ રાજ્યનો ત્યાગ કરીને ઘણે દૂર ચાલ્યો ગયો. હવે સંધ્યા થઈ, સૂર્ય અસ્ત પામી ગયો અને ચારે દિશાઓ અંધકારથી આચ્છન્ન થઈ ગઈ. રાજપુત્ર એક ઘોર અરણ્યમાં થઇને શ્વાસ ભેર તેના અશ્વને ચલાવે જતો હતો. અંધકાર થયેલો જોઇને ઘોડાની ગતિ બંધ પડી. હવે રાજપુત્ર તે લંગડા છોકરાને લઇને નીચે ઉતર્યો પછી તેણે તેને કહ્યું: "ભાઇ, આજ તમારા ભૃત્યના મુખે મેં જે વાર્તા સાંભળી છે તેવી જ વાર્તા મારી ધાત્રીના મુખે પહેલાં એક વાર સાંભળી હતી. તમને શોધી કાઢવાને મેં અનેક યત્ન કર્યા હતા, પણ તમારો કાંઈ પત્તો લાગ્યો નહોતો. તમે મારા સગા ભાઈ છો એ વિષે મારા મનની ખાતરી થઇ ગઈ છે. કમનશીબીની વાત છે કે અત્યાર સુધીમાં હું નિર્બોધ તમને ઓળખી શકર્યો નહોતો. રાજાને ઘેર જન્મ ધારણ કરવા છતાં પણ તમે કેટલું બધું કષ્ટ સહન કરેલું છે? પણ હવે પછી તમારે કાંઈ કષ્ટ સહન કરવું પડશે નહિ. આપણે બંને ભાઇઓ હળીમળીને આપણું રાજ્ય ચલાવીશું."

લંગડો છોકરો જો કે ગરીબ કઠિયારાને ઘેર ઉછરીને મોટો થયો હતો તોપણ તેની બુદ્ધિ અત્યન્ત તીક્ષ્ણ હતી. વિનીત ભાવે તેણે કહ્યું: "ભાઇ, તમારી આકૃતિ જોઇને મારી પણ પ્રતીતિ થાય છે કે તમે મારા સહોદર છો, તમારા કહેવા પ્રમાણે રાજમહાલયે આવીને રહેવામાં મને કાંઈ હરકત નથી કિન્તુ ભાઇ, અત્યાર સુધી ગાદીના વારસ તમે એકલા જ હતા એટલે ઘણા રાજકર્મચારીઓ તમારે

વશ હતા પરન્તુ બધા રાજકર્મચારીઓ તમારા વશ નથી જ. આજ મેં મારી આંખે જે ખેલ જોયો છે તેથી મારી ખાતરી થાય છે કે જો હું રાજમહાલયમાં આવીને વસીશ તો રાજકર્મચારીઓ બે પક્ષમાં વિભક્ત થઇ જશે અને કદાચ રક્તપાત પણ થશે. આવું થાય તેવી મારી મુદ્દલ ઇચ્છા નથી, માટે હું રાજધાનીમાં આવવા ઇચ્છતો નથી. જે ગામમાં હું રહું છું તે ગામ જ મને આપો તેથી મને સંતોષ થશે. મારા ગામમાં જે ગરીબ લોકો છે તેમનું દુઃખ ટાળી દેવાનો ઉપાય તમારે કરવો જોઇએ, અને મારા નિવાસ માટે એક સારો મહાલય બંધાવી આપવો જોઇએ. તે ગામમાં હું મારા પાલક માતાપિતા સાથે ઘણા સુખમાં રહીશ. અઠવાડીઆમાં એક વખત તમે મને મળવા આવજો. તમે મારા રાજ્યમાં પધારશો ત્યારે ત્યાં ઉત્સવ પાળવામાં આવશે. તે દિવસ પક્ષીરાજ અશ્વપર આરૂઢ થઇને ગામનાં પ્રત્યેક ઘરની આપણે મુલાકાત લઇશું અને ગ્રામ્યજનોની દુઃખની વાર્તા સાંભળીને તેમનાં દુઃખ કાપવાને યત્ન કરીશું."

ભ્રાતાનું આ કથન સાંભળીને રાજકુંવર વિચારમાં પડી ગયો. થોડી વાર સુધી વિચાર કરીને આનંદિત મને તેણે કહ્યું: "ભાઈ, તમારું કહેવું મને પણ વ્યાજબી લાગે છે. પણ તમે તમારા ગામમાં રહેશો તેથી તમે રાજકુંવર છો તે કોઈ જાણવા પામશે નહિ."

તે છોકરે કહ્યું: "બીજા લોકો નહિ જાણે તો મારું શું જવાનું છે? તમે મને ભાઈ તરીકે સ્વીકારો છો અને હું તમને ભાઈ તરીકે સ્વીકારું છું પછી બીજાની આપણને શી પરવાહ છે. ભાઈ, મારી મેં તમને કહી એટલી જ ઇચ્છા છે. જો તમારી સહાય્યથી મારા રાજ્યની પ્રજાનાં દુઃખનું નિવારણ કરવાને હું શક્તિમાન્ થઇશ તો મારું નામ ચિરસ્મરણીય થશે."

તે લંગડા છોકરાની ઇચ્છા મુજબ વર્તવાને રાજપુત્ર કબૂલ થયો. તેણે કહ્યું: "ત્યારે તમે તમારા પાલક માતાપિતા પાસે ચાલો. તેમને મળવાને મને પણ પ્રબળ ઇચ્છા થયેલી છે."

આ પછી અશ્વપર આરૂઢ થઇને રાજપુત્રે અશ્વને સંકેત કર્યો એટલે તે વાયુવેગે ઉડવા લાગ્યો. કેટલીક વારે તે કઠિયારાના ઘર આગળ આવીને ઉતર્યો.

આકાશમાંથી અશ્વને આવતો જોઇને કઠિયારા અને તેના ઘરનાં માણસોને ઘણું આશ્ચર્ય લાગ્યું. અશ્વપરથી રાજપુત્ર અને તેના પુત્રને નીચે ઉતરતા જોઇને કઠિયારો સ્તંભિત થઈ ગયો. કઠિયારા પાસે જઇને રાજપુત્રે બધી વાત કહી. કઠિયારો, તેની પત્ની અને ત્યાં

બેઠેલાં બધાં માણસો તેની વાત સાંભળીને ઘણાં આનંદિત થયાં. સર્વને ખુશી થયેલાં જોઇને રાજપુત્રે પુનઃ અશ્વપર આરોહણ કર્યું અને આંખના પલકારા માત્રમાં તે ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

લંગડો છોકરો તે ગામનો રાજા થયો. તેણે એક એક તેની પ્રજાનાં તમામ માણસોને પોતાની પાસે બોલાવ્યાં અને તેમનું દુઃખ પૂછ્યું. ગ્રામ્યજનો સકળ ગરીબ હતાં એટલે તેમને સર્વને દ્રવ્યની અગત્ય હતી. તે છોકરાએ તેમની સર્વની દુઃખવાર્તા યાદ રાખીને યોગ્ય સમયે તેમનું દુઃખ ટાળવાને યત્ન કરતો.

દર અઠવાડિયાના પહેલે દિવસે રાજપુત્ર પક્ષીરાજ અશ્વપર આરૂઢ થઇને લંગડા રાજપુત્રના નિવાસસ્થાને આવતો. તેના નિવાસ માટે એક અતિ સુંદર પ્રાસાદસમ અટ્ટાલિકા બનાવવામાં આવી હતી. લંગડો રાજપુત્ર તેનાં પાલક માબાપ સાથે એ અટ્ટાલિકામાં ઘણા આનંદમાં રહેતો હતો. હવે કઠિયારાને જંગલમાં લાકડાં કાપવા જવું પડતું નહોતું. તે તે ગામના રાજાનો બાપ થઇને પરમ સુખમાં તેના દિવસો અતિવાહિત કરતો હતો. જે દિવસે રાજપુત્ર લંગડા રાજપુત્રના ગામમાં આવતો ત્યારે ત્યાં ઉત્તમ ઉત્તમ રસોઈ કરવામાં આવતી અને બંને ભાઈ જોડે બેસીને ભોજન કરતા. ભોજન પછી પક્ષીરાજ અશ્વપર સ્વાર થઇને બંને ભાઇ ગામના ઘેરેઘરની મુલાકાત લેતા અને લોકોની દુઃખવાર્તા સાંભળીને તેમનું દુઃખ ટાળી નાખતા. થોડા દિવસોમાં જ તે ગામની સ્થિતિ ફરી ગઈ. સર્વ ગ્રામ્યજનો પરમ સુખ અને આનંદમાં તેમનો સમય ગાળવા લાગ્યા. રાજપુત્ર પોતે પણ પ્રજાને સુખી જોઇ પૂર્ણ આનંદમાં રહેતો હતો. તે ગામમાં પ્રજાને સ્વર્ગસમાન સુખ પ્રાપ્ત થતું હતું.

---

## *રાજકન્યાની સમસ્યાઓ

એક દેશમાં એક રાજા હતો. તેને એક પુત્ર નહોતો કેવળ એક પુત્રી હતી. તે પુત્રી પર તેની ઘણી પ્રીતિ હતી તેથી તેણે તેને નાના પ્રકારની વિદ્યાઓ ભણાવી હતી. થોડાં વર્ષોમાં જ રાજકન્યા એવી વિદુષી થઈ ગઈ કે દેશના મોટા મોટા પંડિતો પણ તેને સરસ્વતીનો અવતાર કહીને શિષ નમાવવા લાગ્યા. કુંવરીને સર્વ શાસ્ત્રમાં પારદર્શિની જોઇને રાજા ઘણો પુલકિત થવા લાગ્યો.

રાજકન્યા વિવાહ યોગ્ય વયની થઇ એટલે રાજાએ તેના લાયક વરની શોધ કરવા માંડી કિન્તુ આ વાત રાજકન્યાને ગમી નહિ તેથી

એક દિવસે તેના તેના પિતાને એકાંતમાં કહી દીધું કે: "જે માણસ મારી સમસ્યાના જવાબ આપશે તેની સાથે જ હું લગ્ન કરીશ તે વિના બીજા કોઈ સાથે હું પરણનાર નથી. મારો ઉમેદવાર થઈને જે આવે ને મારી સમસ્યાના બરાબર જવાબ ન આપી શકે તેને મૃત્યુદંડની શિક્ષા કરવામાં આવશે."

કન્યાપર રાજાની ઘણી પ્રીતિ હતી તેથી તેની મરજી વિરુદ્ધ તે કાંઈ કામ કરતો નહિ. બીજે દિવસે આ બાબતનો તેણે રાજ્યમાં ઢંઢેરો પીટાવી દીધો. જે યુવકોએ રાજકન્યાના રૂપ ગુણની વાર્તાઓ સાંભળી હતી તે તેની ઉમેદવારી કરવા આવવા લાગ્યા.

રાજકન્યા પરમ સુંદરી હતી. તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અનેક માણસો આવ્યા. રાજકન્યાએ એક એક તેમની પરીક્ષા કરવા માંડી કિન્તુ તેમાથી કોઈ તેની ત્રણ સમસ્યાઓનાં ઉત્તર આપી શક્યો નહિ. એટલે પ્રતિજ્ઞા મુજબ તેમને દરેકને મૃત્યુની શિક્ષા કરવામાં આવી. રાજકન્યાના રૂપના મોહથી કોણ જાણે કેટલાય રાજપુત્રોએ તેમના પ્રાણ અકાળે વિસર્જન કર્યાં તેની ગણના કરી શકાય તેમ નથી.

રાજકન્યાના પિતાના રાજ્યથી વીસ કોસ દૂર એક બીજું રાજ્ય હતું તેમાં એક પરમ ધાર્મિક રાજા રાજ્ય કરતો હતો. તેને ફક્ત એક કુંવર વિના અન્ય કાંઈ સંતાન નહોતું, તેમ બીજું સંતાન થાય એવી સંભાવના પણ નહોતી. રાજપુત્ર સ્વરૂપમાં કામદેવના સમાન હતો. જે માણસો તેના તરફ જોતા તે તેના રૂપની પ્રશંસા કર્યાં વિના રહી શકતા નહોતા. રાજા રાણી અને દેશની સમસ્ત પ્રજા તેને ઘણાં જ ચહાતાં હતાં.

રાજકુંવર જેવો સ્વરૂપમાં સુંદર તેવો જ ગુણમાં પણ અદ્વિતીય જ હતો. તેના જેવો ધાર્મિક યુવાન્ તે કાળે અસ્તિત્વ ધરાવતો નહોતો એમ કહીએ તો તે અતિશયોક્તિ તો નહિ જ કહી શકાય. બપોરે ભોજન લીધા પછી દરરોજ રાજકુંવર એક સંન્યાસીની પાસે જતો. શહેર બહાર એક સંન્યાસી તેના કેટલાક શિષ્યને લઈને એક આશ્રમમાં આવીને રહ્યો હતો. તેની પાસે જઈને રાજપુત્ર ધર્મચર્ચા કરતો હતો. થોડી વયમાં તેણે શાસ્ત્રનાં સકળ પુસ્તકો વાંચી નાખ્યાં હતાં અને ઉમર લાયક થતાં તે મોટા મોટા પંડિતો સાથે શાસ્ત્રાલોચના કરતો હતો. સંન્યાસી રાજપુત્રને નિજ સંતાન તુલ્ય ચહાતો હતો.

વિવાહ કરવા લાયક ઉમર થઈ ગઈ હતી તોએ રાજપુત્ર વિવાહ કરતો નહોતો. જ્યારે જ્યારે તેનાં માતપિતા વિવાહની વાર્તા કાઢતાં ત્યારે ત્યારે અન્ય વાર્તા કાઢીને રાજકુંવર તે વાર્તાને ચાલાકીથી દબાવી દેતો હતો.

એક સમયે રાજકન્યાની પ્રતિજ્ઞાની વાત ઉડતી ઉડતી રાજકુંવરના કાને પડી. પહેલાં તો તેણે તે રાજકન્યાના દર્પને ચૂર્ણ કરી નાખવાનો વિચાર કર્યો નહિ. એક દિવસ સંન્યાસીના આશ્રમમાં તે રાજકન્યા વિષેની વાર્તા નીકળી એટલે તેની પાસે જઇને તેના અહંકારને ચૂર્ણ કરી નાખવા સંન્યાસીએ રાજપુત્રને સલાહ આપી. પિતાજી ત્યાં જવાને પોતાને રજા નહિ આપે એમ જ્યારે રાજકુંવરે કહ્યું ત્યારે રાજા પાસે સંન્યાસી પોતે જવાને તૈયાર થયો.

રાજકાર્ય પૂરું કરીને રાજા જે વખતે ઉભો થયો તે વખતે સંન્યાસી તેની પાસે ગયો અને બંને હાથ ઉંચા કરીને તેને આશીર્વાદ આપ્યા. રાજા તે સંન્યાસીને ઘણી સારી રીતે ઓળખતો હતો પરન્તુ કોઈ વખત તે તેની પાસે આવ્યો નહોતો. સંન્યાસીને જોઇને રાજાએ ભક્તિભાવે પ્રણામ કર્યા અને તેના આગમનનું કારણ પૂછ્યું.

સંન્યાસીએ કહ્યું: "મહારાજ ! એક રાજકન્યાએ એવી પ્રતિજ્ઞા કરી છે કે જે પુરુષ તેની ત્રણ સમસ્યાઓના ઉત્તર આપશે તેની જ સાથે તે પરણશે. આપનો કુંવર નાની વયમાંથી જ સકળ શાસ્ત્રમાં પારદર્શી થઈ ગયો છે. મારો દૃઢ વિશ્વાસ છે કે રાજકન્યાની સમસ્યાઓનાં ઉત્તર તે અવશ્ય આપી શકશે. મેં સાંભળ્યું છે કે તે રાજકન્યા જેવી સુંદર આખી પૃથ્વીપર કોઈ નથી. હજુ આપનો કુંવર કુંવારો જ છે. રાજકન્યાને પરાસ્ત કરીને તે તેની સાથે ઘણી સહેલાઇથી પરણી શકશે. માટે તે રાજકન્યાના મદનું મર્દન કરવા જવા આપ આપના કુંવરને રજા આપો એવી મારી ઇચ્છા છે.

કેટલીક વાર સુધી વિચાર કરીને રાજાએ કહ્યું: "મેં સાંભળ્યું છે કે તે રાજકન્યાના પ્રશ્નનું જે ઉત્તર આપી શકતા નથી તેમને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવે છે. મારે આ એકનો એક કુંવર છે. મને ભય લાગે છે કે જો કદાચ મારો કુંવર રાજકન્યાના સકળ પ્રશ્નોનાં ઉત્તર નહિ આપી શકે તો ?"

સંન્યાસીએ કહ્યુઃ "રાજન્ ! એ બાબતની આપ ચિન્તા કરતા નહિ. રાજકન્યાના સર્વ પ્રશ્નનાં ઉત્તર આપનો રાજપુત્ર આપી શકશે."

રાજાએ ખુશી થઇને કહ્યું: "મહારાજ ! હું આપનું કહેવું મારા માથે ચડાવું છું. આપના જેવા સાધુ પુરુષનું વચન ફળો એવી પરમેશ્વર પાસે મારી પ્રાર્થના છે. રાજકુંવરને મોકલવાનો બંદોબસ્ત આપ જ કરી દો. પરમેશ્વર કરે ને આપના આશીર્વાદથી હું મારી પુત્રવધૂનું મુખ જોઇને મારું જીવવું સફળ ગણું !"

આ પછી સંન્યાસીએ રાજકુંવરને પોતાની પાસે બોલાવ્યો અને

તેને કેટલીક વાતો કહીને તેને રાજકન્યા પાસે જવાને કહ્યું. બીજે દિવસે ફક્ત એક ચાકર સાથે લઇને અશ્વપર સ્વાર થઇને રાજકુંવરે તે રાજકન્યાના રાજ્ય પ્રતિ પ્રયાણ કર્યું.

રાજકુંવર ઘણી સહેલાઇથી રાજકન્યાના રાજ્યમાં જઈ શકયો નહિ. માર્ગમાં તેને ઘણા પ્રકારની વિપત્તિઓ નડી, કિન્તુ સ્વપરાક્રમ અને સાહસી અને પ્રામાણિક દાસની સહાય્યથી સકળ વિપદ્‌ને ટાળી દઇને બે દિવસ પછી રાજકન્યાના રાજ્યમાં જઈ પહોંચ્યો.

એક દિવસ ધર્મશાળામાં વિશ્રામ લઇને બીજે દિવસે તેણે રાજમહાલયે જઇને રાજા આગળ પોતાની ઇચ્છા વ્યકત કરી. રાજા અને આજુબાજુ ઉભેલા રાજકર્મચારીઓ રાજકુંવરની મુખશ્રી અને તેના શરીરનું સૌંદર્ય જોઇને મનમાં તે તેની પ્રશંસા કરવા લાગ્યા. તેનું કહેવું સાંભળી લીધા પછી રાજાએ કહ્યું: "મહાશય ! અસંભવિત કાર્ય કરવાને તમે પ્રસ્તુત કેમ થાઓ છો ? તમને જોઇને મારા મનમાં કુદરતી વ્હાલ થઈ આવે છે માટે હું તમને આમ કહું છું. જો મારી કન્યા નિતાન્ત હતભાગિની હશે તો જ તમારા જેવો ઇંદ્ર સમાન પુરુષ તેને પરણવાની ઇચ્છાથી અહીં આવ્યો છે ને તેની સાથે નહિ પરણે: મારી કન્યાના પ્રશ્નનાં ઉત્તર આપવાની વાત તમે જવા દો. પ્રશ્નનાં ઉત્તર કદાચ નહિ અપાય તો કાયદા પ્રમાણે પ્રાણ દંડની શિક્ષા થશે. તમારા જેવા સુપુરુષ અકાળે વિનિષ્ટ થાય એવી મારી મુદ્દલ ઇચ્છા નથી માટેજ હું તમને કહું છું કે પરીક્ષા આપવાની વાત પડતી મૂકો. તમારી સાથે લગ્ન કરવાને હું રાજકન્યાને ચાર શબ્દો કહીશ."

રાજાની વાત રાજપુત્રને રુચિ નહિ એટલે તેણે રાજકન્યાની સમસ્યાઓના જવાબ આપવાની જ પોતાની ઇચ્છા દર્શાવી. હવે વધુ ખેંચતાણ કરવી નિરર્થક છે એમ સમજીને રાજાએ તે રાજકુંવરને રાજકન્યા પાસે મોકલ્યો.

રાજકન્યા તેની સખીઓ સાથે વાર્તાલાપ કરી રહી હતી તે સમયે રાજકુંવરને તેની પાસે લઇ જવામાં આવ્યો. રાજપુત્રનો પરિચય આપીને તેનાં આગમનનું કારણ બતાવવામાં આવ્યું.

રાજપુત્રનું રૂપ જોઇને રાજકન્યા અને તેની બધી સખીઓ ઘણી વિસ્મિત થઇ ગઇ. તેમણે ધાર્યું કે તે કોઇ દેવ પૃથ્વીપર અવતાર લઇને જ આવેલો હોવો જોઇએ નહિ તો પૃથ્વીપરના માણસમાં એટલા બધા રૂપનો સંભવ હોઇ શકે તેમ નહોતું ! સખીઓ રાજકન્યાને તેની સમસ્યાઓ બોલવાને અનુરોધ કરવા લાગી. રાજકન્યા પોતે પોતાની પ્રતિજ્ઞા માટે પશ્ચાત્તાપ કરવા લાગી. આખરે ધીરજ ધારી

તેણે તેની સમસ્યાઓ કહેવા માંડી. તેણે કહ્યું: " હે રાજકુંવર ! જે વસ્તુને આપણે ખોળતા નથી ત્યારે તે ઠેર ઠેર મળે છે અને ખોળીએ છીએ ત્યારે તપાસ કરવા છતાં પણ પુરતી મળતી નથી એ શું હશે ?"

રાજપુત્રે કહ્યું: "હે રાજકન્યા ! રસ્તામાંના કાંકરા જ્યારે આપણુને તેની જરૂર હોતી નથી ત્યારે આપણા પગમાં ખુંચીને ઠેર ઠેર તેનું અસ્તિત્વ દર્શાવે છે પરન્તુ આપણુને જ્યારે તેની જરૂર હોય છે ત્યારે આપણે તેને માટે તપાસ કરીએ છીએ તો પણ પુરતી સંખ્યામાં મળતા નથી."

પ્રશ્ન પૂછતી વખતે રાજપુત્ર પોતાના પ્રશ્નનું ઉત્તર નહિ આપી શકે એમ ધારતી હોવાથી રાજકન્યા ગર્વમાં હસવા લાગી હતી પરન્તુ રાજપુત્રનું ઉત્તર સાંભળ્યું એટલે તે બરાબર હોવાથી તેણે લજ્જાથી તેનું મુખ અવનત કરી દીધું. પછી તેણે બીજો પ્રશ્ન પૂછયો.

તેણે કહ્યું: "હે રાજપુત્ર ! સુવર્ણનો સ્તંભ અને પૃથ્વીની ભીંત કોના પર નિર્મિત છે ? મનુષ્યના હૃદયમાં તેનો જન્મ હોવા છતાં તેની ગતિ અસીમ છે. બોલો જોઇએ, રાજકુંવર ! એ વસ્તુ તે શી હશે ?"

રાજપુત્રે ઉત્તર આપ્યું: "વિશ્વાસ ! વિશ્વાસ સ્વર્ગનો સ્તંભ અને પૃથ્વીની ભીંત છે. મનુષ્ય હૃદયમાં વિશ્વાસનો જન્મ છે. વિશ્વાસના આધારે ઘણો સામાન્ય માણસ પણ ચિરસ્થાયી અનન્ત સ્વર્ગનું સુખ પ્રાપ્ત કરે છે."

રાજકન્યા પુનઃ પરાસ્ત થઈ. મનમાં રોશે ભરાઇને તેણે પ્રશ્ન કર્યો: "હું કદાપિ સ્થિર નથી. સદા સર્વદા હું ચંચળ છું. હું અદૃશ્ય હોવા છતાં પણ દેખાઈ શકું છું. ચાલી જવા છતાં પણ રહી શકું છું અને મારો ધ્વંસ કરવામાં આવવા છતાં પણ મારું સત્વ રહી શકે છે. બોલો, રાજકુંવર ! હું કોણ છું ?"

કેટલોક વખત સુધી વિચાર કરીને રાજપુત્રે હસીને કહ્યું: "શક્તિ ! એ શક્તિના પ્રતાપે જ આ આખું વિશ્વ ચાલી રહ્યું છે."

રાજપુત્રનું આ ઉત્તર સાંભળીને રાજકન્યા હતાશ થઈ ગઈ. રાજપુત્રે રાજકન્યાના ઉપરાસાપરી ત્રણ પ્રશ્નનાં ઉત્તર આપ્યાં એ જોઇને રાજકન્યાની સખીઓ ઘણી આનંદિત થઈ ગઈ. રાજાએ રાજકુંવરને પોતાની સાથે રાજમહાલયે આવવાને કહ્યું એટલે રાજપુત્રે કહ્યું: "મહારાજ ! રાજકન્યાના ચહેરાના દેખાવ ઉપરથી તે ગુસ્સે થઈ હોય એમ દેખાય છે. જો તેની મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા ન હોય તો ભલે. હું તેની સાથે લગ્ન કરવાની લાલસાથી જ કાંઇ અહીં આવ્યો નહોતો."

લજ્જિત થઇને રાજકન્યાએ કહ્યું: "વસ્તુતઃ હું પરાસ્ત થઈ ગઈ છું એટલે પ્રતિજ્ઞાનો ભંગ કરીને પાપમાં લિપ્ત થઈ જવાની મારી ઇચ્છા નથી."

રાજપુત્રે કહ્યું: "ભલે, જો મારી સાથે લગ્ન કરવાની તમારી અનિચ્છા હોય અને મારા પ્રશ્નોનો તમે ઉત્તર આપશો તો હું શર્તમાંથી તમને મુક્ત કરીશ એટલે પ્રતિજ્ઞાભંગનો દોષ તમને લાગશે નહિ. લગ્નનો સંબંધ બાંધવો એ જેવી તેવી વાત નથી. ઉંચા મને જો લગ્ન કરવામાં આવે તો સંસાર સુખરૂપ નીવડતો નથી એમ કેટલાક સુજ્ઞ પુરુષોનું કહેવું છે."

રાજકન્યાએ રાજપુત્રના મુખ તરફ કટાક્ષપાત કર્યો. તે કટાક્ષનો અર્થ રાજપુત્ર સમજી શક્યો, એટલે તે કાંઈ બોલ્યો નહિ. રાજા ઘણા આદર માનથી રાજકુંવરને પોતાના મહાલયે લઈ ગયો અને રાણી પાસે જઇને તેને સર્વ વાત કહી સંભળાવી. રાજકન્યાને તેના લાયક જ પતિ મળી ગયો છે એ જાણીને રાણીને પરમ આનંદ થયો. રાજપુત્રનું રૂપ જોઇને તથા તેના ગુણની વાત સાંભળીને તેનું હૃદય ઉલ્લસિત થઈ ગયું.

બીજે દિવસે રાજપુત્રના પિતાને ત્યાં દૂત મોકલવામાં આવ્યો. બે દિવસ પછી મોટા આનંદ ઉત્સવ વચ્ચે રાજપુત્ર રાજકન્યા સાથે પરણ્યો. વિદુષી સ્ત્રી પ્રાપ્ત થવાથી રાજપુત્ર પરમ સુખમાં તેના દિવસો ગાળવા લાગ્યો. પહેલાંની માફક રાજપુત્ર હજૂ પણ સંન્યાસીના આશ્રમે જતો હતો. રાજા, રાણી, યુવરાજ અને યુવરાજ પત્ની સહિત પરમ આનંદે રાજકાર્ય કરવા લાગ્યો.

યથા સમયે રાજપુત્ર તેના શ્વસુરના રાજ્યનો પણ અધિકારી થયો. કેટલોક વખત તે તેના પિતાના રાજ્યમાં અને કેટલોક વખત તેના શ્વસુરના રાજ્યમાં રહેતો હતો. તે પ્રજા તરફ એવી સારી રીતે વર્તતો કે પ્રજા તેને પરમેશ્વર દીર્ઘ જીવન આપે એમ પ્રાર્થના કરતી હતી.



## ગુપ્ત સંપત્તિ

કોઈ ગામમાં એક દરિદ્ર ખેડુત વસતો હતો. તેને એક પુત્ર અને એક પુત્રી એમ બે સંતાન હતાં. જે ગામમાં ખેડૂત રહેતો હતો તે ગામનાં લોકો સાધારણ રીતે સુખી હતાં. કોઈ પણ ઘર ખાધે પીધે દુઃખી નહોતું. કેવળ તે એકલા ખેડૂતની સ્થિતિ જ નબળી હતી.

આખો દિવસ પરિશ્રમ કરીને તે જે ધન પ્રાપ્ત કરતો તેથી તેનું તથા તેના કુટુંબનું ઘણા કષ્ટે ગુજરાન ચાલતું હતું. તેની પોતાની કાંઈ જમીન નહોતી. તે બીજાની જમીન ખેડતો અને સાંજના તેને જે મજુરી મળતી તે લઇને તે ઘેર આવતો હતો.

તે ખેડૂતના પુત્રની ઉમર આશરે આઠ વર્ષની હતી અને તેની છોડીએ પાંચ જન્મતિથિઓ જોઈ હતી. ભાઈ બ્હેન જેટલાં સલાહ સંપથી રહેતાં તેટલાં જ કેટલીક વખત લડી પણ પડતાં. કેટલીક વખત તે એકબીજાં ભેગાં રમતાં ત્યારે કેટલીક વખત તે એવાં લડી પડતાં કે એક બીજાંનાં મુખ પણ નહિ જોતાં. ગામનાં બીજાં છોકરાંને તેમનાં માબાપ તરફથી જૂદા જૂદા પ્રકારની રમવાની ચીજો મળતી તે લઇને તે પરસ્પર રમતાં હતાં. પણ ખેડૂતના છોકરા તથા છોડીને કાંઇ પણ રમકડું મળતું નહોતું તેથી તે તેની પાસે તે માગતાં હતાં. છોકરાંને તે વાત ભૂલાવી દેવાને માટે ખેડૂત તે માગતાં ત્યારે તે લાવી આપવાનું વચન આપતો પરન્તુ તે એક પણ રમકડું લાવી આપતો નહિ. તેની સ્થિતિ એવી નબળી હતી કે જો તે કાંઈ રમકડું લાવવા જાય તો તે દિવસે અનાજનાં સાં સાં પડે! આ બાબતનો વચાર કરીને જ તે એક પાઈ પણ બીજા કોઈ પણ આડા તેડા કામમાં વાપરતો નહોતો.

સાંજના જે વખતે ખેડૂત ઘેર આવતો ત્યારે તેનાં છોકરાં દોડતાં દોડતાં તેની પાસે જતાં અને જે વસ્તુ લાવી આપવાને ખેડૂતે વચન આપ્યું હોય તે તેની પાસે માગતાં. ખેડૂત તે લાવ્યો હોય ત્યારે આપેને! તે તેમને તે આપતો નહિ એટલે છોકરો હતાશ થઇને ચીતકાર કરીને રોવા લાગતો અને તેની બહેન પણ રાગ પૂરવા લાગી જતી. પુત્ર પુત્રીને દરરોજ રોતાં જોઇને ખેડૂતની પત્નીને ઘણુંજ દુઃખ થતું અને તે ખેડૂતને-પારૂ વિનાની ગાળો દેતી હતી.

દરરોજ આ પ્રમાણે પત્નીની ગાળો અને તિરસ્કાર સહન કરતાં ખેડૂતને ઘણું જ દુઃખ થતું હતું. એક દિવસ આખો દહાડો મજૂરી કર્યા પછી જે દૈનિયું મળ્યું તેનાં તેણે છોકરાં માટે રમકડાં લીધાં અને જે થોડાક પૈસા બચ્યા તેનું તેણે ખાવાનું (ચવાણું) લીધું અને તેના ગૃહપ્રતિ ગમન કર્યું.

ખેડૂતના પુત્રને અને કન્યાને રમકડાં મળ્યાં એટલે તેમને અત્યન્ત આનંદ થયો. સંતાનને ખુશી થતાં જોઇને ખેડૂતની પત્ની પણ આનંદિત થઇ. પછી પતિ પાસે જઇને તેણે રાંધવાની સામગ્રીઓ માગી. ખેડૂતને તે દિવસે જે પૈસા મળ્યા હતા તે તેણે રમકડાં ખરીદવામાં ખર્ચી

નાખ્યા હતા એટલે રસોઇની કાંઈ સામગ્રી તે લાવ્યો નહોતો. આ વાત જ્યારે તેણે તેની પત્નીને કહી ત્યારે તે ઝાડ થઇ. વિરકત થઇને કર્કશ સ્વરે તેણે કહ્યું: "અરે ઓ કર્કશા ! હું છોકરાં માટે રમકડાં લાવતો નહોતો ત્યારે તે નહિ લાવવા માટે તું મને ગાળો આપતી અને આજ તે લાવ્યો છું એટલે મારી પાસે રસોઇની સામગ્રી માગવા આવી છે ? રાંડ શંખણી ! પૈસાનું તે કાંઈ ઝાડ છે કે તોડી તોડીને વાપરીએ. તેનો એક સ્થળે વ્યય કર્યો એટલે બીજે સ્થળે તેનો વ્યય થઇ શકતો નથી. આજ આહારની કાંઈ સામગ્રી નથી. છોકરાં આનંદમાં આમ તેમ નાચ્યા કરે છે તે જોઇને પેટ પર હાથ મૂકીને બેસી રહેવું તેજ આપણા માટે દુરસ્ત છે.

આખા દિવસમાં કાંઈ નહિ ખાધેલું હોવાથી ખેડૂતની પત્ની ભૂખી થઈ ગઈ હતી. તે રાત્રિ તેમણે ભૂખ્યાં રહીને ગાળવી પડશે. એ સાંભળીને તે ભયાનક રાગાન્વિત થઈ ગઈ તેથી તે તેના સ્વામીને અસંખ્ય અપશબ્દો અને ગાળો દેવા લાગી. તેની ગાળો સાંભળીને ખેડૂતને ભારે ક્રોધ ચઢ્યો એટલે તેમની બંનેની વચ્ચે ઘોરતમ કલહ ઉત્પન્ન થયો. આખરે ખેડૂતપત્નીના હાથમાં એક લાકડી આવી ગઈ એટલે તે વડે તે ખેડૂતના વાંસાપર યષ્ટિ પ્રહાર કરવા લાગી, અને કેટલોક માર મારીને ત્યાંથી પલાયન કરી ગઈ. પત્નીના હાથનો મેથી-પાક જમ્યા પછી ખેડૂતનો ક્રોધ જતો રહ્યો. ક્રોધના બદલે તેના મનમાં ભારે દુ:ખ થયું. પોતાની ચાદર ઓઢી લઇને પોતાના મન સાથે તે બોલ્યો: "બસ, હવે આ કર્કશાના ઘરમાં ત્યારે જ આવવું કે જ્યારે મારા હાથમાં વિપુલ ધન આવે ! દુષ્ટા ધન માટે આમ મારો જીવ ખાય તે મારાથી સહન થતું નથી. હે ગૃહદેવતા ! હું તમને નમન કરીને જાઉં છું. જો પરમેશ્વર મને ધન પ્રાપ્તિ કરાવશે તો અહીં પુન: આવીશ નહિ તો સદાને માટે રામરામ કરીને ચાલ્યો જાઉં છું."

આમ બોલીને ઉત્તરની કાંઈ અપેક્ષા નહિ કરતાં તે ઉતાવળે પગલે ત્યાંથી ચાલ્યો ગયો. ક્યાં જવું તેનો તેણે કાંઈ નિશ્ચય કર્યો નહોતો તેથી જે દિશામાં રસ્તો જણાયો તે દિશા તરફ તેણે ચાલવા માંડ્યું, સંધ્યા સમયે ખેડૂત એક વનમાં જઈ પહોંચ્યો. થોડી વારમાં સૂર્યનો અસ્ત થઈ ગયો અને ચારે દિશાઓ અંધકારથી આચ્છાદિત થઈ ગઈ. ઘોર અંધકાર જોઇને ખેડૂતના મનમાં ભયનો સંચાર થયો. તે રાત્રિ તે વનમાં અતિવાહિત કરવાનો નિશ્ચય કરીને એક પ્રકાંડ વૃક્ષની નીચે આશ્રય લેવાનો તેણે નિર્ધાર કર્યો.

કેટલોક વખત સુધી ખેડૂત તે વૃક્ષ નીચે બેઠો એટલે તેના પુત્રના જેવા એક છોકરાને તેણે તેની સન્મુખ ઉભેલો જોયો. તે છોકરો રૂપ, રંગ અને દેખાવ સર્વેમાં તેના છોકરાને મળતો જ હતો અને તેના હાથમાં એક રમકડું હતું. તે છોકરો તે રમકડું જોઈ જોઇને આનંદથી કૂદતો તથા નાચતો હતો. આ શો દશ્ય હશે તે વિષે ખેડૂત કાંઈ સમજી શકયો નહિ.

સહસા પુત્રને અરણ્યમાં જોઇને ખેડૂતે ધાર્યું કે તે તેની પાછળ પાછળ અરણ્યમાં આવ્યો હશે. આમ ધારીને તેણે તેના પુત્રને તેની પાસે આવવા બોલાવ્યો. તે છોકરો પાસે આવ્યો એટલે ખેડૂતે કહ્યું–"તું મારી સાથે કેમ આવ્યો? મારી સાથે આવવાનું તુંને કોણે કહ્યું હતું?"

ખેડૂતના આ પ્રશ્ન સાંભળીને તે છોકરાએ અટ્ટહાસ કર્યું. તેની આ ચાલ ખેડૂતને મુદ્દલ ગમી નહિ, તેના મનમાં એક પ્રકારની શંકા થઈ. ને તે છોકરા તરફ એકી દષ્ટિએ જોઇ રહ્યો. તેને પોતાની તરફ આમ એકી ટસે જોતો જોઇને તે છોકરાએ કહ્યું:–"તમે મને જે ધારો છો તે હું નથી. હું તમારો પુત્ર નથી. આજ તમે તમારી સ્ત્રીના હાથનો માર ખાધો છે એ જોઇને મને ઘણું જ દુ:ખ થયું છે. તમારું દુ:ખ કાપી નાખવા હું ઇચ્છા રાખું છું."

આશ્ચર્ય ચકિત થઇને ખેડૂતે કહ્યું:–"હે છોકરા! તું કોણ છે? અને કેવી રીતે તું મારું કષ્ટ દૂર કરી શકીશ? ધન મળવાથી મારું કષ્ટ દૂર થઈ શકે તેમ છે, કિન્તુ મને ધન કયાંથી પ્રાપ્ત થશે? શું તું મને દરરોજ ધન આપીશ?"

આમ બોલીને ખેડૂત ઉત્તરની રાહ જોવા લાગ્યો. જે સ્થળે તે છોકરો ઉભો હતો તે સ્થળ તરફ તેણે દષ્ટિ કરી તો તે છોકરાને બદલે કેટલેક દૂર એક દીવો બળતો તેણે જોયો. ખેડૂતે તે દીવા તરફ જોયું એટલે કોઇએ તેને કહ્યું:–"જો તમે મારા કહ્યા પ્રમાણે ચાલો તો તમને પ્રચુર ધનનો લાભ થશે."

ખેડૂતે આ ઉત્તર સ્પષ્ટ સાંભળ્યું પણ તે ઉત્તર કોણે આપ્યું તે તે જાણી શકયો નહિ. પહેલાં તો તેના મનમાં ભયનો સંચાર થયો. તેણે તેના મનમાં ધાર્યું કે તે ભૂતના પંજામાં સપડાયો હતો, પરંતુ તેના મનમાં એટલું બધું દુ:ખ થએલું હતું કે તેને જીવવું કાળ જેવું થઈ ગયું હતું. તે દીવા તરફ જોઇને તેણે કહ્યું:–"મને હમણાં કોણે જવાબ આપ્યો. મહાશય! તમે ગમે તે હો, મારી પાસે આવો. તમારા કહ્યા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું. તમે કહો કે મારે કેવી રીતે વર્તવું!"

કોઇએ પુનઃ જવાબ આપ્યોઃ—"આ દીવાની સાથે સાથે આવો. જે સ્થળે આ દીવો શાણો થઈ જાય તે સ્થળે તમે ખોદજો. તમે ત્રણ હાથ ઉંડો ખાડો ખોદશો એટલે તેમાંથી અતુલ ધન તમને પ્રાપ્ત થશે કિન્તુ તે ધન તમે સહેલાઇથી પ્રાપ્ત કરી શકશો નહિ, કારણ કે મારે એક દુશ્મન છે તે અમને કાંઈ સત્કર્મ કરવા દેતો નથી. તેના તરફથી તમને હરકત થવાની સંભાવના છે."

કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ખેડુત તે દીવા તરફ જવા લાગ્યો કિન્તુ જેમ જેમ તે આગળ જતો ગયો તેમ તેમ દીવો પણ આગળ ને આગળ જતો ગયો. તેણે ઘણી ચેષ્ટા કરી તોએ તે તે દીવાની પાસે જઈ શક્યો નહિ.

કેટલેક દૂર જતાં ખેડૂતે તેની પાછળથી કિચ્ કિચ્ એવો અવાજ આવતો સાંભળ્યો. તે ઘણી સારી રીતે જાણતો હતો કે ભૂત આવી રીતે જ વાતો કરતું હોય છે. તે કિચ્ કિચ્ શબ્દ સાંભળીને ખેડૂતે ધારી લીધું કે તેની પાછળ અવશ્ય કોઇ ભૂત આવેલું છે! જે સમયે તેણે પાછા ફરીને જોયું તે વખતે કોઇએ તેને પાછળથી પકડીને જમીન પર નાખ્યો. જીવવાની આશા પહેલેથી જ છોડી દીધેલી હતી અને તેના શરીરમાં સારું બળ હતું તેથી તે ભૂતની સાથે તે બાથમ્ બાથા લડવા લાગ્યો. તે ભૂતને પરાસ્ત કરીને ચાદરથી બરાબર બાંધી લઇને તેની છાતી પર બેસીને ખેડૂત શ્વાસ ખાવા લાગ્યો.

કેટલીક વાર પછી ત્યાં પેલો છોકરો પુનઃ દેખાયો. ખેડૂત પર સંતુષ્ટ થઇને તેણે કહ્યું:—"હે મહાશય! તમારી કૃપાથી આજ અમારો શત્રુ પરાજિત થયો છે. અમે સર્વે તમારા પર ઘણા જ સંતુષ્ટ થઈ ગયા છીએ. આ વૃક્ષ નીચે ખોદવાથી તમને પ્રચુર ધન પ્રાપ્ત થશે. જે વ્યક્તિને તમે પરાસ્ત કરી દીધેલ છે તેણેજ આ ધન દાટેલું છે. આજની રાતની રાતમાં તે સર્વે ધન તમારે તમારી ઘેર લઈ જવાનું છે."

તે બાલક ભૂતની આ વાર્તા સાંભળીને ખેડૂતે નિર્દિષ્ટ વૃક્ષ તળે ખોદવા માંડ્યું. કેટલીક વાર સુધી ખોદીને તેણે સાત સુવર્ણ મહોરોથી ભરેલા ધાતુના ઘડા બહાર કાઢ્યા. તે છોકરો પુનઃ દેખાયો તેણે કહ્યું:—"ખેડૂત મહાશય! તમારા કાર્યથી હુ ઘણો જ આનંદિત થયો છું. હવે તમે તમારી આંખો મીંચી દો એટલે આ ધન સાથે હુ તમને તમારા ઘેર પહોંચતા કરી દઉં."

ખેડૂતે ચાદરમાં બાંધેલા ભૂતને વૃક્ષ પર લટકાવીને બીજા ભૂતને નિશબ્દ કર્યા પછી આંખો મીંચીને તે ભૂમિ પર બેસી ગયો. જ્યારે તેણે તેની આંખો ઉઘાડી ત્યારે તેણે પોતાને પોતાના ઘરમાં બેઠેલો જોયો. તેની પાસેજ મહોરોના ભરેલા સાત ઘડા પડેલા હતા.

ખેડૂતને ઘેરથી નાસી ગએલો જોઇને તેની સ્ત્રી છે. રુદન કરવા લાગી. ઘણી વાર સુધી રોદન કાર્ય કર્યા પછી થઇને નિદ્રાવશ થઈ ગઈ! ધન લઇને ઘેર આવ્યા પછી એ પત્નીને જગાડી અને તેને માંડીને બધી વાત કહી. સ્વા.. સાંભળીને તથા સાત ઘડા મહોરો જોઇને ખેડૂતની પત્ની ખુ થઈ ગઈ. પોતાની ક્રૂર વર્તણુક માટે તે તેની પાસે માફ માગવા ખેડૂતે તેને માફી આપી દીધી અને તેને પહેલાંની માફક ચહાવા લાગ્યો.

બીજે દિવસે ખેડૂતે તે ધનથી એક પ્રકાંડ અટ્ટાલિકા લીધી અને તેમાં બાકીનું ધન તે લઈ ગયો. થોડા દિવસ ઘરમાં ઘણાં દાસ દાસીઓ કામ કરવા લાગ્યાં. ખેડૂત એક માફક પગ ઉપર પગ દઇને સ્ત્રી, પુત્ર અને કન્યા લઇ આનંદમાં તેના દિવસો ગાળવા લાગ્યો.

